# પ્રથમથી સહાયક થનાર સદ્દગૃહસ્થોની નામાવલિ

| નામ | ગામ | નકલો |
|---|---|---|
| ૧ સ્વ. પારેખ ચંદુલાલ કકલચંદના સ્મણાર્થે તેમના સુપુત્રો શ્રી મહેન્દ્રભાઈ, પ્રવિણભાઈ તથા કનૈયાલાલ તરફથી | વાવ | ૫૦૦ |
| ૨ પરમપૂજ્ય મુનિવર્ય શ્રી પુન્યોદયવિજયજી મહારાજ સાહેબ તથા પૂ. મુ શ્રી વિમલપ્રભ વિ. મ. સાહેબના સદુપદેશથી. | | |
| (૧) શ્રી પચ પોરવાલ [illegible]ટેશ્વર ભગવાનની પેઢી તરફથી. | શિવગંજ (રાજ૦) | ૫૦ |
| (૨) શા. બાબુલાલ વરદીચંદજી સોલંકી તરફથી. | નૌવી (રાજ૦) | ૫૦ |
| (૩) શા. ચેનમલ ટેકચંદજી-સોલંકી તરફથી. ફર્મ-સોલંકી જવેલર્સ. શાહ ચેનમલ ટેકચંદ એન્ડ કું સોપ નં. ૪૦. મમ્માદેવી રોડ. મુંબઈ–૨ | શિવગંજ (રાજ૦) | ૧૦૦ |
| ૩ પરમ પૂજ્ય આચાર્યદેવ શ્રી વિજયભુવન શેખર સૂરીશ્વરજી મહારાજ સાહેબના શિષ્યરત્ન શ્રી મહિમા વિજયજી મ સા.ના સદ્દુપદેશથી શ્રી બુધ્ધિતિલક | | |

| નામ | | |
|---|---|---|
| જૈન જ્ઞાન મંદિર – ભાભર (બનાસકાંઠા) તરફથી હા. વાડીલાલ દેવસીભાઈની કું. અમદાવાદ | ભાભર | ૧૦૦ |
| ૪ આચાર્યદેવ શ્રી દેવેન્દ્ર સાગરજી મ. સા ના સુશિષ્ય પૂ પ. મ સા. શ્રી નંદિવસાગરજી મ. સા. ના સદુપદેશથી. | | |
| (૧) શ્રી વૃજલાલ હરીભાઈ, ...તોના ઉપાશ્રય તરફથી. | | |
| (૨) શા. કાન્તીલાલ વાડીલાલ તરફથી. | કપડવંજ | ૧૦ |
| (૩) શ્રી. જ્ઞાનખાતાના હા શાંતીલાલ છોટાલાલ તરફથી. | કપડવંજ | ૧૧ |
| (૪) શા. રમણલાલ નહાલચંદ | કપડવંજ | ૧૦ |
| (૫) શા. મંગળજીભાઈ હેમચંદ | કપડવંજ | ૫ |
| (૬) શા. મીઠાભાઈ કલ્યાણચંદ ધર્મ ટ્રસ્ટ પેઢી | કપડવંજ | ૫ |
| (૭) શા. રતનચંદ કુબેરચંદ | કપડવંજ | ૫ |
| (૮) શા. સોમાભાઈ પુનમચંદ | કપડવંજ | ૫ |
| (૯) શા. અંબાલાલ કીલાભાઈ | કપડવંજ | ૫ |
| (૧૦) શા. વાડીલાલ મનસુખભાઈ | કપડવંજ | ૫ |
| (૧૧) શ્રી. અભયદેવસૂરી જ્ઞાનમંદિર | કપડવંજ | ૧૦ |
| (૧૨) ડૉ. સુમનભાઈ માણેકલાલ હા. વિદ્યાબેન | કપડવંજ | ૫ |
| (૧૩) શા. ચીમનલાલ ગીરધરલાલ | કપડવંજ | ૫ |
| (૧૪) શા. પાનાચંદ મગનલાલ | કપડવંજ | ૫ |
| (૧૫) શા. પાનાચંદ વ્રજલાલની પેઢી | કપડવંજ | ૫ |



| નામ | ગામ | નકલો |
|---|---|---|
| (૧૬) શ્રી મહિલામંડલ. | કપડવંજ | ૫ |
| (૧૭) શા. જેસંગભાઈ સોમાભાઈ | કપડવંજ | ૫ |
| (૧૮) શા. વાડીલાલ ગીરધરલાલ | કપડવંજ | ૫ |
| (૧૯) ગાંધી અરવિંદકુમાર | કપડવંજ | ૫ |
| (૨૦) શા. શંકરલાલ પાનાચંદ હા. જમુભાઈ | કપડવંજ | ૫ |
| (૨૧) શા. માણેકલાલ મગનલાલ હા. શાંતિલાલ | કપડવંજ | ૫ |
| (૨૨) શા. કસ્તુરલાલ છોટાલાલ | કપડવંજ | ૫ |
| (૨૩) શા. અમુલખભાઈ લલ્લુભાઈ | કપડવંજ | ૫ |
| (૨૪) એક સદ્‌ગૃહસ્થો તરફથી | ભાવનગર | ૬ |
| ૫ પ. પૂ. આ. મ. સા. શ્રી રાજેન્દ્રસૂરી (ડહેલાવાળા)ના સદુપદેશથી | | |
| (૧) લુહારની પોળ–જૈન ઉપાશ્રયના જ્ઞાનખાતામાંથી | અમદાવાદ | ૫૦ |
| (૨) આ. શ્રી. રાજેન્દ્રસૂરિજી સ્થાપિત, શ્રી સુરેન્દ્રસૂરિ જૈનધર્મ પ્રસારક ટ્રસ્ટ | અમદાવાદ | ૫૦ |
| ૬ પૂ. પં. શ્રી જિનપ્રભ વિ. મ. સા.ના સદુપદેશથી શ્રી તપગચ્છ જૈન ઉપાશ્રયના જ્ઞાનખાતા તરફથી. | ધાનેરા (બનાસકાંઠા) | ૧૦૦ |
| ૭ પુ. પં. શ્રી યશોભદ્ર વિ. મ. સા.ના સદુપદેશથી | | |
| (૧) શા. રમણલાલ મફતલાલ | મુંબઈ | ૫૦ |
| (૨) શા. મહેન્દ્રકુમાર ચંદુલાલ | મુંબઈ | ૨૫ |
| (૩) શા. બાબુલાલ વિઠ્ઠલદાસ | મુંબઈ | ૨૫ |

| નામ | ગામ | નકલો |
|---|---|---|
| ૮ મહાસતીજી શ્રી ચૈતન્યદેવી ( વિશ્વ-શાંતિ ચાહક) ની પ્રેરણાથી, શ્રીમતી આશિતાબેન કાન્તીલાલ શેઠ | મુંબઈ | ૫૦ |
| ૯ પ. પૂ. આ. શ્રી રૂચકચંદ્રસૂરિજી મ સા ના સદુપદેશથી શાહપુર મંગળપારેખના ખાંચાના જૈન ઉપાશ્રયના જ્ઞાનખાતા તરફથી | અમદાવાદ | ૫૦ |
| ૧૦ પરમ પૂજ્ય તપસ્વી આ દે શ્રી રાજતિલકસૂરિજી મ સા. ના સદુપદેશથી ઉપાશ્રય સંઘના જ્ઞાનખાતા તરફથી | જુનાડીસા | ૭૦ |
| ૧૧ પૂ મુ. શ્રી વારિષેણ વિ મ સા ના સદુપદેશથી જૈન જ્ઞાનખાતા તરફથી | દાતરાઈ (રાજ) | ૩૦ |
| ૧૨ ગણિવર્ય શ્રી પ્રદ્યુમ્ન વિ. મ સા.ની પ્રેરણાથી સુશ્રાવિકા કંચનબેન જયંતિલાલ–શાહ તરફથી | અમદાવાદ | ૫૦ |
| ૧૩ પૂ. મુ. શ્રી વારિષેણ વિ. મ. સા.ના સદુપદેશથી એક સદ્દગૃહસ્થ | ડીસા | ૧૫ |
| ૧૪ પ્રવિણભાઈ. જે શાહ | મુંબઈ | ૨૫ |
| ૧૫ ચંદ્રહાસ. એમ ત્રિવેદી | [illegible]દાવાદ | ૨૫ |
| ૧૬ સાધ્વીજી મહારાજ શ્રી [illegible] શ્રીજીના સદુપદેશથી | અમદાવાદ | ૨૫ |
| ૧૭ વાડીલાલ જે. શાહ | મુંબઈ | [illegible] |
| ૧૮ લાલબાગ શ્વે. મૂ. તપગચ્છ જૈનસંઘ તરફથી | મુંબઈ | [illegible]૦૦ |



| નામ | ગામ | નકલો |
|---|---|---|
| ૧૯ ડૉ. જિતેન્દ્રભાઈ. પી. શાહ | પાલનપુર | ૫ |
| ૨૦ મુ. શ્રી ચંદ્રોદય વિ. મ સા.ના સદુપદેશથી શાંતીલાલ ભાયાલાલ | બીલીમોરા | ૭ |
| ૨૧ શા. પોપટલાલ મણીલાલ સાંગલીવાળા હસ્તક | | |
| (૧) સામજીભાઈ રાજપાળ. શેઠ | સાંગલી | ૧૦ |
| (૨) ચાંપસીભાઈ પદમસીભાઈ શેઠ | સાગલી | ૫ |
| (૩) મુળજીભાઈ લાલશીભાઈ શેઠ | સાંગલી | ૫ |
| ૨૨ ટી ગુલાબચંદ જૈન | કોલ્હાપુર | ૫ |
| ૨૩ ચદુલાલ અમજીભાઈ | અમદાવાદ | ૫ |
| ૨૪ કે આર મુથા એન્ડ કુ. કલ્યાણ હા. મુથા સુખરાજ રામચંદજી (આહોરવાળા) | આહોર (રાજસ્થાન) | ૧૦ |
| ૨૫ શાહ હીરાલાલ ગુલાબચંદ | કોપરલી | ૫ |
| ૨૬ ગુલાબચદ ઠાકોરભાઈ ઝવેરી | મુંબઈ | ૫ |
| ૨૭ મગનલાલ ચાપસી. ગાલા હસ્તક | | |
| (૧) એક સદ્દગૃહસ્થ તરફથી | મુંબઈ | ૫ |
| (૨) સ્વ. કચુભુલાના સુપુત્રો શ્રી ભવાનજી તથા ખીમજી તરફથી | મુંબઈ | ૧૦ |
| (૩) શ્રી મોરારજી ગયસી. ગામ કચ્છ રામાણીયાં વાળા તરફથી | મુંબઈ | ૧૦ |
| ૨૮ જૈન તત્ત્વજ્ઞાન પ્રશિક્ષણ કેન્દ્ર હા. અમૃતલાલ કે. વસા | બેંગલોર | ૫ |
| ૨૯ પૂ. પં. શ્રી ભુવનવિજયજી મ. સા. (શ્રી જયવિ. મ. સા. ના શિષ્ય)ના સદુપદેશથી એક સદ્દગૃહસ્થ તરફથી | સિરોહી | ૧૦ |

# પ્રકાશકીય નિવેદન

આત્મતત્ત્વને અને આત્મહિતકર માર્ગને વિસરાઈ જઈ, માત્ર દેહાધ્યાસમા જ મગ્ન બનાવી રાખનાર, ભૌતિકવાદનાં જ નગારાં ચારે બાજુ વાગી રહ્યાં છે, તેવા આ સમયે ખાસ કરીને આજના શિક્ષિતવર્ગને તેમ જ ઉગતી પ્રજાને આધ્યાત્મિક માર્ગે દોરવા જૈન-ધર્મના મૌલિક સિદ્ધાન્તો, તેનુ ઊંચુ તત્ત્વજ્ઞાન, આચારો અને માન્યતાઓ વગેરેથી પરિચિત કરવાની અત્યધિક આવશ્યકતા છે. અને તે માટે શક્ય એટલી સરલભાષામાં તાત્ત્વિક સાહિત્યના પ્રકાશનની ખાસ જરૂર છે. તત્ત્વરૂચિ આત્માઓ આવા પુસ્તકો વાંચી - વિચારીને આધ્યાત્મિક વિકાસના માર્ગે જોડાઈ, માનવજીવનને સફળ કરવાની રૂચિવાળા બને છે.

ભૂતપૂર્વ ધાર્મિક અધ્યાપક શ્રી ખુબચદભાઈ કેશવલાલભાઈએ સરલભાષામાં તત્ત્વજ્ઞાનને સમજાવતાં જુદા જુદા પુસ્તકો લખ્યા છે તત્ત્વજિજ્ઞાસુવર્ગમા તે પુસ્તકો ખૂબ જ પ્રશંસનીય બની રહેલા હોઈ, જ્યારે જ્યારે તેઓશ્રી નવુ કોઈ પુસ્તક છપાવવાની જાહેરાત કરે છે, ત્યારે તત્ત્વરૂચિ ભાવિકો તરફથી તે પુસ્તકના ખર્ચ માટે અતિ અલ્પટાઈમમાં જ તેમને અનુકૂળતા પ્રાપ્ત થઈ જ જાય છે. જો કે આજે કેટલાક લોકોને આવો તત્ત્વજ્ઞાનનો વિષય શુષ્ક લાગે છે, જેથી આવા પુસ્તકો તેવાઓને રૂચિકર ઓછાં બને છે, તો પણ ઘણા

શિક્ષક તરીકે રહી ઘણા આત્માઓને શ્રી વિતરાગશાસનના પરમ શ્રદ્ધાળુ અને તત્ત્વજ્ઞાનના રસિક બનાવ્યા છે. જેથી ઘણા ગુણાનુરાગી અને કૃતજ્ઞ અભ્યાસકો, તથા તેમની પાસે ભણેલા સાધ્વીજી મહારાજાઓ હજુ પણ તેમને ભૂલી શકતા નથી

મહેસાણા શ્રી યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળામાં અભ્યાસ કરી, સત્તર વરસની નાની ઉંમરે પ્રહેલવહેલા જ તેઓ મોરબી જૈન પાઠશાળામાં શિક્ષક તરીકે ગયા હતા અને ત્યા ૭ વરસ રહી, મોરબી જૈનસંઘનો ખૂબ જ પ્રેમ સંપાદન કર્યો હતો

પોતાના વિદ્યાગુરૂ પ્રત્યેનુ ઋણ અદા કરવા, હાલે ધધાર્થે મુબઈ વસતા, મોરબીના ભૂતપૂર્વ વિદ્યાર્થીવર્ગે, ચાલીશ વર્ષ જેટલા દીર્ઘ ટાઈમે પણ ખુબચદભાઈને યાદ કરી મુબઈમાં આચાર્ય શ્રી કીર્તિચંદ્ર-સૂરિજી મહારાજ સાહેબની નિશ્રામાં બહુમાન સમારંભના આયોજન દ્વારા શ્રી ખુમચદભાઈનું યથાશકિત સન્માન, વિશાળ જનમેદની વચ્ચે, પાયધૂની શ્રી નમિનાથ જૈન ઉપાશ્રયમાં કર્યું હતું.

સિરોહી (રાજસ્થાન) જૈનસઘે પણ ખુબચદભાઈની કામ-ગીરીથી ખૂબ જ સંતુષ્ઠ બની, તેની કદર કરવાપૂર્વક બહુ જ સારી રીતે સન્માન કર્યું હતું. આજે પણ સિરોહી જૈનસંઘના આબાલ-વૃદ્ધો, ખુબચંદભાઈને ભૂલી શકયા નથી.

છેલ્લા દશ વર્ષથી પોતે નોકરીથી નિવૃત્ત બની રહી, દિવસનો વિશેપભાગ તો સમ્યગ્જ્ઞાનના વાંચન-લેખન-ચિંતન, ઇત્યાદિ રીતે સ્વાધ્યાયમાં જ વ્યતીત કરે છે

તેઓ શ્રી હજુ પણ અવારનવાર જૈન તાત્ત્વિક વિષયનાં વધુ પુસ્તકો તૈયાર કરી બાળજીવોને તત્ત્વજ્ઞાનરસિક બનાવે એ જ શુભેચ્છા.

પોપ શુદિ-૨ — લી. **લહેરચંદ અમીચંદ શાહ**
સંવત-૨૦૩૭ — ૩૫, આનંદભુવન, નવા માધુપુરા
**અમદાવાદ.**

# પુસ્તક અને લેખકનો પરિચય

પુસ્તક પરિચય:–જૈનદર્શનનું પદાર્થવિજ્ઞાન નામના આ પુસ્તકમાં જૈનદર્શનકથિત પદાર્થવિજ્ઞાનની ઝીણવટભરી રીતે તાત્ત્વિક અને સાત્વિક વિચારણા કરવામાં આવી છે. વિષય અત્યંત જટિલ અને ગહન હોવા છતાં લેખકે લોકભોગ્ય અને વિદ્દ્ભોગ્ય શૈલિમાં સાદી અને સરળ ભાષામાં સમજાવવાનો સુંદર પ્રયાસ કર્યો છે. સાથે સાથે આધુનિક વૈજ્ઞાનિકો શું માને છે, અને શું માનતા હતા, એ વિષયને વિશદ રીતે ચર્ચી, જૈનદર્શનની ખૂબી, અનોખી રીતે પ્રદર્શિત કરી, જિજ્ઞાસુવર્ગ માટે અત્યંત ઉપયોગી સામગ્રી પુરી પાડી છે. એટલે પુસ્તક અત્યંત ઉપયોગી નીવડશે, એ હકીકત છે.

લેખક પરિચય :— પુસ્તકના લેખક વાવ (બનાસકાંઠા) નિવાસી, અને ઘણા વર્ષો સુધી સિરોહી (રાજસ્થાન) પાર્શ્વ જૈનશાળાના મુખ્ય ધાર્મિક અધ્યાપક તરીકે કામ કરી, ત્યાંના જૈનસંઘની હાર્દિક ચાહના અને પ્રેમ પ્રાપ્ત કરનાર શ્રી ખુબચંદભાઈ કેશવલાલ છે. વળી તેઓશ્રીએ આજ સુધી અનેક તાત્ત્વિક પુસ્તકો લખી જનતાને પોતાના જ્ઞાનનો અપૂર્વ લાભ આપ્યો છે. કલ્યાણ માસિકમાં (જૈન) તેઓશ્રીની ઘણા ટાઈમ સુધી ચાલુ રહેલ તાત્ત્વિક લેખમાળાએ જૈનતત્ત્વના અભ્યાસીઓનું સારૂ એવું આકર્ષણ જમાવ્યું છે. આવા એક શ્રધ્ધાળુ લેખક, ધાર્મિક અધ્યાપક, અને જૈનશાસનની પ્રભાવનાની તમન્ના ધરાવનાર સુયોગ્ય વ્યક્તિનું સન્માન અને બહુમાન કરવું, એ પણ આપણું એક કર્તવ્ય છે તેમ સમજીને આ ભવ્ય સમારંભનું આયોજન અત્રે કરવામાં આવ્યું છે.

(શ્રી વિશ્વનંદિકર જૈન સંઘ તરફથી અરૂણ સોસાયટી (પાલડી) અમદાવાદમાં તા. ૨૬–૧૧–૬૭ના રોજ, પૂ પાદ જૈનાચાર્ય શ્રીમદ્ વિજય લક્ષ્મણસૂરિશ્વરજી મહારાજ તથા શતાવધાની પૂ. આચાર્ય વિજય કીર્તિચંદ્રસૂરિજી મહારાજ આદિ મુનિવરોની નિશ્રામાં, આ પુસ્તકની પ્રથમાવૃત્તિના પ્રકાશન અને સમર્પણ વિધિના ભવ્ય સમારંભ પ્રસંગે, પ્રકાશિત આમંત્રણ પત્રિકામાંથી સાભાર ઉદ્ધૃત)

આ વિશ્વ શું છે? શામાંથી ઉત્પન્ન થયું છે? કેમ ઉત્પન્ન થયું છે? કોણે ઉત્પન્ન કર્યું છે? વિવિધ પદાર્થોમા વિવિધતા શાથી? કેવી કેવી શક્તિઓ પ્રચ્છન્નભાવે અને પ્રગટભાવે પદાર્થોમાં રહેલી છે? પ્રાણીઓના સુખ–દુઃખનું સર્જકતત્ત્વ શું છે? વાસ્તવિક સુખ-દુઃખ કોને કહેવાય? વિશ્વનું ઉપાદાન તત્ત્વ શું છે? વિશ્વમા મૌલિક તત્ત્વો શુ છે? સુખ અને દુ.ખ શામા છે? પ્રાણીમાત્ર સુખનો જ અભિલાષી હોઈ સુખ માટે જ પ્રયત્ન કરતો હોવા છતાં દુઃખી કેમ? કોણ સુખી? કોણ દુખી? આવી અનેક બાબતોની વિચાર-ધારા દરેક મનુષ્યના મનમાં અહર્નિશ વહેતી જ રહે એમાં આશ્ચર્ય નથી

અનેક તત્ત્વચિંતકોએ સ્વબુદ્ધિ અનુસાર ઉપરોક્ત બાબતના ખુલાસા પ્રદર્શિત કર્યા છે છતાં તે સર્વ ખુલાસામાથી માનસિક સમાધાન હજુ કોઈ કરી શકયુ નથી. પૂર્વગ્રહ છોડીને સત્યશોધક બુદ્ધિએ તપાસીએ તો જૈનાગમના દ્રવ્યાનુયોગ વિષયી વર્ણનમાંથી જ આ બાબતનું સત્ય નિરાકરણ સહેલાઈથી થઈ શકે તેવું છે.

સિરોહી (રાજસ્થાન) જૈન પાઠશાળામા અધ્યાપક તરીકે સવત ૨૦૧૦થી સવત ૨૦૨૭ની સાલ સુધીમાં મારા ત્યાંના વસવાટ દરમ્યાન, સંવત ૨૦૨૨માં દક્ષિણદેશોધ્ધારક આચાર્ય દેવ શ્રી લક્ષ્મણ-સૂરીશ્વરજી મહારાજ સાહેબનું ત્યાં ચાતુર્માસ હતું. તે સમયે તેઓ-શ્રીના વિદ્વાનશિષ્ય આચાર્યદેવ શ્રી કીર્ત્તિચંદ્રસૂરીજી મહારાજે આ વિષય અંગેનું પુસ્તક લખી, છપાવી, પ્રકાશિત કરવા મને પ્રેરણા કરી. અને તે માટે તેઓશ્રીએ મને કેટલાક સમયોચિત સૂચનાઓ પણ કરી વળી આ વિષય અંગે મારા સગ્રહિત અને કલ્યાણ

માસિકમાં પ્રકાશિત લેખો વાંચી પૂ. આ. ભ. શ્રી લક્ષ્મણસૂરીશ્વરજી મહારાજ સાહેબે તેમા કેટલાક સુધારાવધારા કરાવી, આ વિષય અંગેની કેટલીક મારી શંકાઓનું પણ તેઓશ્રીએ સમાધાન કર્યું. આ સમયે આ વિષય અંગે મને તેઓશ્રી પાસેથી ઘણું ઘણું જાણવા સમજવાનુ મળ્યુ. અને તેની પ્રેસકોપી તૈયાર કરી છેવટ સંવત ૨૦૨૪ની સાલમાં "જૈનદર્શનનુ પદાર્થ વિજ્ઞાન" નામે પુસ્તકની પ્રથમાવૃત્તિ પ્રકાશિત થઈ શકી અને તે સમયે પૂ.આ.મ શ્રી રાજેન્દ્ર-સૂરીજી મહારાજ (ડહેલવાળા), તથા પૂ આ. મ શ્રી ભુવનતિલક સૂરીશ્વરજી મહારાજ, તથા પૂ મુ શ્રી પુન્યોદયવિજયજી મહારાજ, અને પૂ આ. મ. શ્રી કીર્તિચંદ્રસૂરીજી મહારાજ સાહેબના સદુપદેશથી કેટલાક સદ્દગૃહસ્થો તરફથી, આ પુસ્તકના પ્રકાશન ખર્ચની પણ સંપૂર્ણ પ્રાપ્તિથી તે સમયે તે કામ મને ખૂબ જ સરલ બની રહ્યું.

તે સમયે આ પુસ્તકનું પ્રકાશન કરાવવામા પૂ આ. મ. શ્રી કીર્તિચંદ્રસૂરીજી મ. સાહેબ, મને માત્ર ઉત્સાહ પ્રેરિત જ નહિં બની રહેતાં, આવું સાહિત્ય લખવાની મારી જીજ્ઞાસા અને ઉત્કંઠા, વધુને વધુ બની રહે તે માટે અને જૈન સંઘ, આવા સાહિત્યની કદર કરે, એ હિસાબે, તેઓશ્રીએ પૂ. આ. ભ. શ્રી લક્ષ્મણસૂરીશ્વરજી મહારાજ સાહેબને વિનતી કરી કે આ પુસ્તકનુ જાહેર જનતામાં પ્રકાશન-વિધિનું આયોજન થાય તો સારૂં. પૂજ્યશ્રીને પણ તે વાત ઉચિત જણાઈ. અને પોતાના વિ. સં. ૨૦૨૪ની સાલના ચોમાસામાં પાલડી–અમદાવાદમાં "વિશ્વનંદિકર જૈનસંઘને" આ બાબત સમજાવતાં તે સંઘના અગ્રેસરોએ તે વાતને સહર્ષ માન્ય રાખી, અરૂણ સોસાયટીના દેરાસરના કમ્પાઉન્ડમાં કરેલ ભવ્ય સમારંભમાં આ પુસ્તકની પ્રથમાવૃત્તિનું ખૂબ જ ઉત્સાહપૂર્વક પ્રકાશન થયું.

પ્રકાશિત થયેલ આ પુસ્તક તત્ત્વજિજ્ઞાસુ વર્ગમા ખૂબ જ પ્રિય થઈ પડવાથી પુનઃ તેની બીજી આવૃત્તિ છપાવવાની ઘણા તત્ત્વપ્રેમી

વર્ગતરફથી મને પ્રેરણા મળતી રહેતી હતી પરંતુ વિ૰સંવત ૨૦૨૭ની સાલમાં મારી શારીરિક પ્રતિકુળતાના કારણે સિરોહી (રાજસ્થાન) જૈનપાઠશાળાની નોકરીથી નિવૃત્ત થઈ મારા વતન વાવ (બનાસકાંઠા)મા જ નિવૃત્ત બની રહેવાપૂર્વક મારે સ્થાયી રહેવાનુ થયુ છેલ્લા દશ વર્ષના મારા નિવૃત્ત જીવનમા પણ સમ્યગ્જ્ઞાનની આરધનારૂપ, જૈનદર્શનના તત્ત્વજ્ઞાન અંગેના, આત્મવિજ્ઞાન ભા૦૧–૨–૩, કર્મમીમાસા, જૈનદર્શનનો કર્મવાદ, જૈન–દર્શનમા અણુવિજ્ઞાન, એ સાત પુસ્તકો તથા આત્મવિજ્ઞાન પહેલા ભાગની દ્વીતિયાવૃત્તિ, પ્રકાશીત કરી શકાયા. તત્ત્વપ્રેમી સદ્દગૃહસ્થો તરફથી આ પ્રકાશનો માટે પહેલેથી જ આર્થિક અનુકુળતા સાપડી રહેતા, તે પુસ્તકોનું જ્ઞાનભંડારોને, પૂ. સાધુ-સાધ્વી મહારાજ સાહેબોને અને તત્ત્વજિજ્ઞાસુઓને ભેટથી યોગ્ય રીતે વિતરણ થઈ શક્યું. અને આ પુસ્તકોનો સદ્દુપયોગ થાય તેવા સ્થાને જ પુસ્તકો પહોંચી શક્યાં.

છેવટ કેટલાક પૂજ્ય ગુરૂદેવોની પ્રેરણાથી અને કેટલાક તત્ત્વ-પ્રેમી સદ્દગૃહસ્થો તરફથી સ્વઇચ્છાએ અર્પિત આર્થિક સહાયથી આ "જૈનદર્શનનુ પદાર્થવિજ્ઞાન" પુસ્તકની દ્વીતિયાવૃત્તિનું પ્રકાશન થઈ શક્યુ છે. આ દ્વીતિયાવૃત્તિમાં ઉપયોગશુદ્ધિ અને ધ્યાનયોગ નામે છેલ્લું ચૌદમુ પ્રકરણ નવું ઉમેરાયુ છે.

મારા દરેક પ્રકાશનોમાં આચાર્યદેવશ્રી ભુવનશેખર સૂરીશ્વરજી મહારાજ સાહેબ તથા તેમના શિષ્ય પૂ મુ. શ્રી મહિમા વિજયજી મહારાજ સાહેબે, આચાર્યદેવશ્રી રાજેન્દ્રસૂરીશ્વરજી મહારારાજ સાહેબે (ડહેલા-વાળા), આચાર્યશ્રી રાજતિલક સૂરીશ્વરજી મહારાજ સાહેબે, આચાર્ય દેવશ્રી રૂચકચંદ્ર સૂરીશ્વરજી મહારાજ સાહેબે, પૂજ્ય પ ન્યાસજી મહારાજ સાહેબશ્રી જિનપ્રભ વિજયજી મહારાજ સાહેબે, પૂ૰મુ૰શ્રી વારિષેણ વિજયજી મહારાજ સાહેબે, પૂજ્ય પ ન્યાસજી મહારાજ સાહેબ શ્રી નરદેવસાગરજી મહારાજ સાહેબે, પૂજ્ય સાધ્વીજી મહારાજ સાહેબશ્રી

સુલોચનાશ્રીજી મહારાજ સાહેબે, (આ. શ્રી. શાંતિચંદ્રસૂરીજી મ. સા.ના સમુદાયનાં), સૂજય સાધ્વીજી મહારાજ સાહેબ શ્રી પદ્મલતા-શ્રીજી મહારાજ સાહેબે (પૂ. આ. શ્રી લબ્ધિ સૂરીશ્વરજી મહારાજ સાહેબના સમુદાયના). પૂ. મુ. શ્રી મહાયશ વિજયજી મહારાજ સાહેબ તથા પૂ. મુ. શ્રી ધુરંધર વિજયજી મહારાજ સાહેબે, પૂજ્ય પંન્યાસજી શ્રી કુંદકુંદ વિજયજી મહારાજ સાહેબે (પૂ. પં. શ્રી ભદ્રંકર વિજયજી મહારાજ સાહેબના શિષ્ય) મને ખૂબ જ પ્રોત્સાહન આપી આર્થિક સહાયકોને પ્રેરણા કરવાપૂર્વક મને ખૂબ જ સહાનુભૂતિ દર્શાવી છે. વળી મહાસતીજી શ્રી ચૈતન્યદેવી (વિશ્વશાતિચાહક)ની ખાસ પ્રેરણાથી શ્રીમતી આશિતાબેન કાન્તીલાલ શેઠ. મુંબઈવાળાએ પણ આ પુસ્તકો પ્રકાશનના કાર્યમાં સારો ફાળો આપ્યો છે. તે સર્વેનો હું અતઃ કરણપૂર્વક આભાર માનુ છું. પૂ. મુ. શ્રી પુન્યોદય વિ. મ. સા., તથા મુ. શ્રી. વિમલપ્રભ વિ. મ સા ની લાગણી માટે તો હું તેમનો ખૂબ જ આભારી છું.

છદ્માવસ્થામા ક્ષતિ સંભવિત છે. ખૂબ સાવચેતી રાખવા છતાં મતિદોષથી યા ઉપયોગશૂન્યતાથી આવા કઠિન વિષયમા સ્હેજે ભૂલ થઈ જવા પામે છે. જેથી આ પુસ્તકમાં જે કંઈ સારૂ છે, તે તો જિનેશ્વર દેવે કહેલું છે, પરતુ તે હકીકતને આ પુસ્તકના વાંચકો સમક્ષ, મારી ભાષામા–મારી શૈલીમાં મૂકવા જતાં મારાથી જે કંઈ અજાણપણે પ્રભુઆજ્ઞાથી વિપરીત લખાઈ ગયુ હોય તે બદલ મિચ્છામિ દુક્કડં ચાહું છું.

મારાં લેખિત દરેક પુસ્તક છપાવવાનું કામ પહેલેથી જ અમદાવાદ–નવપ્રભાત પ્રીન્ટીંગ પ્રેસમાં જ કરાવાય છે. આ પ્રેસના માલિક શ્રી મણીલાલભાઈ છગનલાલભાઈએ તથા તેઓશ્રીના સુપુત્ર શ્રી જયંતીલાલભાઈએ દરેક વખતે મારાં પુસ્તકો જલ્દી અને સમયસર છાપીને આપ્યાં છે, તે બદલ તેમને ધન્યવાદ છે. પ્રુફ્સ શોધનમાં

દ્રષ્ટિ દોષના કારણે ક્ષતિ રહેવા પામી હોય અગર કંઈ વિપરીત લખાઈ ગયુ હોય તે બદલ ક્ષમાપના ચાહું છું.

પરમપૂજ્ય આચાર્ય ભગવંત શ્રી ભુવનતિલક સૂરીશ્વરજી મહારાજ સાહેબે મારી ઉપર કૃપા કરી, આ પુસ્તકમાં લેખિત વિષયની સંપૂર્ણ માહિતીને સંક્ષેપમાં – ગાગરમાં સાગરની જેમ દર્શાવતી, આ પુસ્તકની પ્રથમાવૃત્તિની પ્રસ્તાવના (પ્રાક્કથન) લખી આપેલ, તે જ પ્રસ્તાવના આ દ્વીતિયાવૃત્તિમાં છાપી છે. હાલે તો સ્વર્ગસ્થ બની રહેલ આ પૂજ્યશ્રીનો આભાર હું કેમ ભૂલી શકું ?

પુસ્તક છપાઈનું કામ, અમદાવાદમાં કરાવાતું હોઈ, પ્રેસ અંગેના દરેક કામમાં અને પુસ્તકની વ્યવસ્થા કરવામાં દરેક વખતે, હાલે અમદાવાદ રહેતા વાવનિવાસી લહેરચંદ અમીચદે મને ખૂબ જ સહાય કરી છે, અને કરી રહ્યા છે, તે બદ્દલ તેમનો ખાસ આભાર માનું છું. આમ આ પુસ્તકના પ્રકાશન કાર્યમાં વિવિધરીતે પ્રત્યક્ષ કે પરોક્ષપણે જેઓની મને સહાય મળી છે, એ સૌનો હું ઋણી છું.

ભગવાન શ્રી જિનેશ્વરદેવે પ્રરૂપિત, આ પુસ્તકમાં દર્શાવેલ તાત્ત્વિક વિષયને મનન–ચિંતનપૂર્વક વાંચી–વિચારી, જૈનશાસનના અવિહડ શ્રદ્ધાલુ બની, શ્રી અરિહંત પરમાત્માએ દર્શિત માર્ગને અનુસરી, સર્વ જીવો આત્મશ્રેય સાધો, એ જ શુભેચ્છા

પોષ દશમી. લિ.
પાર્શ્વપ્રભુના જન્મકલ્યાણકનોદિન. **ખુબચંદ કેશવલાલ–પારેખ**
વિ. સં. ૨૦૩૭ **વાવ.** (બનાસકાંઠા)
વીર, સં. ૨૫૦૭

# પ્રાક્કથન

## (પ્રથમાવૃત્તિનું)

જૈન દર્શનના આદ્ય કથનાર સર્વજ્ઞો છે સર્વને જાણે તે સર્વજ્ઞ કહેવાય છે ત્રિકાલાબાધિત જ્ઞાન-વિજ્ઞાન નિશ્ચિત હોય છે. કોઈ પણ કાળે કોઈ પણ વ્યક્તિ તેઓના વચનોને નિઃસાર કે નિરર્થક સાબિત કરી શકે જ નહિ. જૈન સિદ્ધાન્તોમાં તત્ત્વજ્ઞાનનો અજબ ખજાનો ભરપૂર ભરેલો છે. તેમાંય કર્મ અને તેના પ્રકારો, કર્મની સત્તા, ઉદય, ઉદીરણા, બંધ, વગેરે ઘણું જ ગૂઢ અને મર્મસ્પર્શી જ્ઞાન છે. વીતરાગ પ્રણીત જિનાગમ ચાર અનુયોગોમાં વહેંચાયેલું છે. દ્રવ્યાનુયોગ-ગણિતાનુયોગ-ચરણકરણાનુયોગ અને ધર્મકથાનુયોગ. આ ચારેય અનુયોગોનું જ્ઞાન-વિજ્ઞાન, આત્માને કર્મરહિત બનાવી સ્વસ્વરૂપને પ્રગટ કરવામાં પુષ્ટાવલંબન જેવું મહત્ત્વપૂર્ણ છે. તેમાંય દ્રવ્યાનુયોગનો વિષય સૂક્ષ્મ અને તીક્ષ્ણબુદ્ધિગમ્ય છે. પ્રાચીન કાળમાં મહા શ્રમણો પોતાના લાખોપૂર્વના આયુષ્યો આ દ્રવ્યાનુયોગના વિષયોના ચિંતવનમાં જ પસાર કરતા હતા. સર્વાર્થસિદ્ધ વિમાનના દેવો તેત્રીશ સાગરોપમનું લાંબુ આયુષ્ય પણ આ જ દ્રવ્યાનુયોગની વિચારણા અને ધારણામાં જ પસાર કરે છે. નયવાદ, નિક્ષેપવાદ, કર્મવાદ, વિવિધ પૌદ્ગલિક વર્ગણાની વિચારણા, દ્રવ્ય-ગુણ-પર્યાય, આવું સઘળુંય જ્ઞાન, તે દ્રવ્યાનુયોગના મહાસાગરમાં છલોછલ ભરેલ છે. અનંતજ્ઞાની પણ અખિલ આયુષ્ય કથે છતાંય તે અનંતજ્ઞાનનો અમુક જ ભાગ કથી શકે છે જાણે છે તેટલું કથી શકતા જ નથી અભિલાપ્ય પદાર્થો

કથ્યા છે. એનાથી એ કેઈગુણા અનભિલાપ્ય પદાર્થો બાકી છે. અભિલાપ્ય એટલે કથન કરી શકવા યોગ્ય અને અનભિલાપ્ય એટલે કથન નહીં કરી શકવા યોગ્ય.

"આ જૈનદર્શનનું પદાર્થ વિજ્ઞાન" નામનું પુસ્તક બહાર પડે છે એ પુસ્તકની મૂળ કોપી મને મળી હતી. અને તત્ત્વપ્રેમી તથા સુજ્ઞ માસ્તર શ્રી ખુબચંદભાઈએ એનું પાક્કથન લખવા મને પ્રેર્યો જો કે આવા તત્ત્વના ચર્ચામય ગ્રંથનું પાક્કથન લખવામાં ઘણો જ સમય જોઈએ, પરંતુ છાપવાનું કામ ત્વરાએ ચાલુ હોવાથી મેં સિંહાવલોકન વૃત્તિથી આ પાક્કથન આલેખ્યું છે. મ્હારે પહેલા જણાવી દેવું જોઈએ કે અધ્યાત્મપ્રેમી શ્રી ખુબચંદભાઈના લેખો ઘણા વખતથી હું અનેક પત્રોમાં વાંચી રહ્યો હતો. તેમના લેખો એટલે તત્ત્વજ્ઞાનનાં સરોવરો! તેમના લેખો એટલે વાકચે વાકચે શબ્દે શબ્દે જિનદર્શનની અડગ શ્રદ્ધાનું, ઊંડા જ્ઞાનાભ્યાસનું દર્શન. આજ સુધીમા તેઓએ મૂર્તિપૂજાને શાસ્ત્રોક્ત સાબિત કરતો એક અવલોકનીય ગ્રંથ બહાર પાડયો છે. તેમજ કર્મના વિષયને લગતું પણ "જૈન દર્શનનો કર્મવાદ" નામનું એક અપૂર્વ પુસ્તક તેઓશ્રીએ લખી પ્રકાશીત કર્યું છે. અને વર્તમાન અણુવિજ્ઞાનની સામે લાલબત્તી ધરતું "શ્રી જૈન-દર્શનના અણુવિજ્ઞાનની મહત્તા" નામનું પુસ્તક પણ હમણાં જ પ્રસિદ્ધ કર્યું છે. આ પદાર્થવિજ્ઞાનનું અતીવોપયોગી પુસ્તક પણ તેઓ નિસ્વાર્થ ભાવથી, જનોપકાર બુદ્ધિથી પ્રગટ કરી રહ્યા છે. આજે જૈન સમાજમા વિદ્વાનો અને તત્ત્વજ્ઞાનના જિજ્ઞાસુઓ આવા પુસ્તકોની ખૂબ જ મહત્તા અને ઉપયોગીતા સમજે છે અને આ પુસ્તકોને ખૂબ જ ચિંતન–મનન અને નિદિધ્યાસન પૂર્વક વાચે છે. આવા પુસ્તકો લખનારા અધ્યાપકો જૈન સમાજમાં વિરલ છે. તેવી જ રીતે રસપૂર્વક સમજવાવાળા અને વાચવાવાળાઓ પણ ઘણી જ અલ્પ

÷

સખ્યામાં છે. છતાં વિદ્વદ્‌ભોગ્ય વિષયને પણ બાળભોગ્ય શૈલીમાં લખી શકવાની આ લેખકની કળા, જિજ્ઞાસુઓને અવશ્ય સંતોષદાયક થશે.

આ પ્રગટ થતા ગ્રંથમાં જુદા જુદા વિષયો પર તેર પ્રકરણો છે, અને પ્રત્યેક પ્રકરણોમા જૈન સિદ્ધાંતના પ્રતિપાદનમાં જૈનસિદ્ધાંતનું રક્ષણ બહુ જ કાળજીપૂર્વક કરાયેલું છે. લેખકના લખાણથી એટલું તો સ્પષ્ટ સમજાય છે કે લેખક પોતે જૈનસિદ્ધાતની અજબ શ્રદ્ધા ધરાવે છે. અને દરેક પ્રકરણોમા આધુનિક યુગના સ્ખલિત શ્રદ્ધાળુઓને દૃઢ બનાવવા પુનઃ પુનઃ પ્રયાસ કરેલો છે.

"દ્રવ્ય મિમાંસા" નામે પહેલા પ્રકરણમાં જિનકથિત દ્રવ્યોને વિસ્તારથી ચર્ચ્યાં છે. તેમ જ સૈદ્ધાંતિક પ્રમાણો, બુદ્ધિગમ્ય તર્કો, અનુમાનો અને કલ્પિત દૃષ્ટાંતોથી અદૃશ્ય દ્રવ્યોને ય પણ માનવાં જ પડે, એ માટે દૃઢ પ્રયત્ન આદર્યો છે

"ગુણ અને પર્યાય" નામે બીજા પ્રકરણમાં શુદ્ધ અને અશુદ્ધ પર્યાયોની ઊંચી વિચારણા- દર્શાવી છે. અને આત્મા શુદ્ધપર્યાયી ક્યારે કહેવાય? શાથી? એ વિષય ઘણો જ રસીક અને લોકપ્રિય આલેખાયો છે

"ઈશ્વર જગતનો કર્તા નથી" એ ત્રીજા પ્રકરણમાં આત્મા જ કર્મનો કર્તા છે, ભોક્તા છે, અને હર્તા છે, એ વિષયો યુક્તિપુરસ્સર ચર્ચ્યા છે ઈશ્વરને કર્તા માનવાથી રાગ-દ્વેષના કીચડથી ઈશ્વર કેવો દૂષિત ઠરે છે, એ વિષય ખૂબ જ અવલોકનીય છે.

"પુદ્‌ગલ સ્વરૂપ વિચાર" નામે ચોથા પ્રકરણમાં પરમાણુવાદનું સત્ય જ્ઞાન અને પુદ્‌ગલોનું સામર્થ્ય તેમજ પુદ્‌ગલો કેવાં? કેટલી જાતનાં? કેવી રીતે સંયુક્ત બને છે? કેવી રીતે વિખૂટા પડે છે? એ બાબતો ઘણી જ સુંદર લખાયેલી નજરે પડે છે. આ પ્રકરણ

વાંચતાં આજના વધતા વિનાશક ભૌતિક વિજ્ઞાન પ્રતિ કોઈ જાતનો મોહ જ નહિ રહે.

"શબ્દ–અંધકાર અને છાયા" નામે પાંચમું પ્રકરણ પણ પુદ્‌ગલોની વિશેષ માહિતી દર્શાવવા સાથે જિનેશ્વર પરમાત્માના જ્ઞાનની વિશિષ્ટતા બતાવે છે. આજે જે અંશોની વૈજ્ઞાનિકો દ્વારા સાબિતીઓ થઈ રહી છે, તે જ્ઞાન હજારો વર્ષ પહેલાંનું જૈનાગમોમાં સમાએલું છે, એવુ સ્પષ્ટ દેખાઈ આવે છે.

"આતપ–ઉદ્યોત–પ્રભા" આ છઠ્ઠું પ્રકરણ પણ પુદ્‌ગલોના ભિન્નભિન્ન પ્રતિકોને જ દર્શાવે છે.

"સૂક્ષ્મ પૌદ્‌ગલિક જથ્થાઓનું વિશ્વમાં અસ્તિત્વ" આ પ્રકરણમાં વિશ્વના ચરમ નયનથી નહીં દેખી શકાતાં એવા પુદ્‌ગલોનાં સંઘાતોનું વર્ણન કરાયું છે. આવાં પુદ્‌ગલોને અતીન્દ્રિય જ્ઞાનીઓ જ દેખે છે, કથે છે. આ વિષયને તર્કથી ઘણો જ મજબૂત અને સમજવા જેવો મનોરંજક બનાવ્યો છે.

"સુખ પ્રાપ્તિની સમજમાં ભૌતિક વૈજ્ઞાનિકોની ભ્રમણા" નામે આઠમું પ્રકરણ આજના યુગવર્તીઓને ખૂબ જ માર્ગદર્શન કરાવે છે. ચારે બાજુ નાસ્તિકતાનાં નગારા ગગડે છે. વિષમ કાળની વિષમયી હવા પ્રસરી રહી છે. માત્ર તુચ્છ અને ક્ષણિક સુખોને પ્રધાનસ્થાન આપીને જે ભ્રમજાલમાં જગત મૂંઝાયું છે–ફસાયુ છે, તેનો નિસ્તાર કરવા આ પ્રકરણ ધ્યાનથી વાચવા વિચારવા જેવું અમોલ છે.

"કાર્યોત્પત્તિમા પાંચ સમવાય કારણો" નામે નવમું પ્રકરણ તે જૈનસિદ્ધાંતના પાયાના જ્ઞાનને સમજાવે છે. કોઈપણ કાર્ય થાય છે, તેની પાછળ આ પાંચકારણો જ નિમિત્તભૂત છે. એમાં એકપણ કારણનો અભાવ હોય તો કાર્યનિષ્પત્તિ થતી નથી. આ વિષયને ઘેરો સમજાવ્યો છે. અકાટ્ય દલીલોનો દરીયો જ અહીં ઉભરાયો છે.

"પ્રારબ્ધ અને પુરુષાર્થ" નામે દશમું પ્રકરણ ખૂબ જ મનનીય છે. આજે ઘણા લોકો આની ચર્ચા કરતા હોય છે અને એકના જ હઠાગ્રહમાં પડી જાય છે. તેવાઓએ આ પ્રકરણ વાંચવાથી ઉભયની આવશ્યકતાનો ખ્યાલ તેમને સહજ સમજાઈ જાય છે.

"બાહ્ય અને અભ્યંતર પુરુષાર્થ." આ અગિયારમું પ્રકરણ બતાવે છે કે બાહ્ય જે પુરૂષાર્થ થાય છે એ તો એક અધીરતાનાં ફાંફાં મારવાનુ છે. અભ્યંતર પુરૂષાર્થ જ ફળદાયી બને છે, એવુ નિર્ણિત થાય છે.

"આધ્યાત્મિક વિકાસક્રમ" નામે બારમુ પ્રકરણ, આત્માને ચઢવાની સોપાનશ્રેણીની સમજ પાડે છે. આ ગુણસ્થાનોનો આરોહ કરતાં આત્મા કેવી શુદ્ધ પરિણતિ પામે છે? વિગેરે સ્પષ્ટ સમજાવાયુ છે.

"ભાવ પંચક" નામે તેરમું પ્રકરણ તો આત્માનું અજબ સ્વરૂપ અને શુદ્ધદર્શન કરાવતું જાય છે.

આ સર્વ પ્રકરણો ખૂબ જ ઉચ્ચતાથી લખાયેલાં છે. જે વાંચતાં વાચક મહાશયો એની મહત્તા સહુજ સમજી શકશે.

આવા લેખકો સાચે જ જૈન સિદ્ધાંતના શુભાશયી પ્રચારકો જ છે. જો કે આજે લેખકોનો રાફડો ફાટયો છે. પણ એ લેખકોમાં ઘણા ખરા તો માત્ર બાહ્યાડંબર શાબ્દિક શણગારો અને માત્ર મનોરંજનને જ પીરસી સસ્તી કીર્તિ કમાવા જ મથી રહ્યા છે. પરતુ આવા મર્મસ્પર્શી, ઊંડા સિદ્ધાતાવગાહી લેખકો સાચે જ વિરલ છે, ઓછા જ છે. હું તો મારી અંતઃકરણની શુદ્ધ કામના જાહેર કરૂ છુ કે આવા લેખકોને સાગ સ્થાને રોકીને સૂક્ષ્માતિસૂક્ષ્મ જૈનસાહિત્યને વિપુલ પ્રમાણમા પ્રચારવુ જોઈએ અને ઘરે ઘરે ઉગતા યુવકોને રસ લેતા કરવા જોઈએ જેથી ઉલટી શ્રદ્ધા કે ઉલટુ જ્ઞાન લેવાથી બચી જાય.

અધ્યાપક ખુબચંદભાઈ હાલ (સ. ૨૦૨૪માં) શિરોહીમાં વિદ્યાર્થીઓને ચૌદ વર્ષથી ધાર્મિક જ્ઞાનની રસલ્હાણ કરી રહ્યા છે. તેઓ આવા અનેકધા ગ્રંથો પ્રગટ કરીને સમાજને શ્રદ્ધાના દોરમાં દ્રઢીભૂત બનાવે એવી શુભેચ્છા.

| | |
|---|---|
| જૈન ઉપાશ્રય<br>**પીંડવાડા** (રાજસ્થાન)<br>બેસતું વર્ષ<br>વિ૦ સં૦ ૨૦૨૪ | લિ૦<br>કવિકુલકિરીટ સ્વર્ગસ્થ પ૦ પૂ૦ આચાર્ય<br>દેવશ્રી વિજય લબ્ધિસૂરીશ્વરજી પટ્ટાલંકાર<br>**આ૦ વિજયભુવનતિલકસૂરિ.** |

# કિંચિત્–વક્તવ્ય

जियाज्जिनेन्द्रगीगंगा, स्वच्छ संवरदा हि या ।
साधुहंसैःश्रितात्यक्ता, पंकाकुल जडाशयैः ॥

ખરેખર ! ચિત્રવિચિત્ર ઘટનાઓથી છલકાઈ રહેલા આ વિશ્વમાં અનભિલાપ્ય અને અભિલાપ્ય એમ બે જાતના પદાર્થો હોય છે. અભિલાપ્ય પદાર્થો પણ બે રીતિએ વિભક્ત છે. તેમાં એક અપ્રજ્ઞાપનીય અને બીજો પ્રજ્ઞાપનીય છે. અનભિલાપ્યના અનંતમા ભાગે અભિલાપ્ય હોય છે. અને અભિલાપ્યના અનંતમા ભાગે પ્રજ્ઞાપનીય છે. અને પ્રજ્ઞાપનીયનો અનંતમો ભાગ સૂત્રોમાં ગ્રંથિત કરવામાં આવ્યો છે.

પ્રજ્ઞાપનીય પદાર્થોને કહેવા, તે શ્રી તીર્થંકર પરમાત્માઓનો વાગ્યોગ છે. અને તે શ્રોતાઓના ભાવશ્રુતનું કારણ છે. તેથી તેને દ્રવ્યશ્રુત પણ કહી શકાય છે.

શ્રુતસાગરને પાર પામેલા કેવલજ્ઞાની ભગવંતો વાણીનો વરસાદ વરસાવે છે. અને ગણધરભગવંતો તે વાણીને સૂત્રરૂપે ગૂંથીને પુણ્યાત્માઓને પ્લાવિત કરે છે. ખરેખર જેને ગુંથણ ગમે છે, તે જ આ ગ્રન્થોમાંથી પ્રકાશમયપંથ મેળવી શકે છે. શિવાય ચૂંથણ ગમે છે, તેવા દયનીય જીવડાઓ આજીવન ચીં ચીં જ કરતા રહે છે. સાથે સાથે સદ્ભાગ્યશાલી આત્માઓ સૂત્રોમાં પીરસાએલા સદ્બોધમાંથી, સારભૂત પદાર્થોની શોધ કરીને સન્માર્ગે સંચરે છે.

પ્રસંગવશાત્ સદરહુ પુસ્તકના લેખક શ્રી ખૂબચંદભાઈની ખૂબીઓ યાદ કરવી આવશ્યક લેખાશે. સેવાભાવિ–શ્રદ્ધાળુ–શ્રાદ્ધવર્ય શ્રી ખૂબચંદભાઈ, વર્ષો પહેલાં જૈન ધાર્મિક પ્રાધ્યાપક તરીકે સમ્યગ્જ્ઞાન-પિપાસુ પુણ્યાત્માઓને જૈનદર્શનનું સમ્યગ્રીત્યા અધ્યયન કરાવી રહ્યા હતા. તેઓ પોતાના ક્ષયોપશમના બળે જૈનદર્શનના ચાર અનુયોગો

પૈકી "દ્રવ્યાનુયોગ" કે જે જૈનદર્શનની મહત્તા અને મૌલિકતાના પ્રતીકરૂપે મનાય છે, તે દ્રવ્યાનુયોગ જેવા ગહનાતિગહન વિષય ઉપર સારૂ એવુ પ્રભુત્વ મેળવી શકયા છે, તે ખરેખર પ્રશંસનીય અને નોંધપાત્ર છે.

શ્રી ખૂબચંદભાઈ, છેલ્લા પંદરેક વર્ષોથી પોતાની કસાયેલી કલમે લોકભોગ્ય તદ્‌વિષયક સાહિત્યનુ સર્જન કરી, સમાજને પીરસી રહ્યા છે, તે સાચે જ અનુમોદનીય છે.

આજસુધીમાં તેઓશ્રી આત્મવિજ્ઞાન ભા. ૧–૨–૩, કર્મમીમાંસા, જૈનદર્શનમાં ઉપયોગ, જૈનદર્શનનો કર્મવાદ, ને જૈનદર્શનમાં અણુ-વિજ્ઞાન જેવા તાત્ત્વિક અને સમાજોપયોગી પુસ્તકોનું પ્રકાશન કરી ચૂકયા છે અને વર્તમાનમાં "જૈનદર્શનનું પદાર્થવિજ્ઞાન," એ શુભ નામથી અલંકૃત પુસ્તકની દ્વિતિયાવૃત્તિ, ટુંક ટાઈમમાં જ કર્મવાદના વેત્તાઓના કરકમળમા સ્થપિત કરશે.

આજે તેઓ શારીરિકદૃષ્ટિએ જર્જરિત દશામાં છે, તથાપિ કેવલ માનસિક બળ ઉપર, પુસ્તકનું લેખન–પ્રકાશન કરી રહ્યા છે. અને હજુ પણ તેઓ નવસર્જનનું આયોજન વિચારી રહ્યા છે

આ તકે યોગ્ય સૂચન કરવું સ્થાને લેખાશે કે કર્મસાહિત્ય ઉપર કલમ ઉઠાવવા માટે ઉદ્યત થયેલા ઉત્સાહી આત્માઓને યોગ્ય ઉત્તેજન આપવું એ આપણી ફરજ છે. આપ સૌ કોઈ સજ્જનો સહેજે સમજી શકો છો કે, જૈનદર્શન તે કેવલ, કર્મવાદના બળે અન્યદર્શ-નોને પરાસ્ત કરવા માટે પર્યાપ્ત છે. એટલું જ નહિં કિન્તુ, કર્મવાદના બળ ઉપર જ જગતમાં વિજયવંતુ બનતું આવ્યું છે. અને વિજય-વન્તુ બની રહેશે

લી.

આચાર્ય વિજય ભુવનશેખર સૂરિના ધર્મલાભ.
અરણા. (રાજસ્થાન). વિ. સં. ૨૦૩૭
શ્રી પાર્શ્વનાથ જન્મકલ્યાણ દિન.

## વાવ (બનાસકાંઠા) શ્રી જૈનસંઘની ધર્મભાવનાના વર્ણનપૂર્વક

## શ્રી ચંદુલાલ કકલચંદના કુટુંબનો સંક્ષિપ્ત પરિચય

જેઓના સુપુત્રોએ પોતાના સ્વ૦ પિતાની પુણ્યસ્મૃતિરૂપે આ પુસ્તકના પ્રકાશનમા ૫૦૦ નકલના ખર્ચની આર્થિક સહાય ઉદારભાવે અર્પેલ છે, તે સ્વ૦ ભાઈશ્રી ચંદુલાલ કકલચંદનો જન્મ, ઉત્તર ગુજગતના બનાસકાંઠા જીલ્લાના, અતિરમણીય જિનમંદિરોથી સુશોભિત એવા વાવ શહેરમાં થયો હતો.

અદ્‌ભૂત આલ્હાદકારી, શાંતરસમગ્ન મુદ્રાવાળી, ભવ્ય પરિકરથી સુશોભિત, પરમપાવનકારી શ્રી અજીતનાથ ભગવાનની અને પ્રગટ-પ્રભાવી પુરિસાદાણી શ્રી ગોડીપાર્શ્વનાથ ભગવાનની મૂર્તિથી વિભૂપિત—ગગનચૂંમી વિશાળકાય જિનમંદિરોથી સુશોભિત એવું વાવશહેર એ ખરેખર! એક ધર્મભૂમિનું જ ક્ષેત્ર છે. આજુબાજુના ગામોનું આ કેન્દ્રસ્થાન હોઈ, આ શહેરની ધર્મભાવનાથી તે આજુબાજુનાં ગામો પણ ધર્મવાસનાથી વાસિત બની રહ્યાં છે.

અહિ પ્રતિવર્ષ, ધર્મભાવનાની ધૂન જગાવતાં ઓચ્છવ, મહોત્સવ, તપશ્ચર્યાઓ, વગેરે વિશિષ્ટ ધર્મકૃત્યો થતાં જ રહે છે. અવારનવાર વિદ્વાન અને સંયમી ગુરૂભગવંતોનું આવાગમન અને ચાતુર્માસથી દિનપ્રતિદિન અહીંની ધર્મભાવનામાં વૃદ્ધિ જ થતી રહે છે. આ બધા અહિંના ધર્મસંસ્કારોનુ બીજારોપણ અને પ્રભુભક્તિમાં દ્રઢતા કરાવનાર, આ પ્રદેશના જૈનસંઘના મુખ્ય ઉપકારી, આગમોદ્ધારક

આચાર્યદેવ શ્રી સાગરાનંદસૂરીશ્વરજી મહારાજ સાહેબના વિદ્વાન શિષ્ય સ્વ૦ શ્રી મતિસાગરસૂરીશ્વરજી મહારાજ સાહેબ, તથા તેઓશ્રીના શિષ્ય, અને આ જ ગામના સુપુત્ત, સર્વવિરતિધર સંયમી મુનિશ્રી કેસરસાગરજી મહારાજ સાહેબ જ છે. આ બન્ને ગુરૂશિષ્યો સ્વર્ગવાસ પામ્યા હોવા છતાં વાવસંઘમાં તેમની સ્મૃતિ ચિર સ્મરણીય બની રહેશે.

ભૂમિ રસકસવાળી અને વાવેતરને યોગ્ય હોય તો જ તેવી ભૂમિમાં વાવેલું બીજ, વૃક્ષરૂપે નવપલ્લવિત બની, સ્વાદુફળને આપનાર બની શકે છે. ઉખરભૂમિમાં વાવેલુ બીજ તો નિષ્ફળ બની રહે છે.

વિ૦ સંવત ૧૯૮૨ ની સાલમા પૂ૦ પંન્યાસજી શ્રી ધર્મવિજયજી મહારાજ (ડહેલાવાળા) સાહેબનાં આજ્ઞાવર્ત્તી પ્રશાન્તમૂર્ત્તિ, વિદુષી સાધ્વીજી શ્રી તિલકશ્રીજી મહારાજ અને શ્રી શાંતિશ્રીજી મહારાજ (અમદાવાદ–હાજા પટેલની પોળના ઓરડીના ઉપાશ્રયવાળા તરીકે ઓળખાતાં) સાહેબનું ચાતુર્માસ વાવ શહેરમાં થવાનો સુયોગ, વાવ જૈનસંઘને મળ્યો. તે વખતે લોકો સરલ–શ્રદ્ધાલુ–અને ધર્મને પાત્ર હોવા છતા ધર્મજ્ઞાનથી બહુ જ ઓછા પરિચિત હતા. ધાર્મિક અનુષ્ઠાનો–ક્રિયાકાંડો દરરોજ કરનાર તો બહુ જ અલ્પ પ્રમાણમાં હતા. વાવ અને તેની આજુબાજુના ગામોમાં જિનમંદિરોની પરિસ્થિતિ બહુ ઉજ્જવલ ન હતી. જિનમંદિરમાં ભાગ્યે જ દર્શનાર્થિઓ દેખાતા. દર્શન–પૂજા વગેરેની ઉપેક્ષા હતી. કેટલોક વર્ગ તો મૂર્ત્તિપૂજાને નિરર્થક માનનારો બની જઈ, જુદા જ પંથનો અનુયાયી બની ગયો હતો. આમ તે ટાઈમે વાવનો જૈનસંઘ તે બે ફિરકામાં વ્હેંચાઈ ગયો હતો.

મૂર્ત્તિપૂજા અંગે જે લોકોની શ્રધ્ધા હજુ સ્થિર બની રહેલી

હોવા છતાં, પ્રભુદર્શન–પૂજા વગેરેમાં ઉપેક્ષાકારક હતા, તેમની શ્રદ્ધાને દૃઢ બનાવી પ્રભુભક્તિમાં અપ્રમાદિ બનાવી રાખવાની આ પ્રદેશમાં તે સમયે પહેલી આવશ્યકતા હતી. હંમેશાં વિપરીત સંસ્કારોનો ચેપ જલ્દી લાગી જાય છે, પરંતુ સુસસ્કારોનું સ્થિરિ-કરણ ખૂબ જ મુશ્કેલી ભૂત જ બની રહે છે. પરંતુ આવું સ્થિરિ-કરણ કરાવનાર સાધુ ભગવંતોનું આવાગમન તે સમયે જવલ્લે જ થતું હતું.

ઘણા વર્ષો પહેલાં તો અનેક ધૂરંધર વિદ્વાન ગુરૂભગવંતોના પુનિત પગલાથી આ ભૂમિ, પવિત્ર બની રહેતી હતી. પરંતુ તેમાં ઘણો ટાઈમ વીત્યા પછી અહિં ધર્મભાવનામાં ઓટ આવી જવા પામ્યો હતો. પ્રખર વિદ્વાન પંન્યાસજી શ્રી રત્નવિજયજી મહારાજ સાહેબ (ડહેલાવાળા તરીકે ઓળખાતા) તથા વાગડદેશોધ્ધારક પુણ્યાત્મા શ્રી જીતવિજયજી દાદાનાં ચાતુર્માસ જો કે આ સદીમાં જ અહી થયાં હતાં, પરંતુ તેને પણ ઘણાં વર્ષો વીતી ગયાં હતા

વિ૦ સંવત ૧૯૮૨ની સાલમાં વાવ ચાતુર્માસ પધારેલ ઉપરોક્ત સાધ્વીજી મહારાજ સાહેબોને આ ક્ષેત્ર માટે લાગણી ઉદ્‌ભવી. ક્ષેત્ર સારૂં છે. વાવેલ ધર્મબીજ નવપલ્લવિત બને તેવું છે. પરંતુ તેનું સિંચન કરનાર કોઈ મહાપુરૂષ–શક્તિશાલી માળીની ખાસ જરૂરીઆત તેઓશ્રીને સમજાઈ. ખેર ! કોઈ પુન્યોદયે–ભવિતવ્યતાએ આપોઆપ તેવા મહાત્માઓનો ભેટો અહિના સંઘને થઈ જશે, એવી આશાએ તેવા પુન્યોદયની પ્રાપ્તિ માટે પ્રથમ તો શ્રી સંઘને જિનમંદિરોનો જિર્ણોધ્ધાર કરાવવાની તેઓશ્રીએ વાવસંઘને પ્રેરણા કરી. ઉત્સાહી અને ધર્મભાવનાથી ઓતપ્રોત રંગાયેલ વાવના બે યુવાનો દોસી રીખવચંદ ત્રીભોવનદાસ તથા શેઠ શ્રી કાળીદાસ કકલચંદને આ

પૂજ્યસાધ્વીજી મહારાજ સાહેબોએ આ કામના સુકાની બનાવ્યા. જિનમંદિરોના જિર્ણોદ્ધારનુ કામ આ બન્ને નવયુવાનોએ ખૂબ વેગવંત બનાવ્યું. જીર્ણોધ્ધારના ખર્ચ માટે અહિંના ભાવિક શ્રાવકોને બહારગામ-ટીપ કરવા મોકલ્યા. પૂજય પંન્યાસજી શ્રી ધર્મવિજયજી મહારાજ સાહેબ આદિના સદુપદેશથી આ કાર્ય માટે દેશાવરમાથી સારી રકમ પ્રાપ્ત કરી શકાઈ. પછી તો આજુબાજુના ગામોમા પણ જિર્ણોધ્ધારના કાર્યો શરૂ થયાં. અને ધીમે ધીમે જિનમંદિરો સુશોભિત બની ગયા. લોકો દર્શન અને પૂજન વગેરેમાં જોડાવા લાગ્યા. જિનપૂજા તે આત્માને તારનારી છે, પરમસુખને પ્રાપ્ત કરાવનારી છે, "જિનપ્રતિમા જિનસારીખી છે" ઈત્યાદિ શ્રધ્ધામાં વૃદ્ધિ થવા લાગી.

આટલો વિકાસ થવા પછી સંઘના પુન્યોદયે વિ૦ સંવત ૧૯૮૬ની સાલમાં પ્રખર વિદ્વાનવક્તા અને પ્રભાવશાલી આચાર્યદેવ શ્રી મતિસાગર સૂરીશ્વરજી મહારાજ સાહેબ, પોતાના શિષ્ય મુનિ શ્રી કેસરસાગરજી મહારાજ સાહેબ સાથે, પરમઆલ્હાદકારી—સમતા-રસમગ્ન મુદ્રાવાળી શ્રી અજીતનાથ ભગવાનની મૂર્ત્તિના દર્શનાર્થે વાવ પધાર્યા આવી ચમત્કારિક અને આકર્ષક જિનમૂર્ત્તિનાં દર્શન કરી આચાર્ય મહારાજ સાહેબ ખૂબ જ આનંદિત થયા. ભારત-ભરમાં અજોડ, કલ્પવૃક્ષ અને ચિંતામણી રત્નથી પણ આધિક મહિમાવંત આવી પ્રતિમાના દર્શનના યોગને તો મહાપુન્યશાલી આત્માઓ જ પામી શકે અહો ભાવિક શ્રાવકો ! તમારા તો ઘર આગણે જ કલ્પવૃક્ષ છે. તમો તો મહાભાગ્યશાલી છો. એમ શ્રાવકોને સમજાવી પ્રતિમાની નીચે આલેખિત સં. ૩૬ શ્રાવણ વદ ૧૫ શ્રી અજિતનાથ પ્રતિમા કારિતં" લેખ બતાવી પ્રતિમા પૂજનની પ્રાચિનતા દર્શાવી. અને ત્યારબાદ કેટલાય વર્ષોથી અપ્રતિષ્ઠિત બેસી

રહેલ ભગવાનની મૂર્તિની પ્રતિષ્ઠા કરાવવાનું આ આચાર્ય ભગવંતના સદુપદેશથી પ્રેરાઈ વાવ સંઘે નક્કી કર્યું. અને કોઈ ધન્યપળે તેજ વર્ષે વૈશાખ સુદિ–છટ્ઠે મહા ધામધૂમપૂર્વક ઉત્સાહપૂર્ણભાવે આ મહાપુરૂપના હાથે જ ભગવાનની પ્રતિષ્ઠાનું અને દંડ–શિખર તથા ધ્વજારોહણનુ કામ નિર્વિઘ્ને પૂર્ણ થયું. બસ! ત્યારથી જ વાવ સઘનો અભ્યુદય શરૂ થયો. અને ધર્માનુષ્ઠાનોમાં લોકો રસપૂર્વક જોડાવા લાગ્યા.

પછી તો આ મહાપુરૂપ આચાર્ય ભગવતના સદુપદેશથી આ પ્રદેશમાં પ્રભુપૂજા–ભક્તિનો પાયો મજબુત બન્યો. પૂજ્યશ્રીએ એક એવી કિલ્લેબંધીથી તે પાયાને મજબુત બનાવ્યો કે આ વાતને પચાસ વર્ષનાં વ્હાણાં વ્યતીત થવા છતાં તે કિલ્લાની એક પણ કણને નષ્ટ કરવા કોઈ શક્તિમાન બની શક્યુ જ નહિ. જાણે આ કાર્ય માટે જ તેમને વાવ પધારવા અધિષ્ઠાયક દેવે પ્રેરણા કરી હશે

ત્યારબાદ તો પ્રતિવર્ષ, ધૂરંધર વિદ્વાન અને સંયમી ગુરૂ ભગવંતોના ચાતુર્માસ થતાં જ રહેવાથી લોકો ખૂબ જ ધર્મભાવી અને ક્રિયાનુષ્ઠાનના વધુ ને વધુ રસિયા બનવા લાગ્યા. હાલે તો ચૌદ–પંદર વર્ષનાં બાળક બાલિકાઓ પણ વાવમાં માસક્ષમણ જેવી ઉગ્ર તપશ્ચર્યા કરનાર નીકળી જ રહે છે સંઘનો આ પુન્યોદય કઈ ઓછો ન કહેવાય. આ બધો પ્રભાવ વાવ સંઘમાં ધર્મબીજનું વાવેતર કરનાર આ૦ શ્રી મતિસાગર સૂરીશ્વરજી મહારાજનો જ છે.

હવે તો આજુબાજુના ગામોમાં પણ આવી સ્થિતિ સર્જાઈ છે. અને આખો ય પ્રદેશ હાલે તો એક ધર્મભૂમિ તરીકેની ખ્યાતિને પામી રહ્યો છે. અનેક વખત પ્રભુભક્તિના ઓચ્છવ–મહોત્સવો, પ્રતિષ્ઠા મહોત્સવો, દીક્ષામહોત્સવો, ઉપધાન મહોત્સવો, ગુરૂ ભગવંતના નગર-

પ્રવેશ મહોત્સવો ખૂબ જ ઠાઠથી ઉજવાય છે, આવાં સુકૃત્યોમાં લોકો ઉદારભાવે પાણીના ધોધની જેમ લક્ષ્મીનો સદ્વ્યય કરે છે. પાંજરાપોળ, ઉપાશ્રયો, આયંબિલશાળા, પાઠશાળા વગેરે ધાર્મિક સંસ્થાઓ પણ બધી રીતે આજે આ ગામમા ખૂબ જ વિકસિત બની રહી છે.

આવી ધર્મભૂમિ સમાન આ વાવ શહેરમાં ભાઈશ્રી ચંદુલાલ કકલચંદ પારેખનો, પોતાના કોઈ વડીલ થઈ ગયેલા ભગાપારેખના નામથી "ભગાંણી" તરીકે ઓળખાતા ભગાણી પાંચસોહ વોરા કુટુબમાં વિ સં. ૧૯૭૪ની સાલમાં જન્મ થયો હતો. આ ભગાણી કુટુંબ-માંથી બે બન્ધુયુગલ પુન્યાત્માઓ સર્વવિરતિચારિત્રને અંગીકાર કરી મુનિશ્રી મહેન્દ્રસાગરજી તથા મુનિશ્રી સૌભાગ્યસાગરજી બન્યા છે.

શ્રી ચ દુલાલભાઈનાં માતાપિતા ખૂબ જ ભોળાં, ભલાં, સરલ, શ્રદ્ધાવાન અને નીતિપરાયણ હતા તેમના પિતાશ્રીના અવસાન થવા સમયે શ્રી ચંદુલાલભાઈ તથા તેમના બન્ધુઓ વાડીલાલભાઈ નાની ઉમરના હોઈ તેમને વિકટ પરિસ્થિતિમા મૂકાવું પડયુ હતું. માતા દિવાળીબાઈ પોતાના પુત્રો ચંદુલાલ તથા કાન્તીલાલને લઈને અમદાવાદ ધ ધાર્થે જઈને રહ્યાં. ત્યા ધ ધો કરતા ધીમે ધીમે તે ભાઈઓ શાંતિથી પોતાનો જીવનનિર્વાહ ચલાવી શકવાની સ્થિતિને પામી શક્યા. છેવટ બન્ને ભાઈઓનાં લગ્ન પણ થઈ ગયાં આ રીતે જીવન વ્યતીત કરતાં ચંદુભાઈનો સ વત ૨૦૩૨ની સાલમાં દેહોત્સર્ગ થયો ચંદુલાલ-ભાઈનાં ધર્મપત્ની મોઘીબેન તે એક સુસ સ્કારી માતાપિતાના સુપુત્રી છે. મોંઘીબેનની બાલ્યાવસ્થા, મુ બઈમા વ્યતીત થયેલ હોઈ, ધર્મસ સ્કારોને સારી રીતે પામી શક્યા છે. આ સ સ્કારનુ સિચ ન તેઓ પોતાના પુત્રોમા પણ કરતાં રહી, તેઓએ પુત્રોને પણ દ્રઢધર્મી બનાવ્યા છે જયેષ્ઠપુત્ર મહેન્દ્રભાઈએ સુરતશહેરમાં હીરાના ધંધામાં પોતાની આર્થિક સ્થિતિને ખૂબ જ ઉન્નત બનાવી હોવા છતા લેશ-

માત્ર અભિમાન, તેમના જીવનને સ્પર્શી શકયું નથી: પોતાના લઘુ બન્ધુ પ્રવિણભાઈ તથા કનૈયાલાલને પણ પોતાની સાથે જ ધંધામાં જોડી પોતાના વ્યાપારને ખૂબ જ વિકસિત બનાવ્યો છે. મોંઘીબેન તો હંમેશા સામાયિક, પ્રતિક્રમણ, પ્રભુપૂજા, પૌષધ અને તપશ્ચર્યામા જ પોતાનુ જીવન વ્યતીત કરી રહ્યા છે. પોતાનાં માતુશ્રીની આજ્ઞાનુસાર, મહેન્દ્રભાઈ કોઈપણ સત્કાર્યમા સદા તત્પર બની રહે છે. વિ. સં. ૨૦૩૫ની સાલમાં મોઘીબેનની ઇચ્છાનુસાર શ્રી મહેન્દ્રભાઈ એ પરમ પૂજ્ય આચાર્ય ભગવંત શ્રી ૐકારસૂરીશ્વરજી મહારાજ સાહેબની નિશ્રામાં વાવમાં ઉપધાન કરાવી દોઢથી બે લાખ રૂપિયાનો સદ્વ્યય કરવાપૂર્વક તપસ્વીઓની ભકિત અને મહોત્સવનો સારો લાભ લીધો હતો. જો કે આ અગાઉ પણ ૫ પૂ પંન્યાસજી મહારાજ સાહેબ શ્રી ચરણવિજયજી મહારાજ સાહેબની નિશ્રામાં સવત ૧૯૯૫ની સાલમાં અને પૂ. આચાર્યશ્રી દેવેન્દ્રસાગરજી મહારાજ સાહેબની નિશ્રામાં સંવત ૨૦૧૧ની સાલમા પણ વાવસંઘ તરફથી વાવમાં ઉપધાન થયેલા હતાં. પરતુ આ સં. ૨૦૩૫ની સાલમાં મહેન્દ્રભાઈ એ કરાવેલ ઉપધાનમાં તપસ્વીઓની સંખ્યા વધુ હતી. શ્રી વાડીલાલ ભાઈ તથા કાન્તીલાલભાઈ પણ પોતાના ભત્રીજાને હંમેશા ધર્મકાર્યોમા ખૂબ જ ઉત્સાહપ્રેરકપૂર્વક સહાયક બની રહે છે. પૂજ્ય આચાર્યદેવ શ્રી ૐકારસૂરીશ્વરજી મહારાજ સાહેબની વાવ સંઘ ઉપર ખૂબ જ કૃપાદૃષ્ટિ છે. વાવના નુતન જિનમદિર નિર્માણનું કાર્ય આ આચાર્ય ભગવંતના જ માર્ગદર્શનપૂર્વક થયું હતુ. અને તે મંદિરમાં શ્રી ગોડીપાર્શ્વનાથ ભગવાનનો પ્રતિષ્ઠા મહોત્સવ પણ આ પૂજ્યશ્રીની નિશ્રામા જ ખૂબ ઠાઠથી થયો હતો. અને દેવદ્રવ્યની ખૂબ જ સારી ઉપજ થઈ હતી-

આ પુસ્તકના પ્રકાશનમાં પોતાના પિતાની પુણ્ય સ્મૃતિરૂપે ૫૦૦ નકલની આર્થિક સહાય અર્પનાર શ્રી મહેન્દ્રભાઈ ખૂબ જ

ધર્મશ્રધ્ધાળુ, વિવેકી, અને નમ્ર હોઈ, ઉદારતાથી શુભ કાર્યોમાં સ્વદ્રવ્યનો વ્યય કરવામાં સદા ઉત્સાહી છે. તેઓએ રૂા. ૧૫૦૦૧, હસ્તગીરીના દેરાસરના થાંભલામાં. રૂા. ૧૫૦૦૧ વાવ પાંજરાપોળમાં, રૂા. ૫૦૦૧ વામજ હાઈસ્કૂલમાં, રૂા. ૫૦૦૧ વડાવી હાઈસ્કુલના દરવાજા માટે, રૂા. ૨૫૦૦૧ મેડા (આદરેજ) હાઈસ્કુલમાં આપી પ્રાપ્તલક્ષ્મીને સાર્થક બનાવી છે, બાકી તેમની નાની સખાવતો તો હંમેશાં ચાલુ જ હોય છે. તેઓ સદાના માટે આવાં સુકૃત્યોમાં સ્વદ્રવ્યયનો વ્યય કરવાપૂર્વક પુન્યાનુબંધિ પુન્યને ઉપાર્જે એ જ શુભેચ્છા.

# વિષયાનુક્રમ

# જૈનદર્શનનું પદાર્થ વિજ્ઞાન



## પ્રકરણ ૧ લું

## દ્રવ્યમીમાંસા

જ્ઞાનીઓનો નિશ્ચય છે કે આત્મજ્ઞાન વડે જ આત્માની શુદ્ધિ થાય છે. આત્મામાં અનંત શક્તિ છે. તે આખા વિશ્વનો પ્રકાશક છે. આખા વિશ્વને ધ્રુજાવવાનું બળ તેનામાં છે. પણ તે બધું જ્યારે આત્મા અન્ય દ્રવ્યના સંયોગથી રહિત બને ત્યારે જ.

આત્મા પરદ્રવ્યોથી તદ્દન જુદો છે. માટે પરદ્રવ્ય જે શુભાશુભ કર્મો છે, તેને આત્માથી અલગ કરવાં હોય તો આત્મસ્વરૂપની ભાવના કરવી. હું આત્મસ્વરૂપ છું, તે હકીકતનું અખંડ સ્મરણ કર્યા કરવું. આત્મસ્વરૂપનો વિચાર નહિ કરનાર તો પરદ્રવ્યનો ત્યાગ કરી શકતો જ નથી. માટે આત્માના દ્રવ્ય, ગુણ અને પર્યાયનો વિચાર કરવો જરૂરી છે. હું આત્મા શાશ્વત છું, એવી પ્રબલ ભાવના વધારવી. આત્માની અનંત શક્તિનો તેમ જ જ્ઞાતા–દ્રષ્ટાપણાના ગુણનો વિચાર કરવો. આત્માના દરેક પ્રદેશમાં હું અનંત બળવાન છું,

જ્ઞાનવાન આત્મા છું, એવી જાગૃતિ કરી મૂકવી તે જ પરદ્રવ્ય-ને આત્માથી અલગ કરવાનો ઉપાય છે.

આત્માને પરદ્રવ્યથી અલગ કરવાની ઇચ્છાવાળાએ પર-દ્રવ્યને પણ જાણવું જોઈએ. જે પરદ્રવ્યને જાણતો નથી, તે આત્મદ્રવ્યને ગ્રહણ કરી શકતો નથી. ખરાબ પદાર્થોની હયાતિને લીધે જ સારા પદાર્થોની કિંમત થઈ શકે છે. દુઃખ છે તો સુખની અધિકતા સમજાય છે. દુઃખદાયી પદાર્થો છે, તો જીવો સુખદાયી પદાર્થોની ઇચ્છા કરે છે. પરદ્રવ્યનો સંયોગ અહિતકારી જ છે. એ જ દુઃખની વાસ્તવિક જડ છે. એમ સમજાયા પછી જ આત્મદ્વારા તે સંયોગનો વિયોગ કરવાની પ્રવૃત્તિ કરાય છે. જ્યાં સુધી પરદ્રવ્યના સ્વરૂપને જીવ જાણી કે સમજી શકયો નથી, ત્યાં સુધી આત્મા પોતાના શાશ્વત સુખની પ્રાપ્તિનો પ્રયત્ન કરી શકતો નથી.

આત્મા સિવાય અન્ય કયાં દ્રવ્યો જગતમાં વિદ્યમાન છે ? તેમાંથી કયું દ્રવ્ય આત્માને અહિતકારી છે ? આત્માને અહિત દશામાં મૂકનાર તે દ્રવ્ય કેવા સ્વરૂપે ( કેવી અવ-સ્થાવંત ) બની રહેલ હોય તો અહિતકારી છે ? તે પ્રકારના અહિતકારી સ્વરૂપનું નિર્માણ તે દ્રવ્યમાં કેવા સંયોગોને લઈને થાય છે ? આ બધી સમજ પ્રાપ્ત કરી પરદ્રવ્યથી વિરક્ત થવા અને સ્વદ્રવ્ય તરફ પ્રેમ રાખવા માટે આ જગત-ના તમામ મૂળભૂત ( મૌલિક ) દ્રવ્યોનો ખ્યાલ મેળવવો જરૂરી છે. અને તે મૂળભૂત દ્રવ્યોને ઓળખવા માટે પ્રથમ તો દ્રવ્યનું લક્ષણ સમજવું જોઈએ.

આ જગતના પદાર્થ-વસ્તુને જૈનદર્શનમાં 'દ્રવ્ય' એવું નામ આપેલ છે. તે દ્રવ્યને છ જાતના દ્રવ્યમાં વહેંચી તેમાં વિશ્વના સર્વ પદાર્થોનો સમાવેશ કર્યો છે. આ છ દ્રવ્ય સિવાય કોઇપણ વસ્તુ આ જગતમાં નથી. છ દ્રવ્યનું યથાર્થ સ્વરૂપ સમજવાથી જ જગતના સર્વ પદાર્થની સમજ પ્રાપ્ત થાય છે. આ છ દ્રવ્ય અંગેના વિષયને 'દ્રવ્યાનુયોગ' કહેવાય છે. વૈજ્ઞાનિક ભાષામા જેને 'પદાર્થ વિજ્ઞાન' કહે છે, તેને જ જૈન પારિભાષિક શબ્દોમાં 'દ્રવ્યાનુયોગ' કહેવાય છે.

દ્રવ્યાનુયોગના વિષયનું સ્વરૂપ તો શ્રી જિનેશ્વર પ્રભુના વચનો પ્રત્યે શ્રદ્ધાળુ હોય તે જ સમજી શકે અને સદ્દહી શકે. કેવળજ્ઞાની સિવાય આ વસ્તુઓ કોઈને પણ પ્રત્યક્ષ થતી નથી. અનંત ઉપકારી પરમતારક શ્રી જિનેશ્વર પ્રભુનાં વચનો ઉપર અવિહડ શ્રદ્ધાળુને જ આ બધું હૃદયમાં ઊતરી શકે. સર્વજ્ઞ પ્રભુનાં વચનો ઉપર પૂર્ણ શ્રદ્ધા તો ત્યારે જ આવે કે જ્યારે એવો નિશ્ચય થાય કે એ પ્રભુ અઢાર દૂષણ રહિત હતા. રાગ-દ્વેષના સર્વથા ત્યાગી હતા. જેથી અસત્ય બોલવાનું એક પણ કારણ તેમનામાં ન હતુ. પોતે કેવલજ્ઞાની થઇ જગતના જીવોના એકાન્ત કલ્યાણ માટે જ એમણે આ બધું અરૂપ્યું છે આ રીતના ચિંતવનથી આત્મા પ્રસન્નતાને પામે છે. વિષય-કષાયથી મન વેગળું બને છે.

પૂર્વ મહર્ષિઓ દ્રવ્યાનુયોગના સ્વરૂપ ચિંતવનમાં જ પોતાનો જીવનકાળ પસાર કરતા હતા. દ્રવ્ય-ગુણ અને પર્યાયનો રાસ વગેરે ગ્રંથોમાં આ વિષય સારી રીતે સમજાવ્યો છે.

બુદ્ધિશાળી મુમુક્ષુ જીવોએ આ વિષયને ગુરૂગમથી શીખવાનો ખપ કરવો જોઈએ.

દ્રવ્ય–ગુણ–પર્યાયનો વિષય જાણવાની ઇચ્છાવાળા જિનવચનના આરાધકે કેવા પ્રકારની યોગ્યતા પોતાનામાં કેળવવી જોઈએ, તે દર્શાવતાં આચાર્ય શ્રી સિદ્ધસેન દિવાકરસૂરિજી મહારાજે 'સન્મતિ પ્રકરણ' ગ્રંથમાં કહ્યું છે કે—

जो हेउवाय पक्खम्मि, हेउओ आगमे य आगमिओ ।
सो समय पण्णवओ, सिद्ंत विराहओ अन्नो ॥

અર્થ—જે હેતુવાદના વિષયમાં હેતુથી અને આગમવાદના વિષયમા માત્ર આગમથી પ્રવર્તે છે, તે સ્વસમય–સિદ્ધાંતનો પ્રરૂપક—આરાધક છે અને બીજો સિદ્ધાંતનો વિરાધક છે.

શાસ્ત્રીય વચનોમાં કેટલાક હેતુવાદ અને કેટલાક અહેતુવાદ છે. જે વચનો પ્રત્યક્ષ, અનુમાન કે તર્કથી સિદ્ધ નહિ હોતાં માત્ર આગમ પ્રામાણ્ય અને આપ્ત પુરૂષનાં વચન વિશ્વાસે જ માન્ય કરવાનાં છે, તેવાં વચનો તે અહેતુવાદ કહેવાય છે. જેમકે જીવનું સ્વરૂપ, જીવના અસંખ્યાત પ્રદેશો, પ્રત્યેક પ્રદેશનું અમુક સ્વરૂપ, કર્મ અને જીવનો અનાદિ સંબંધ, એક જ શરીરમાં અનંત નિગોદ જીવોનું હોવાપણું, જીવોના ભવ્ય તથા અભવ્યરૂપે વિભાગ, ધર્માસ્તિકાય આદિનું અસ્તિત્વ, ઈત્યાદિ કેટલીક બાબતોનું સ્વરૂપ સિદ્ધ કરવા માટે ગમે તેટલી યુક્તિ લગાવીએ તો પણ છેવટે તો તે આગમ-

વાદ ઉપર જ અવલંબિત હોઈ, તે વિષયો અંગેનું શાસ્ત્રીય વચન ' અહેતુવાદ ' છે.

જે શાસ્ત્રીય વચનો પ્રત્યક્ષ યા અનુમાન કે નયવાદ આદિથી સિદ્ધ થતાં હોય તે વચનો 'હેતુવાદ' છે. જેમકે ભવ્ય અને અભવ્યના જાતિ વિભાગનાં શાસ્ત્રોક્ત લક્ષણો માની લીધા પછી સમ્યગ્દર્શનાદિ ગુણવાળા માણસને જોઈ તેમાં ભવ્યતા હોવાનું અનુમાન કરવું તે 'હેતુવાદ' છે. વળી ચેતના આદિ લક્ષણોદ્વારા પદાર્થોમાં જીવ અને અજીવાદિનું અનુમાન કરવું તે પણ હેતુવાદ છે.

આ પ્રમાણે ઉપરોક્ત બન્ને વાદની વિષયમર્યાદા સમજીને જ પ્રત્યેક તત્ત્વને ગ્રાહ્ય કરવું જોઈએ. અર્થાત્ પોતપોતાનામાં છેવટનું દિવ્યજ્ઞાન જ્યાં સુધી ન થાય ત્યાં સુધી અહેતુવાદ વિષયી તત્ત્વોનો સ્વીકાર કરવામાં કેવળ બુદ્ધિ કે તર્કથી જ સિદ્ધ કરવાનો આગ્રહ નહિ કરતાં શ્રદ્ધાથી જ માન્ય રાખવું જોઈએ. એને હેતુવાદ વિષયી તત્ત્વને તર્ક કે યુક્તિવાદ-પૂર્વક સમજવા માટે કોશિષ કરવી જોઈએ. તર્ક કે યુક્તિ કરવામાં પણ પોતાના જ્ઞાનના ક્ષયોપશમનું લક્ષ હોવું જોઈએ. આગ્રહવશ બની કુતર્ક કે યુક્તિમાં ઘસડાઈ ન જવાય તે માટે તર્ક કે યુક્તિ પણ શાસ્ત્રજ્ઞ ગુરુના આશ્રયે હોવી જોઈએ. આ પ્રમાણે હેતુવાદ અને અહેતુવાદ શાસ્ત્રીય વચનોને સમ-જવામાં ઉપર મુજબ યોગ્યતા ધરાવનાર જ જૈન સિદ્ધાંતોનો આરાધક બની શકે છે. તેથી વિપરીત યોગ્યતાવાળો એટલે અહેતુવાદમાં પણ બુદ્ધિવાદનો આગ્રહી બની રહેનારો તે

જિનવચનનો વિરોધક બને છે. આટલું પ્રસંગોપાત વિચારી હવે શાસ્ત્રકાર ભગવંતોએ કહેલી દ્રવ્યની વ્યાખ્યા સમજીએ.

૧. આ જગતમાં પદાર્થ છે છે ને છે. એટલે હંમેશાં (ત્રિકાળ) હયાતિ–અસ્તિત્વ ધરાવે છે. તેથી જે 'સત્' છે, જે અસ્તિત્વ ધરાવે છે તે દ્રવ્ય કહેવાય છે. જે વસ્તુ નિત્ય અને અનિત્ય એક જ સમયે હોય તે સત્ છે.

૨ દરેક પદાર્થમાં—દરેક દ્રવ્યમાં–સત્ વસ્તુમાં બે જાતના ધર્મો રહેલા છે; એક તો સ્વાભાવિક ધર્મ અને બીજો વિભાવિક–ક્ષણિક–બદલાતો અર્થાત્ ફેરફાર પામતો ધર્મ.

સ્વાભાવિક ધર્મ તે નિત્ય ધર્મ છે. તે વસ્તુની સાથે જ છૂટો નહિ પડે તેવા સમવાય સંબંધથી રહેલો હોય છે. તેને 'ગુણ' કહે છે, અને વિભાવિક–અનિત્ય ધર્મને 'પર્યાય' કહેવામાં આવે છે. ગુણ સિવાય ગુણી વસ્તુ (કે જેમાં ગુણ રહેલા છે તે) નો વિચાર જ થઈ ન શકે. તેથી વસ્તુનું સ્વરૂપ તેના ગુણદ્વારા જ જાણી શકાય છે. વસ્તુની સાથે ઓતપ્રોતરૂપે રહેલ જે ધર્મો તેનું નામ 'ગુણ' છે. તે ગુણ અવિનાશી છે તે વસ્તુની સાથે સર્વકાળ રહે છે. અવ્યાપ્તિ –અતિવ્યાપ્તિ અને અસંભવ એ ત્રણ દોષરહિત હોય તેને જ ગુણ કહેવાય છે. દાખલા તરીકે દાહક શક્તિ એ અગ્નિનો ગુણ છે. જ્ઞાન એ આત્માનો ગુણ છે. પર્યાય તો વસ્તુની સાથે સર્વથા રહે જ નહિ. પર્યાય એટલે ફેરફાર–બદલવું તે. દાખલા તરીકે માટીમાંથી ઘડો બનાવવામાં આવે તે ઘડો,

માટીનો પર્યાય છે, ઘડો ભાંગી જાય કે તેના કટકા થઈ જાય તે કટકા પર્યાય છે. આમ પર્યાયની અપેક્ષાએ વસ્તુ માત્રમાં ફેરફારો થયા કરે છે.

હવે સમજાશે કે દ્રવ્યમાં નિત્યધર્મ અને અનિત્યધર્મ રહેલા છે, તેમાં નિત્યધર્મ એટલે ગુણ અને અનિત્યધર્મ તે પર્યાય. આવા ગુણ અને પર્યાયથી યુક્ત હોય તેને 'દ્રવ્ય' કહેવાય છે.

૩ દરેક દ્રવ્યમાં દરેક ક્ષણે નવા પર્યાયોની ઉત્પત્તિ થાય છે અને જુના પર્યાયોનો નાશ થાય છે. છતાં વસ્તુરૂપે તે દ્રવ્ય તેવું ને તેવું જ સ્થિર–નિત્ય યા ધ્રુવ રહે છે. એક મનુષ્ય જ્યારે બાળક મટી યુવાન થાય છે, ત્યારે બાળપણાના પર્યાયો નાશ પામ્યા અને યુવાનીના પર્યાયોની ઉત્પત્તિ થઈ. પરંતુ મનુષ્ય તરીકે તો તેનો તે જ રહ્યો. વળી એક મનુષ્ય મરણ પામી દેવ થયો ત્યારે મનુષ્ય પર્યાયનો નાશ થયો અને દેવ પર્યાયની ઉત્પત્તિ થઈ. છતાં તે બન્ને સ્થિતિમાં આત્મા તો તે જ નિત્ય રહ્યો. આ ઉપરથી એમ પણ કહી શકાય કે ઉત્પત્તિ, વ્યય યા નાશ, અને નિત્યતા–ધ્રુવતા–ધ્રૌવ્ય એ ત્રણથી યુક્ત તે દ્રવ્ય કહેવાય છે.

ઉપર વિચાર્યું તેમ દ્રવ્યના ત્રણ લક્ષણ થયાં. (૧) द्रव्यं सल्लक्षणकं. જેનું લક્ષણ સત્ છે તે દ્રવ્ય છે (૨) गुण पर्याय युक्तं द्रव्यं. જે ગુણ અને પર્યાયથી યુક્ત છે, તે દ્રવ્ય છે. (૩) उत्पादव्यय ध्रौव्य युक्तंद्रव्यं. ઉત્પત્તિ, નાશ અને નિત્યતાથી જે યુક્ત છે, તે દ્રવ્ય.

જિનવચનનો વિરાધક બને છે. આટલું પ્રસંગોપાત વિચારી હવે શાસ્ત્રકાર ભગવંતોએ કહેલી દ્રવ્યની વ્યાખ્યા સમજીએ.

૧. આ જગતમાં પદાર્થ છે છે ને છે. એટલે હંમેશાં (ત્રિકાળ) હયાતિ-અસ્તિત્વ ધરાવે છે. તેથી જે 'સત્' છે, જે અસ્તિત્વ ધરાવે છે તે દ્રવ્ય કહેવાય છે. જે વસ્તુ નિત્ય અને અનિત્ય એક જ સમયે હોય તે સત્ છે.

૨. દરેક પદાર્થમાં—દરેક દ્રવ્યમાં-સત્ વસ્તુમાં બે જાતના ધર્મો રહેલા છે; એક તો સ્વાભાવિક ધર્મ અને બીજો વિભાવિક-ક્ષણિક-બદલાતો અર્થાત્ ફેરફાર પામતો ધર્મ.

સ્વાભાવિક ધર્મ તે નિત્ય ધર્મ છે. તે વસ્તુની સાથે જ છૂટો નહિ પડે તેવા સમવાય સંબંધથી રહેલો હોય છે. તેને 'ગુણ' કહે છે, અને વિભાવિક-અનિત્ય ધર્મને 'પર્યાય' કહેવામાં આવે છે. ગુણ સિવાય ગુણી વસ્તુ (કે જેમાં ગુણ રહેલા છે તે) નો વિચાર જ થઈ ન શકે. તેથી વસ્તુનું સ્વરૂપ તેના ગુણદ્વારા જ જાણી શકાય છે. વસ્તુની સાથે ઓતપ્રોતરૂપે રહેલ જે ધર્મો તેનું નામ 'ગુણ' છે. તે ગુણ અવિનાશી છે. તે વસ્તુની સાથે સર્વકાળ રહે છે. અવ્યાપ્તિ—અતિવ્યાપ્તિ અને અસંભવ એ ત્રણ દોષરહિત હોય તેને જ ગુણ કહેવાય છે. દાખલા તરીકે દાહક શક્તિ એ અગ્નિનો ગુણ છે. જ્ઞાન એ આત્માનો ગુણ છે. પર્યાય તો વસ્તુની સાથે સર્વથા રહે જ નહિ. પર્યાય એટલે ફેરફાર-બદલવું તે. દાખલા તરીકે માટીમાંથી ઘડો બનાવવામાં આવે તે ઘડો,

માટીનો પર્યાય છે, ઘડો ભાંગી જાય કે તેના કટકા થઈ જાય તે કટકા પર્યાય છે. આમ પર્યાયની અપેક્ષાએ વસ્તુ માત્રમાં ફેરફારો થયા કરે છે.

હવે સમજાશે કે દ્રવ્યમાં નિત્યધર્મ અને અનિત્યધર્મ રહેલા છે, તેમાં નિત્યધર્મ એટલે ગુણ અને અનિત્યધર્મ તે પર્યાય. આવા ગુણ અને પર્યાયથી યુક્ત હોય તેને 'દ્રવ્ય' કહેવાય છે.

૩ દરેક દ્રવ્યમાં દરેક ક્ષણે નવા પર્યાયોની ઉત્પત્તિ થાય છે અને જુના પર્યાયોનો નાશ થાય છે. છતાં વસ્તુરૂપે તે દ્રવ્ય તેવું ને તેવું જ સ્થિર–નિત્ય યા ધ્રુવ રહે છે. એક મનુષ્ય જ્યારે બાળક મટી યુવાન થાય છે, ત્યારે બાળપણાના પર્યાયો નાશ પામ્યા અને યુવાનીના પર્યાયોની ઉત્પત્તિ થઈ. પરંતુ મનુષ્ય તરીકે તો તેનો તે જ રહ્યો. વળી એક મનુષ્ય મરણ પામી દેવ થયો ત્યારે મનુષ્ય પર્યાયનો નાશ થયો અને દેવ પર્યાયની ઉત્પત્તિ થઈ. છતાં તે બન્ને સ્થિતિમા આત્મા તો તે જ નિત્ય રહ્યો. આ ઉપરથી એમ પણ કહી શકાય કે ઉત્પત્તિ, વ્યય યા નાશ, અને નિત્યતા–ધ્રુવતા–ધ્રૌવ્ય એ ત્રણથી યુક્ત તે દ્રવ્ય કહેવાય છે

ઉપર વિચાર્યું તેમ દ્રવ્યનાં ત્રણ લક્ષણ થયાં. (૧) द्रव्यं सल्लक्षणकं. જેનું લક્ષણ સત્ છે તે દ્રવ્ય છે. (૨) गुण पर्याय युक्तं द्रव्यं. જે ગુણ અને પર્યાયથી યુક્ત છે, તે દ્રવ્ય છે. (૩) उत्पादव्यय ध्रौव्य युक्तंद्रव्यं. ઉત્પત્તિ, નાશ અને નિત્યતાથી જે યુક્ત છે, તે દ્રવ્ય.

આ ત્રણે લક્ષણો કેટલાક બાળ જીવોને કદાચ ભિન્ન જણાશે. પરંતુ સૂક્ષ્મ રીતે વિચારતાં તે સર્વ લક્ષણો એક જ અર્થનાં સૂચક છે. અહિં કદાચ એ પણ સવાલ ઉપસ્થિત થાય કે જ્ઞાનીઓએ આ લક્ષણ જુદી જુદી રીતે કેમ જણાવ્યાં? તેનું સમાધાન એ છે કે વસ્તુનું સ્વરૂપ બાળજીવોએ સમજવું એ વિકટ કાર્ય છે. તેથી જ્ઞાનીઓ એકના એક વિચારનું પણ જુદા જુદા રૂપે પ્રતિપાદન કરે છે. કોઈને અમુક રૂપમાં તે વિચાર સ્હેલાઈથી સમજાય અને બીજો કોઈ બીજા રૂપમાં સમજી શકે.

ઉપરની ત્રણે વ્યાખ્યાઓ એક જ લક્ષણ જણાવનારી છે, તે આ રીતે સ્પષ્ટ છે. જે સત્ તે દ્રવ્ય એમ જણાવ્યું તેમાં સત્‌ની વ્યાખ્યા જૈનદર્શનમાં એ છે કે નિત્યાનિત્યં સત્ જે વસ્તુ નિત્ય અને અનિત્ય એક જ સમયે હોય તે 'સત્' કહી શકાય. નિત્ય શબ્દ ધ્રુવતા યા ધ્રૌવ્યનું પ્રતિપાદન થાય છે, અને અનિત્ય શબ્દથી ઉત્પાદ અને વ્યયનું પ્રતિ પાદન થાય છે. આથી ઉત્પાદ વ્યય અને ધ્રૌવ્યથી યુક્ત જે વસ્તુ તે 'સત્' વસ્તુ ઠરે છે અને દ્રવ્યનું લક્ષણ 'સત્' હોવાથી ઉત્પાદ, વ્યય, અને ધ્રૌવ્યવાળી વસ્તુ તે જ 'દ્રવ્ય' છે, એમ સિદ્ધ થાય છે. દ્રવ્ય, નિત્ય હોવાથી તેમ જ દ્રવ્યના ગુણ તે દ્રવ્યના નિત્યધર્મ હોવાથી તેનું ધ્રૌવ્ય સિદ્ધ થાય છે. અને દ્રવ્યના પર્યાય તે દ્રવ્યના અનિત્ય ધર્મ હોવાથી 'ઉત્પાદ તથા વ્યયને' સૂચવે છે. આથી ગુણપર્યાય યુક્ત તે દ્રવ્ય, અને ઉત્પાદ-વ્યય અને ધ્રૌવ્ય યુક્ત તે દ્રવ્ય, એ બન્ને વ્યાખ્યા એક બીજાથી જુદી પડતી નથી.

આ વ્યાખ્યાનુસાર જગતમાં ૧ ધર્માસ્તિકાય, ૨ અધર્માસ્તિકાય, ૩ આકાશાસ્તિકાય, ૪ જીવાસ્તિકાય, ૫ પુદ્ગલાસ્તિકાય અને ૬ કાળ, એ છ જ દ્રવ્યો (મૂળભૂત પદાર્થો) ત્રિકાળ વિદ્યમાન છે. એ છ સિવાય કોઈ સાતમો પદાર્થ, જગતમાં કદાપિ હોઈ શકતો નથી.

મૂળભૂત દ્રવ્યોના કેટલાક પર્યાયોને પણ આકૃતિ વિશેષ અને ગુણ વિશેષના આધારે વ્યવહારમાં 'દ્રવ્ય' કહેવાય છે. જેમ કે વસ્ત્ર, પાત્ર, અનાજ, સોનું રૂપું, પથ્થર, પાણી ઇત્યાદિ. વાસ્તવમાં એ સર્વ મૂળભૂત પદાર્થ નહિ હોતાં પુદ્ગલદ્રવ્યના પર્યાયો જ છે. એટલે તેને આપેક્ષિક દ્રવ્ય કહી શકાય. જગતમાં જે કોઈ ઇંદ્રિયગમ્ય પદાર્થો છે, તે સર્વ પુદ્ગલદ્રવ્યના વિવિધ સંજ્ઞાઓથી ઓળખાતા પર્યાયો જ છે. તેને આપેક્ષિક ભાવે ભલે પદાર્થ કહેવાય, પરંતુ વાસ્તવમાં તો પુદ્ગલદ્રવ્યના ક્રમભાવી પરાવર્ત્તન ધર્મરૂપ પર્યાયો જ છે.

ઉપરોક્ત છ મૂળભૂત દ્રવ્યમાં (૧) ધર્માસ્તિકાય દ્રવ્ય તે છે કે જગતમાં ગતિપરિણામે પરિણમેલા (હલન–ચલનની ક્રિયામાં પ્રવર્ત્તતા) જીવોને અને પુદ્ગલોને સહાય આપે છે. જીવ અને પુદ્ગલોની ગતિક્રિયા તો સ્વયંશક્તિથી જ થાય છે. નહિ કે ધર્માસ્તિકાયની પ્રેરણાથી. પરંતુ તે ગતિક્રિયામાં સહાયક તો ધર્માસ્તિકાય જ છે. સ્વયંશક્તિ હોવા છતાં પણ ધર્માસ્તિકાયની સહાય વિના જીવ અને પુદ્ગલો ગતિ કરી શકતાં નથી. આ ધર્માસ્તિકાય દ્રવ્ય તે રૂપ–રસ–ગંધ અને સ્પર્શ રહિત હોવાથી ઇંદ્રિયને અગમ્ય છે. ફક્ત કેવલી

પરમાત્મા જ તેમની કેવલજ્ઞાન ચક્ષુથી જોઈ શકે છે. તે ચૌદ રજ્જુ પ્રમાણ હોઈ સમગ્ર લોકાકાશમાં અનાદિ અનંતકાળ સંપૂર્ણ વ્યાપ્ત હોઈ એક જ છે.

(૨) અધર્માસ્તિકાય દ્રવ્યની હકીકત પણ ઉપર મુજબ ધર્માસ્તિકાયને લગતી જ છે. પરંતુ ફેર એટલો છે કે ધર્માસ્તિકાયનો સ્વભાવ ગતિ સહાયક છે, તેમ અધર્માસ્તિકાયનો સ્વભાવ સ્થિર સહાયક છે.

(૩) આકાશાસ્તિકાય, અવગાહના એટલે જગ્યા આપે છે. એ કારણથી ધર્માસ્તિકાયાદિ પાંચ દ્રવ્યો ક્ષેત્રી એટલે ક્ષેત્રમાં રહેનારાં અને આકાશાસ્તિકાય ક્ષેત્ર છે. તે પાંચ દ્રવ્યો આધેય છે, અને આકાશ આધાર છે. આધાર વિના આધેય રહી શકે નહિ. માટે આકાશાસ્તિકાયનું અસ્તિત્વ સિદ્ધ જ છે. લોકો જેને આકાશ કહીને બોલાવે છે, તે ખરી રીતે આકાશ નથી. પણ વિસ્રસા (કોઈના પ્રયત્ન વિના સ્વયં) પરિણામે પરિણમેલા પુદ્ગલસ્કંધો જ વાદલી રંગના દેખાય છે એ સ્કંધો તો રૂપી હોવાથી દેખાય છે, જ્યારે આકાશ તો અરૂપી હોવાથી ચક્ષુથી દેખી શકાય નહિ. ફક્ત સર્વજ્ઞ ભગવાન જ જ્ઞાનથી જોઈ શકે છે. આકાશાસ્તિકાય તે લોક અને અલોક બન્ને ઠેકાણે વ્યાપીને રહ્યો છે. તેમાં જેટલા આકાશમા ધર્માસ્તિકાયાદિ છએ દ્રવ્યો છે, તેટલા આકાશનું નામ લોકાકાશ, અને બાકીનો બધો અલોકાકાશ છે. અલોકાકાશમાં માત્ર એક આકાશાસ્તિકાય જ દ્રવ્ય છે. શેષ પાંચ દ્રવ્ય તેમાં નથી. આકાશાસ્તિકાય સંખ્યાથી તો એક જ છે,

પરંતુ ધર્માસ્તિકાયાદિ ક્ષેત્રી દ્રવ્ય હોવા અને નહિ હોવાના હિસાબે લોકાકાશ તથા અલોકાકાશ એમ બે વિભાગ કરવામાં આવ્યા છે. અનાદિ અનંત એવા આ આકાશાસ્તિકાયનો આકાર પોલા ગોળા સરખો છે.

(૪) રૂપ–રસ–ગંધ–સ્પર્શયુક્ત જગતમાં વર્તતો જે પદાર્થ તે પુદ્ગલાસ્તિકાય છે. આ દ્રવ્યોમાં પરમાણુઓનું મળવું અને વિખરાવું અગર તો પ્રતિસમય તેના વર્ણાદિમાં હાનિ–વૃદ્ધિ થયા જ કરે છે. એક પરમાણુ સ્વરૂપે, યા સંખ્યાત–અસંખ્યાત–અનંત અને અનંતાનંત પ્રદેશોના સ્કંધ સ્વરૂપે વિવિધપણે બની રહેલ તે પુદ્ગલદ્રવ્ય, ચૌદ-રજ્જુ પ્રમાણ લોકાકાશમાં અનંતાનંત સંખ્યાએ અનાદિકાળથી વિદ્યમાન છે અને અનંતકાળ સુધી રહેવાનું છે.

(૫) જગતની વસ્તુઓમાં નવાપણું અને જુનાપણું ઉપજાવનાર તે કાળદ્રવ્ય છે. વ્યતીત સમયનો ભાવ તે પૂરાણુ કહેવાય, અને વર્તમાન સમયમાં વર્તતો ભાવ તે નવો કહેવાય. કાળનો અભાવ માનીયે તો વસ્તુમાં જુનાપણું અને નવાપણું કહેવાનો આધાર રહે જ નહિ. કાળ તો નૈશ્ચયિક અને વ્યાવહારિક એમ બે પ્રકારનો છે. સર્વ દ્રવ્યોના વર્તતા પર્યાય તે નૈશ્ચયિક કાળ છે. અને સમય/આવલી ઇત્યાદિ ભેદરૂપ વ્યવહાર કાળ છે. નૈશ્ચયિક કાળ. સર્વ દ્રવ્યોમાં સર્વત્ર વ્યાપ્ત છે અને વ્યાવહારિક કાળ અઢી દ્વીપ અને બે સમુદ્ર જેટલા ક્ષેત્રમાં છે. નૈશ્ચયિક કાળ તે, દ્રવ્યોની વર્તતી પરિ-

ણુતિરૂપ છે અને વ્યવહાર કાળ, સૂર્યચંદ્રાદિના ભ્રમણથી ઉત્પન્ન થયેલો છે.

વ્યતીત થયેલ અનંત સમયો તથા ભવિષ્યના અનંત સમયોની અવિદ્યમાનતા હોવાથી વિદ્યમાન તો એક વર્તમાન સમય જ છે, માટે કાળદ્રવ્ય વર્તમાન એક સમયરૂપ છે. જેથી સંખ્યાથી એક છે, પણ વ્યવહારથી તો સમય, આવલિ ઇત્યાદિ અનેક ભેદની અપેક્ષાએ અનેક છે. ક્ષેત્રથી, નૈશ્ચયિક કાળ લોકાલોક પ્રમાણુ છે. અને વ્યાવહારિક કાળ તે અઢી દ્વીપ બે સમુદ્ર પ્રમાણુ છે. આ બન્ને પ્રકારના કાળ અનાદિ કાળથી છે, અને અનંત કાળ સુધી રહેવાના છે. કાળ તે વર્ણાદિ રહિત હોવાથી અરૂપી છે.

(૬) ચેતના લક્ષણુયુક્ત તે જીવાસ્તિકાય છે. ચેતના તે ઉપયોગ સમજવો. ઉપયોગ બે પ્રકારનો છે. (૧) જ્ઞાનોપયોગ અને (૨) દર્શનોપયોગ.

જીવ તે અમૂર્ત છે, પણ વ્યવહારની અપેક્ષાએ કર્માધીન હોઈ મૂર્તિમંત કહેવાય છે. ચૌદ રજ્જુપ્રમાણુ લોકાકાશ ક્ષેત્રમાં જ અસ્તિત્વ ધરાવવાવાળા તે જીવો અનંતાનંત સંખ્યા પ્રમાણુ છે. અલોકાકાશમાં તો આકાશ સિવાય અન્ય કોઈ દ્રવ્ય નહિ હોવાથી જીવનુ અસ્તિત્વ પણુ ત્યાં ન હોય. લોકાકાશમાં જીવાસ્તિકાય અનાદિ કાળથી છે અને અનંતકાળ સુધી રહેવાવાળા છે. વર્ણાદિ રહિત છે. આકારથી ભિન્ન ભિન્ન વ્યક્તિએ વિચારીએ તો વિચિત્ર આકારના છે. પરંતુ એક જીવ પોતાની અવગાહના સમગ્ર લોકાકાશ પ્રમાણુ ફેલાવવાના સામર્થ્યવાળો છે.

પૂર્વોક્ત છ દ્રવ્યોમાં જીવદ્રવ્ય વિના શેષ પાંચદ્રવ્યો અજીવ છે. જીવના લક્ષણથી અજીવનું લક્ષણ તદ્દન જુદું છે. જીવમાં ચૈતન્ય લક્ષણની મુખ્યતા છે અને અજીવમાં જડ લક્ષણની મુખ્યતા છે.

ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય અને આકાશાસ્તિકાય એકેક દ્રવ્ય છે. જીવદ્રવ્ય જગતમાં અનંતા છે. તેની ગણત્રી કરીએ તો સંજ્ઞિ મનુષ્યો સંખ્યાતા, અસંજ્ઞિ મનુષ્યો અસંખ્યાતા, નારકી અસંખ્યાતા, દેવતા અસંખ્યાતા, તિર્યંચ પંચેન્દ્રિય, બેઇંદ્રિય, તેઇંદ્રિય, ચઉરિન્દ્રિય પણ અસંખ્યાતા અને પૃથ્વિ આદિ પાંચકાયના જીવો પણ અસંખ્યાતા છે. તે થકી સિદ્ધના જીવો અનંતા, તે થકી બાદર નિગોદના જીવો અનંતગુણા છે. બાદરનિગોદ એટલે કંદમૂળ, આદુ, સૂરણ, વગેરે. સોયના અગ્રભાગ જેટલા પ્રદેશમાં તેના અનંતા જીવો છે. વળી સૂક્ષ્મનિગોદ જીવો તો સર્વથી અનંતગુણ છે. જેટલા લોકાકાશના પ્રદેશ, તેટલા ગોળા છે. એકેક ગોળામાં અસંખ્યાતી નિગોદ (અનંતા જીવનું પિંડભૂત શરીર) છે. એકેક નિગોદ મધ્યે અનંતાજીવ છે.

પુદ્ગલદ્રવ્યની સંખ્યા પણ અનંતાનંત છે. સંસારી એકેકા જીવના અસંખ્યાતા પ્રદેશ છે, અને એકેકા પ્રદેશે અનંતી કર્મવર્ગણા લાગેલી છે. એકેકવર્ગણા મધ્યે અનંતા પુદ્ગલપરમાણુ છે. એવા અનંતા પુદ્ગલ પરમાણુ તો પ્રત્યેક સંસારી જીવની સાથે લાગ્યા છે અને તે થકી અનંતગુણ પરમાણુ જીવથી રહિત એટલે છૂટા છે.

કાળદ્રવ્ય તો નિશ્ચયથી એક સમયરૂપ હોવાથી એક જ છે. પરંતુ વ્યાવહારિક નયે, સમય ઇત્યાદિરૂપે અનેક છે.

ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, લોકાકાશ અને જીવાસ્તિકાયમાં કોઈ પણ એક જ દ્રવ્યના પ્રદેશો દરેકના અસંખ્યાતા અને અન્યોન્ય સમાન છે. એકના બે ભાગ ન થાય તેવો પરમાણુ, જેટલી આકાશની જગ્યાને વ્યાપીને રહી શકે તેટલા અંશને પ્રદેશ કહેવામાં આવે છે.

પુદ્‌ગલાસ્તિકાય અનંત પરમાણુ યા અનંત પ્રદેશોવાળો પણ છે.

કાળદ્રવ્ય તો વર્તમાન એક સમયરૂપ જ હોઈ પ્રદેશપિંડવાળું નથી. એટલે જ તેને અસ્તિકાય કહેવામાં આવતું નથી. નયચક્રમાં તો પાંચદ્રવ્યના અગુરૂલઘુ પર્યાયને જ કાળ કહેલો હોઈ તેને ઉપચરિત નયથી જ દ્રવ્ય કહેવામાં આવે છે.

પુદ્ગલાસ્તિકાય સિવાય કોઈપણ દ્રવ્યનો એક પણ પ્રદેશ (અવિભાજ્ય અંશ) જગતમાં છૂટો થઈ શકતો જ નથી. અન્ય પ્રદેશોથી કોઈપણ પ્રદેશ છૂટો તો ફક્ત પુદ્ગલાસ્તિકાયનો જ રહી શકે છે. પ્રદેશ છૂટો રહે તેને પરમાણુ કહેવાય છે.

બધા મળીને વિશ્વમાં છ દ્રવ્યો (મૂળભૂત પદાર્થ) છે. તે દ્રવ્યની અપેક્ષાએ કોઈ પણ પદાર્થ ઉત્પન્ન થતો નથી, તેમ નાશ પણ થતો નથી. દ્રવ્ય સદાકાળ છે, ને છે જ. પર્યાયની અપેક્ષાએ સર્વ પદાર્થ ઉત્પન્ન થાય છે અને

નાશ પણ પામે છે. એક આકાર બદલી બીજો આકાર ધારણ કરવો, તે રીતે જીવને માટે એક ઉપયોગ બદલી બીજો ઉપયોગ ધારણ કરવો, એ પર્યાય કહેવાય છે. જે આકાર કે ઉપયોગ બદલ્યો તેનો નાશ થયો, અને જે આકાર કે ઉપયોગ ધારણ કર્યો તેની ઉત્પત્તિ થઈ. આમ પર્યાયની અપેક્ષાએ છ એ દ્રવ્યોમાં ઉત્પત્તિ અને વિનાશ થયા કરે છે. છતાં તે ઉત્પત્તિ અને નાશના બન્ને પ્રસંગમાં જે વસ્તુનું મૂળ દ્રવ્ય છે, તે તો કાયમ જ રહે છે. પુદ્ગલના ગમે તેટલા આકારો બદલાય પણ મૂળદ્રવ્ય તો કાયમ જ રહે છે. તેમજ આત્માના ગમે તેટલા ઉપયોગો બદલાય પણ આત્મદ્રવ્ય તો કાયમ જ રહે છે. માટે દ્રવ્યની અપેક્ષાએ બધાં દ્રવ્યો અવિનાશી છે.

આ દ્રવ્યોમાં તેના જુદા-જુદા અવિભાજ્ય અંશોરૂપ અવયવોનું એકીકરણ યા મળવાપણું થાય તે મિલનદશાને જૈનદર્શનમાં 'સ્કંધ' નામે ઓળખાવી છે. ન્યાય આદિ દર્શનો તેને અવયવી કહે છે. ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, લોકાકાશ અને જીવાસ્તિકાય, એ ચાર દ્રવ્યો તે અસંખ્ય પ્રદેશ (અવિભાજ્ય અંશ) યુક્ત સ્કંધરૂપે જ સદા હોય છે. સ્વતંત્ર રૂપે નહિ રહેતાં અન્ય અંશો સાથે સંબંધિત થઈને રહેલા પ્રત્યેક અંશને પ્રદેશ કહેવાય છે અને અન્ય અંશો સાથે સંબંધિતરૂપે નહિ રહેતાં સ્વતંત્ર એકાકી રહેનાર અંશને પરમાણું કહેવાય છે. છ એ દ્રવ્યો પૈકી ફક્ત પુદ્ગલ દ્રવ્યનો જ પ્રદેશ સ્વતંત્ર રહી શકતો હોવાથી તે પ્રદેશ, પરમાણુની

સંજ્ઞાને પામી શકે છે. એટલે પુદ્દગલદ્રવ્ય તે સ્કંધરૂપે અને પરમાણુ રૂપે એમ બન્ને રૂપે હોય છે.

જે દ્રવ્ય સ્કંધરૂપે હોય યા સ્કંધરૂપે થવાની શક્તિવાળું હોય 'તે જ દ્રવ્યને' અસ્તિકાય કહેવાય છે. પાંચ મૂળભૂત દ્રવ્યો અસ્તિકાય છે, અને છઠ્ઠું કાળદ્રવ્ય તે અસ્તિકાય નથી. કેમકે કાળના અવિભાજ્ય અંશરૂપ વર્તમાન સમય વિનષ્ટ થયા પછી જ બીજો સમય આવે છે. એક સમય સાથે અન્ય સમયનું મિલન થતું નથી.

સ્કંધ બે જાતના છે. (૧) જન્ય અને (૨) અનાદિ. ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય અને જીવાસ્તિકાયના સ્કંધ અનાદિ છે. તે ચારમાં પ્રથમ ત્રણ દ્રવ્યના સ્કંધ એકેક જ છે અને જીવાસ્તિકાય તો જગતમાં અનંતા હોવાથી તેના સ્કંધો પણ અનંત છે. પણ દરેક જીવનો સ્કંધ અને હવે પછી આગળના પ્રકરણમાં કહેવાતા તેના ગુણ અને પર્યાય વગેરે સ્વતંત્ર છે. આ ચારે દ્રવ્યોમાં સ્કંધના અવિભાજ્ય અંશરૂપ એક પણ પ્રદેશની ન્યૂનાધિકતા, કોઈ કાળે થઈ નથી, થવાની નથી, અને થતી પણ નથી. એટલે તે સ્કંધો, તે તે પ્રદેશયુક્ત અને તેટલા તેટલા જ પ્રદેશયુક્ત રહેવાના હોઈ શાશ્વત (સદાકાલિન) છે.

પુદ્દગલાસ્તિકાયના સ્કંધો જન્ય છે, અને અનંતાનંત છે. કારણ કે પુદ્દગલનું લક્ષણ જ પૂરણ અને ગલન હોઈ તેના સ્કંધોમાં પરમાણુઓની સંખ્યામાં ન્યૂનાધિક્તા થતી

જ રહે છે. કોઈ વિવક્ષિત સ્કંધોમાંથી એક યા વધુ સંખ્યા-પ્રમાણ પરમાણુની ન્યૂનાધિકતા થાય એટલે તે અન્ય સ્કંધરૂપે કહેવાય છે. અને તે વિવક્ષિત સ્કંધમાંથી છૂટા પડેલા પર-માણુઓ જે સ્કંધથી અલગ સમૂહરૂપે બની રહે, તેને પણ સ્કંધ કહેવાય છે. સ્કંધરૂપે બની રહેલ અમુક સંખ્યા-પ્રમાણ પરમાણુ સમૂહમાંથી એક પણ પરમાણુની કદાચ અમુક ટાઈમ સુધી ન્યૂનાધિક્તા ન થાય, અને તેના આકારાદિની જ ભિન્નતા થાય તો પણ તે અન્ય સ્કંધરૂપે કહેવાય છે. આ સર્વ હકીકત વિચારતા પુદ્ગલદ્રવ્યના સ્કંધો ‘જન્ય’ છે, પણ અનાદિ હોઈ શકતા નથી. શાસ્ત્રમા મેરૂ આદિ પર્વતો, શાશ્વતમંદિરો, શાશ્વત પ્રતિમાઓ, જંબુ આદિ-શાશ્વત વૃક્ષો, શ્રીદેવી વિગેરેનાં શાશ્વત કમળો, દેવવિમાનો, વગેરે પૌદ્ગલિક શાશ્વત પદાર્થોનું જે વર્ણન આવે છે, તેમાં શાશ્વતપણું તો તે તે પ્રકારના આકાર અને સ્થળ આદિની અપેક્ષાએ કહ્યું છે. એ સ્કંધોમાંથી પણ દરેક સમયે અનંત જુના પ્રદેશો છૂટા પડે છે અને બીજા અનંત નવા પ્રદેશો આવી મળે છે. પરંતુ તેમાં એટલા બધા વધારે પ્રદેશો, છૂટા ન પડે કે જેથી ન્યૂનતા દેખાય, તેમજ એટલા બધા વધારે પ્રદેશો આવી ન મળે કે વિશેષતા દેખાય. પણ લગભગ જેટલા છૂટા પડે, તેટલા નવા મળે. માટે પદાર્થરૂપે જ તે શાશ્વત કહેવાય છે.

# પ્રકરણ ૨ જું

## ગુણ અને પર્યાય

દ્રવ્યની સાથે જે ચિરકાળ અવિચ્છિન્નપણે રહે, અથવા જેના વિના દ્રવ્ય, તે દ્રવ્ય કહેવાય નહિ, તેને ગુણ કહેવાય છે. તથા દ્રવ્ય સ્વભાવતઃ અવિકૃત રહીને અનંત પરિવર્તનોની અંદર જે દેખાય તે પર્યાય કહેવાય છે. યા કોઈપણ દ્રવ્યનું સહભાવી કે ક્રમભાવી ભેદોમાં બદલાતા રહેવું તેને પર્યાય કહેવાય છે. અર્થાત્ દ્રવ્યની હાલતને પર્યાય કહેવાય છે.

ગુણ અને પર્યાય વિનાનું કોઈ દ્રવ્ય નથી અને દ્રવ્ય વિના ગુણ કે પર્યાય પણ હોઈ શકે જ નહિ. આત્માના જ્ઞાનાદિ ગુણ છે. પુદ્ગલમાં રૂપ–રસાદિ ગુણ છે. ધર્માસ્તિકાયમાં, જીવ અને પુદ્ગલને ગતિ કરવામાં સહાય આપવાનો સ્વભાવ હોઈ 'ગતિ સહાયક' ગુણ છે, અધર્માસ્તિકાયમાં 'સ્થિતિ સહાયકતા' ગુણ છે. આકાશાસ્તિકાયમાં 'અવગાહનાકારણતા' ગુણ છે. અને કાળમાં 'વર્તનકારણતા' (નવા–પુરાણા કરવાનો) ગુણ છે.

ગુણ અને ગુણીનો અભેદ સંબંધ છે. ગુણને મૂકીને ગુણી ન હોય. આમ ગુણ અને ગુણીનો તદ્રુપ સંબંધ છે. બેમાંથી એકેનો અભાવ કરતાં બન્નેનો અભાવ થાય અને જ્યાં એકની હયાતિ હોય ત્યાં બીજાની પણ હયાતિ હોય જ.

પર્યાય અંગે વિચારતાં ઉત્પત્તિ અને વિનાશને પ્રાપ્ત થાય તે 'પર્યાય' કહેવાય છે. કહ્યું છે કે—

अनादि निधने द्रव्ये, स्वपर्यायाः प्रतिक्षणम् ।
उन्मज्जंति निमज्जंति, जलकल्लोल वज्जले ॥

અનાદિ અને અનંત એવા દ્રવ્યમાં તેના પોતાના પર્યાયો જળતરંગની જેમ ક્ષણે ક્ષણે ઉત્પન્ન થાય છે અને નાશ પામે છે.

ધર્માસ્તિકાય અમુક જીવ અને પુદ્ગલને ગતિસહાયક થવા સમયે જે આકાર ધારણ કરે છે, તે જ આકાર બીજાને મદદ આપતી વખતે હોતો નથી.

પદાર્થની જાડાઈ, લંબાઈ, થોડા-ઝાઝા વગેરેની અપેક્ષાએ તે ધર્માસ્તિકાયની અવસ્થારૂપ પર્યાય છે. એટલે ગતિસહાય પ્રાપ્ત કરનાર પદાર્થની જાડાઈ, લંબાઈ, થોડા-ઝાઝા વગેરેના થતા પરિવર્તનમાં ધર્માસ્તિકાયના પર્યાયો પણ બદલાયા જ કરે છે. એવી રીતે અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય અને કાળ દ્રવ્યના પર્યાયો અંગે સમજવું.

જીવના ગુણ 'જ્ઞાન' છે અને જ્ઞાન તે જ્ઞેયના આધારે હોવાથી જ્ઞેય પદાર્થના પર્યાય અનુસારે જ જીવદ્રવ્ય પ્રતિસમય પરાવર્તન પામે છે. આ પ્રમાણે પુદ્ગલાસ્તિકાય સિવાય પાંચ દ્રવ્યમાં પ્રતિસમય વર્તતી ઉત્પત્તિ અને વિનાશ તે પરપર્યાયોની અપેક્ષાએ થયા કરે છે. પુદ્ગલાસ્તિકાય દ્રવ્યમાં તો ઉત્પત્તિ અને વિનાશ તે સ્વપર્યાયાપેક્ષાએ જ થાય છે.

દરેક સમયે દરેક દ્રવ્યમાં તેના ગુણોની હાનિ અને વૃદ્ધિ થાય છે. એટલે અમુક દ્રવ્ય વિવક્ષિત સમયે જેવા પર્યાયવાળું હતું, તેવા જ પર્યાયવાળું રહે તો પણ ગુણોમાં તો હાનિ અને વૃદ્ધિ થાય જ છે જેમકે પદ્ગલ દ્રવ્યના અમુક વિવક્ષિત એક પરમાણુમા જેટલા અંશવાળા વર્ણ-ગંધ-રસ અને સ્પર્શ, વિવક્ષિત સમયે છે, તેનાથી બીજે સમયે વર્ણમાં યા ગંધમાં યા રસમા કે સ્પર્શમાં કંઈપણ ફેરફારી થાય જ. વિવક્ષિત સમયે જે વર્ણ અનંત અંશવાળો હતો, તે જ વર્ણ અનંતમા ભાગ જેટલો ન્યૂન થઈ જાય. અથવા તો વર્ણ મૂળથી જ બદલાઈને કાળો હોય તો શ્વેત થાય અને શ્વેત હોય તો પીત થાય. યાવત્ કોઈ પણ જુદા વર્ણવાળો થઇ જાય. જો જુદા વર્ણવાળો ન થાય તો તે વર્ણના અંશ ઓછાવત્તા થાય. હવે જો વર્ણ મૂળથી ન બદલાયો અને અંશ પણ ઓછાવત્તા ન થાય તો વર્ણની માફક ગંધ બદલાય. અથવા ગંધ ઓછોવત્તો થાય. કદાચ વર્ણ અને ગંધ એ બન્ને કાયમ રહે તો રસ બદલાય અથવા ઓછોવત્તો થાય, અને વર્ણ-ગંધ અને રસ એ ત્રણે ન બદલાય તો અંતે સ્પર્શ તો અવશ્ય બદલાય કે ઓછોવત્તો થાય. જેથી વિવક્ષિત પરમાણુ, વિવક્ષિત સમયથી બીજે સમયે હાનિ-વૃદ્ધિવાળો હોય એ નિશ્ચિત છે. હવે જો બીજે સમયે વર્ણાદિ ઘટે તો કેટલે અંશે ઘટે ? અને વધે તો કેટલે અંશે વધે ? તે જાણવા માટે જૈનશાસ્ત્રમાં છ પ્રકારની હાનિ અને છ પ્રકારની વૃદ્ધિ કહી છે. એટલે ધારો કે વિવક્ષિત પરમાણુ પ્રથમ સમયે સર્વોત્કૃષ્ટ શ્યામ વર્ણવાળો છે, એ

શ્યામ વર્ણની ઉત્કૃષ્ટતાના, બુદ્ધિવડે સૂક્ષ્મ વિભાગ કલ્પીએ તો અનંત અંશ–વિભાગ પડે. તેવા અનંતા અંશ જેટલી શ્યામતા પ્રથમ સમયે છે. એમાંથી બીજે સમયે અનંત ભાગ ન્યૂન શ્યામતા થાય. અથવા અસંખ્ય ભાગ ન્યૂન શ્યામતા થાય, અથવા સંખ્ય ભાગ ન્યૂન શ્યામતા થાય, અથવા સંખ્ય ગુણ ન્યૂન શ્યામતા થાય, અથવા અસંખ્ય ગુણ ન્યૂન શ્યામતા થાય, અથવા અનંત ગુણ ન્યૂન શ્યામતા થાય. જેથી પુદ્ગલ પરમાણુ દ્રવ્ય પ્રથમ સમયે જેવો શ્યામ હતો તેનાથી બીજે સમયે અનંતભાગાદિ છ પ્રકારમાંથી કોઈ પણ એક પ્રકારની (શ્યામ વર્ણની અપેક્ષાએ) હાનિવાળો થયો કહેવાય. એ પ્રમાણે છ પ્રકારની વૃદ્ધિવાળો થાય તો આ પ્રમાણે–

વિવક્ષિત પરમાણુ પ્રથમ સર્વ જઘન્ય શ્યામવર્ણવાળો છતાં પણ અનંત અંશ (સર્વોત્કૃષ્ટની અપેક્ષાએ અતિ અલ્પ અંશ) શ્યામ વર્ણવાળો છે તે બીજે સમયે અનંત ભાગ વૃદ્ધિવાળો, અથવા અસંખ્ય ભાગ વૃદ્ધિવાળો, અથવા સંખ્યભાગ વૃદ્ધિવાળો થાય. અથવા સંખ્યગુણ કે અસંખ્યગુણ કે અનંતગુણ વૃદ્ધિવાળો થાય. એટલે અનુક્રમે અધિક (છ પ્રકારની વૃદ્ધિમાંથી કોઈપણ એક પ્રકારની વૃદ્ધિવાળો) થાય.

અહિં હાનિ સંબધમાં 'ગુણ' શબ્દની સફળતા ગુણાકારરૂપે જુદી રીતે છે. તે આ પ્રમાણે; હાનિના સંબંધમાં સંખ્યાદિગુણ એટલે જે સંખ્યા વર્તતી હોય તેમાંથી સંગુણ, અસંખ્ય ગુણ, અનંત ગુણ નહિ, પરંતુ વર્તતી સંખ્યાની હાનિ થતાં શેષ રહેતી સંખ્યાથી સંખ્ય, અસંખ્ય, અનંતગુણ હાનિ સમજવી. જેમ સંખ્યાતભાગ હાનિમાં ૧૦૦ની

શ્યામ વર્ણની ઉત્કૃષ્ટતાના, બુદ્ધિવડે સૂક્ષ્મ વિભાગ કલ્પીએ તો અનંત અંશ-વિભાગ પડે. તેવા અનંતા અંશ જેટલી શ્યામતા પ્રથમ સમયે છે. એમાંથી બીજે સમયે અનંત ભાગ ન્યૂન શ્યામતા થાય. અથવા અસંખ્ય ભાગ ન્યૂન શ્યામતા થાય, અથવા સંખ્ય ભાગ ન્યૂન શ્યામતા થાય, અથવા સંખ્ય ગુણ ન્યૂન શ્યામતા થાય, અથવા અસંખ્ય ગુણ ન્યૂન શ્યામતા થાય, અથવા અનંત ગુણ ન્યૂન શ્યામતા થાય. જેથી પુદ્ગલ પરમાણુ દ્રવ્ય પ્રથમ સમયે જેવો શ્યામ હતો તેનાથી બીજે સમયે અનંતભાગાદિ છ પ્રકારમાંથી કોઈ પણ એક પ્રકારની (શ્યામ વર્ણની અપેક્ષાએ) હાનિવાળો થયો કહેવાય. એ પ્રમાણે છ પ્રકારની વૃદ્ધિવાળો થાય તો આ પ્રમાણે—

વિવક્ષિત પરમાણુ પ્રથમ સર્વ જઘન્ય શ્યામવર્ણવાળો છતાં પણ અનંત અંશ (સર્વોત્કૃષ્ટની અપેક્ષાએ અતિ અલ્પ અંશ) શ્યામ વર્ણવાળો છે. તે બીજે સમયે અનંત ભાગ વૃદ્ધિવાળો, અથવા અસંખ્ય ભાગ વૃદ્ધિવાળો, અથવા સંખ્યભાગ વૃદ્ધિવાળો થાય. અથવા સંખ્યગુણ કે અસંખ્યગુણ કે અનંતગુણ વૃદ્ધિવાળો થાય. એટલે અનુક્રમે અધિક (છ પ્રકારની વૃદ્ધિમાંથી કોઈપણ એક પ્રકારની વૃદ્ધિવાળો) થાય.

અહિં હાનિ સંબંધમાં 'ગુણ' શબ્દની સફળતા ગુણાકારરૂપે જુદી રીતે છે. તે આ પ્રમાણે; હાનિના સંબંધમાં સંખ્યાદિગુણ એટલે જે સંખ્યા વર્તતી હોય તેમાંથી સંખ્ય ગુણ, અસંખ્ય ગુણ, અનંત ગુણ નહિ, પરંતુ વર્તતી સંખ્યાની હાનિ થતાં શેષ રહેતી સંખ્યાથી સંખ્ય, અસંખ્ય, અનંતગુણ હાનિ સમજવી. જેમ સંખ્યાતભાગ હાનિમાં ૧૦૦ની

સંખ્યામાંથી સમજવા માટે વીસની સંખ્યા બાદ કરીએ તો ૮૦ રહે. તેમાં બાદ કરેલી વીસની સંખ્યા તે સંખ્યાતમો ભાગ છે અને બાકી રહેલી ૮૦ ની સંખ્યા તે બાદ કરેલી વીસની સંખ્યાતગુણી છે. એટલે ૧૦૦ ની સંખ્યામાંથી સંખ્યાત ભાગ હાનિ કરવી હોય તો વીસ ઓછા થાય અને સંખ્યાતગુણ હાનિ કરવી હોય તો ૮૦ ઓછા થાય. અહિં વીસની સંખ્યાને જ સંખ્યાતભાગની કહી તે સમજવા માટે જ છે બાકી ઓગણીસ, અઢાર વગેરેને પણ સંખ્યાત ભાગની કહી શકાય. તાત્પર્ય એ છે કે, સંખ્યાતગુણ ન્યૂન કરતી વખતે સંખ્યાતભાગ હાનિ કરતાં જે જવાબ આવ્યો હોય તે જ સંખ્યા ન્યૂન કરવી. એ પ્રમાણે સંખ્ય ગુણ, અસંખ્ય ગુણ અને અનંત ગુણ હાનિ અંગે સમજવું.

છ પ્રકારની વૃદ્ધિમાં તો જ્યાં ભાગવૃદ્ધિ કહેવાની હોય ત્યાં મૂળ રકમને તેટલાંએ ભાગ આપતાં જે જવાબ આવે તે ઉમેરી દેવાનો હોય છે. અને ગુણવૃદ્ધિમાં મૂળ રકમને તેટલાએ ગુણાકાર કરવાનો હોય છે. એ ગુણાકારથી આવેલો જવાબ મૂળ રકમમાં ઉમેરવો નહિ, પણ જે ગુણાકારનો જવાબ આવે તેટલી જ ગુણવૃદ્ધિ જાણવી.

આ પ્રમાણે કેટલીક સ્વપર્યાયની અપેક્ષાએ, કેટલીક પરપર્યાયની અપેક્ષાએ, અને કેટલીક સ્વપર પર્યાયની અપેક્ષાએ, હાનિવૃદ્ધિઓ દરેક દ્રવ્યમાં સદાકાળ પ્રવર્તે છે. આ હાનિવૃદ્ધિ થવારૂપ દ્રવ્યનો જે સ્વભાવ છે, તે સ્વભાવનું નામ અગુરૂલઘુ પર્યાય કહેવાય છે. પ્રતિસમય

દરેક દ્રવ્યમાં આ અગુરૂલઘુ પર્યાય તો સદાકાળ પ્રવર્તે છે. શાસ્ત્રમાં દ્રવ્ય અને પર્યાય બે જ સ્વરૂપે પદાર્થો પ્રરૂપ્યા છે. એટલે જ પદાર્થનું સ્વરૂપ દ્રવ્યાર્થિકનયે અને પર્યાયાર્થિક નયે જ પ્રરૂપ્યું છે. પરંતુ ક્યાંય ગુણાર્થિકનય તરીકે વર્ણન નથી. જેથી ગુણને તો પર્યાયના એક પ્રકાર તરીકે વર્ણવી લીધો છે. સહભાવી એટલે દ્રવ્યની સાથે સતતરૂપે રહેનાર ગુણને "સહભાવી પર્યાયરૂપે" અને દ્રવ્યની સાથે ક્યારેક હોવાવાળી અને ક્યારેક નહિં હોવાવાળી અવસ્થાને ક્રમભાવી પર્યાયરૂપે કહેલ છે. બાકી પર્યાયમાં સહભાવી અને ક્રમભાવીરૂપ વિવિધતા સમજવા માટે ગુણ અને પર્યાયની ભિન્નતા કલ્પવી, તે વ્યવહારમાં અયોગ્ય તો નથી જ.

જેમ ક્રમભાવીને પર્યાય કહેવાય છે, તેમ એકનું અનેક કરનારને પણ પર્યાય કહેવાય છે. આ હિસાબે દ્રવ્યને અનેકરૂપે કરનાર ગુણ છે. જ્ઞાનાત્મા, દર્શનાત્મા, ચારિત્રાત્મા, વીર્યાત્મા, એમ આત્માને અનેકરૂપે જુદો પાડનાર ગુણ છે એવી રીતે પુદ્ગલ પરમાણુને વર્ણવાળો, ગંધવાળો, એમ એમ જુદા પાડીને અનેક કરનાર ગુણ છે, માટે અનેક કરવારૂપ સ્વરૂપવાળો ગુણ તે પર્યાય છે. જેથી કરીને આત્મા એ પદાર્થ છે. તેની અંદર વિજ્ઞાનશક્તિ છે, તે તેનો 'સહભાવી પર્યાય' કહેવાય છે. અને આત્માને સુખ–દુઃખ, હર્ષ અને શોક વગેરે થાય છે, તે તેનો ક્રમભાવી પર્યાય છે. અથવા પ્રતિસમય વર્તતો હાનિ–વૃદ્ધિરૂપ અગુરૂલઘુ પર્યાય તે સ્વાભાવિક પર્યાય છે. અને નર, નારકાદિ ગતિનું ઉપજવું

તેમજ વિણસવું તથા મનના પર્યાયનું જે ક્ષણક્ષણ ઉપજવું અને વિણસવું તે ક્રમભાવી પર્યાય કહેવાય છે.

એ રીતે એક દ્રવ્યની અંદર અનંતા પર્યાયો થવાનો સંભવ છે. તે તમામ પર્યાયોનું (૧) વ્યંજનપર્યાય અને (૨) અર્થપર્યાય, એમ બે રીતે વર્ગીકરણ થઈ શકે છે. જે સદૃશપરિણામપ્રવાહ કોઈપણ એક શબ્દનો વાચ્ય બની વ્યવહાર્ય થાય છે, અર્થાત્ જે પદાર્થની સાથે દીર્ઘકાળ સુધી અનુગત રહે છે, યા ત્રણે કાળ રહે છે, તે પર્યાયને 'વ્યંજનપર્યાય' કહેવાય છે.

વ્યંજનપર્યાયોના અનેક અવાંતર પર્યાયો પૈકી જે પર્યાય અંતિમ હોવાથી અવિભાજ્ય હોય, અથવા જે અવિભાજ્ય નહિ છતાં પણ અવિભાજ્ય જેવો ભાસે તે 'અર્થ-પર્યાય' કહેવાય છે.

દીર્ઘકાળ પર્યંત વર્તતો પર્યાયનો પ્રવાહ તે વ્યંજન-પર્યાય' અને વર્તમાન કાળ પૂરતો જ, યા ક્ષણમાત્ર સ્થાયી તે 'અર્થપર્યાય' છે.

દૃષ્ટાંત તરીકે જીવદ્રવ્યના સંસારીત્વ, મનુષ્યત્વ, પુરૂષત્વ, બાલકત્વ, આદિ અનેક ભેદોરૂપ પર્યાયની નાનીમોટી અનેક પરંપરાઓ છે. તેમાં જ્યારે મનુષ્યરૂપે જન્મ લેવાય છે, ત્યારે જન્મથી માંડી મરણ સુધી તે જીવ 'મનુષ્ય મનુષ્ય' એવા શબ્દથી વ્યવહારાય છે, તેથી મનુષ્યરૂપ સદૃશપર્યાય પ્રવાહ એ જીવનો 'વ્યંજનપર્યાય' અને એ મનુષ્યરૂપ સદૃશપ્રવાહમાં બાલ્ય, યુવાન, વૃદ્ધત્વ આદિ, અગર તેથી

પણ સૂક્ષ્મતર જે અન્ય પર્યાયો રહેલા છે, તે બધા ‘ અર્થ-પર્યાયો ’ કહેવાય છે. એટલે કોઇપણ પ્રકારે થતો વ્યંજનપર્યાય તે અનેક અવાંતર પર્યાયોના સમુદાય સ્વરૂપે હોવાથી તે પ્રત્યેક અવાંતર પર્યાયોમાં ‘ વ્યંજન પર્યાય’નો પ્રવાહ તો ચાલુ જ હોય છે. અર્થપર્યાયો તે અન્ય અન્ય શબ્દથી ભલે વ્યવહારાય, પણ ભિન્ન ભિન્ન શબ્દથી વ્યવહારતા અર્થ-પર્યાયોમાં સમાન શબ્દથી વ્યવહારાતો જે પર્યાય તે વ્યંજન-પર્યાય છે.

એટલે જે મનુષ્ય તે કોઈ વખત બાળ, કોઈ વખત યુવાન, કોઈ વખત વૃદ્ધ, ઇત્યાદિ ભિન્ન ભિન્ન શબ્દથી વ્યવહારાતો હોવા છતાં તે દરેક પ્રસંગે તેનામાં મનુષ્ય પર્યાય તો વર્ત્તી રહેતો હોઈ, મનુષ્યત્વ તે વ્યંજનપર્યાય છે. આ પ્રમાણે દરેક દ્રવ્યમાં વર્તતા વિવિધ વ્યંજનપર્યાય અને અર્થપર્યાય માટે સમજી લેવું.

વ્યંજનપર્યાય અને અર્થપર્યાય પણ વિવિધ રીતે અનંત પ્રકારે હોવા છતાં તે બન્ને પર્યાયો શુદ્ધ, અશુદ્ધ, દ્રવ્ય અને ગુણવડે કરીને સ્થૂલપણે ચાર ચાર પ્રકારોમાં વિચારી શકાય.

જે પર્યાય અન્ય દ્રવ્યના સંબંધજન્ય નહિ હોતાં સ્વાભાવિક હોય તે શુદ્ધ અને અન્ય દ્રવ્યના સંબંધ જન્ય હોય તે અશુદ્ધ કહેવાય છે. ઉપરોક્ત ચાર ચાર પ્રકારોમાં વિચારતાં વ્યંજન પર્યાય અને અર્થપર્યાયના કુલ આઠ ભેદ થાય.

(૧) શુદ્ધ દ્રવ્ય વ્યંજન પર્યાય- (૨) અશુદ્ધ દ્રવ્ય વ્યંજન પર્યાય. (૩) શુદ્ધ દ્રવ્ય અર્થ પર્યાય. (૪) અશુદ્ધ દ્રવ્ય અર્થ પર્યાય, (૫) શુદ્ધ ગુણવ્યંજન પર્યાય, (૬) અશુદ્ધ ગુણ વ્યંજન પર્યાય. (૭) શુદ્ધગુણ અર્થ પર્યાય અને (૮) અશુદ્ધ ગુણ અર્થ પર્યાય. આ દરેક પ્રકારની સ્પષ્ટ સમજણ દરેક દ્રવ્યમાં આ પ્રમાણે છે.

(૧) સિદ્ધપણું યા સર્વથા કર્મથી મુક્ત દશારૂપ વર્તતો જે પર્યાય, તે જીવનો શુદ્ધ દ્રવ્ય વ્યંજનપર્યાય કહેવાય છે.

(૨) જીવમાં સ્વાભાવિક અને ક્ષણમાત્ર સ્થાયી રહેવાવાળો તે જીવનો શુદ્ધ દ્રવ્ય અર્થપર્યાય કહેવાય છે.

(૩) જીવના જે ચોરાસી લાખ યોનીના ભેદો, યા મનુષ્યત્વ, દેવત્વ, નારકત્વ, અને તિર્યંચત્વ તે જીવનો અશુદ્ધ દ્રવ્યવ્યંજન પર્યાય કહેવાય છે.

(૪) જીવમાં અન્ય દ્રવ્યના સંબંધજન્ય ક્ષણ માત્ર સ્થાયી પર્યાય તે જીવનો અશુદ્ધદ્રવ્ય અર્થ પર્યાય છે.

(૫) જીવની અંદર અનંતજ્ઞાન, દર્શન, સુખ અને વીર્ય વગેરે ગુણ છે, તે જીવનો શુદ્ધગુણવ્યંજન પર્યાય કહેવાય છે.

(૬) જીવની અંદર મતિજ્ઞાનાદિ ગુણો વર્તે છે, તે જીવનો અશુદ્ધ ગુણવ્યંજન પર્યાય કહેવાય છે.

(૭) જીવના કેવલજ્ઞાન પર્યાયમાં જ્ઞેયપદાર્થના આધારે ષડ્વિધ હાનિ–વૃદ્ધિરૂપ જે પરાવર્તન થાય છે, તે ક્ષણભેદે થતા પરાવર્તનને ‘શુદ્ધ ગુણ અર્થ પર્યાય’ કહેવાય છે.

સૂત્રમાં કેવલજ્ઞાન અને કેવલદર્શનના સાદિ સપર્યવાસિત કથનથી કદાચ કોઈ એવા ભ્રમમાં પડે કે બન્ને એકવાર ઉત્પન્ન થાય છે, અને પછી કદાપિ નાશ પામતાં જ નથી. જેથી શુદ્ધ ગુણ વ્યંજન પર્યાય કાયમ ચાલુ રહે છે. પરંતુ શુદ્ધ ગુણઅર્થપર્યાયની સંભાવના કેવી રીતે હોઈ શકે?

અહિં સમજવું જોઈએ કે પૂર્વ કેવળજ્ઞાન—દર્શન પર્યાયનો નાશ, અને નવીન કેવળજ્ઞાન—દર્શનનો પર્યાય ઉત્પન્ન થતો જ રહેતો હોવાથી તેમાં અર્થપર્યાય હોઈ શકે છે. જેમકે કેવળી પરમાત્માને શરીરાવસ્થામાં જે શરીરગત પર્યાયો વર્ત્તતા હોય છે, તે પર્યાયો મોક્ષ પ્રાપ્તિ સમયે શરીરની સાથે જ નષ્ટ પામે છે. શરીરાવસ્થામા શરીરના દેખાતા પર્યાયો તે કર્મપુદ્ગલ અને જીવ એ બન્નેના સંયોગનું જ પરિણામ હોવાથી દેહગત પર્યાયો તે પુદ્ગલ ઉપરાંત જીવના પણ છે જ. માટે શરીરગત પર્યાયોના નાશ પામવા સમયે આત્મા પણ તે રૂપે નાશ પામ્યો કહેવાય. અને આત્મા તે કેવળરૂપ હોવાથી કેવળ પણ તે રૂપે નાશ પામ્યું કહેવાય. જેથી આત્મા સિદ્ધ થવા ટાઈમે સિદ્ધપર્યાયપણે ઉત્પન્ન થયો, ત્યારે કેવળ પણ સિદ્ધપણે ઉત્પન્ન થયું કહેવાય. આ પ્રમાણે શરીરાવસ્થાનો કેવળપર્યાય અને સિદ્ધાવસ્થાનો કેવળપર્યાય એમ ભેદ પડતો હોવાથી તથા संखेज्जम संखेज्जं, अणंत कप्प च केवलं णाणं; એ 'સન્મતિ' પ્રકરણના કથનથી તથા पढम समय सजोगि भवत्थ केवलनाणे अपढम समय सजोगि भवत्थ केवलनाणे. આ રીતના આગમ વચનથી સમય સમયનું કેવલ-

જ્ઞાન ભિન્ન હોવાનું સ્પષ્ટ નિરૂપણ હોવાથી, શુદ્ધ ગુણમાં પણ અર્થપર્યાય હોવાની માન્યતા યથાર્થ છે. માટે કેવલજ્ઞાન –દર્શન તે વ્યંજનપર્યાયના હિસાબે "સાદિ અપર્યવાસિત" અને અર્થપર્યાયના હિસાબે "સાદિ સપર્યવાસિત" કહેવાય છે. કારણ કે કેવળરૂપ પર્યાય ધ્રુવ રહેવા છતાં પ્રતિક્ષણ જ્ઞાન-દર્શનપર્યાય તે ઉત્પત્તિ અને નાશને પામતો જ રહે છે.

(૮) સમય–સમયનું કેવલજ્ઞાન ભિન્ન હોવાનું નિરૂપણ સ્પષ્ટ છે. તો પછી મતિ આદિ જ્ઞાનોમાં પણ સમય સમયની ભિન્નતા હોવાનું સ્પષ્ટ છે. એટલે મતિ આદિ જ્ઞાનોનો (કેવલજ્ઞાન સિવાય) ક્ષણ માત્ર સ્થાયી જે પર્યાય તે અશુદ્ધ ગુણ અર્થપર્યાય કહેવાય છે. હવે પુદ્ગલદ્રવ્ય અંગે વિચારતાં:

(૧) પુદ્ગલનો જે અવિભાજ્ય પરમાણુ તે પુદ્ગલનો શુદ્ધ દ્રવ્યવ્યંજનપર્યાય" છે.

(૨) દ્વયણુક વગેરેથી બનેલો પુદ્ગલસ્કંધ તે પુદ્ગલનો "અશુદ્ધ દ્રવ્યવ્યંજન" પર્યાય છે.

(૩) એક પરમાણુ દ્રવ્યમાં વર્તતો ક્ષણમાત્ર સ્થાયી પર્યાય તે પુદ્ગલનો "શુદ્ધ દ્રવ્ય અર્થ" પર્યાય છે.

(૪) દ્વયણુકાદિ સ્કંધમાં વર્તતો ક્ષણમાત્ર સ્થાયી પર્યાય તે પુદ્ગલનો "અશુદ્ધ દ્રવ્ય અર્થ પર્યાય" છે.

(૫) પરમાણુ દ્રવ્યમાં એક વર્ણ–ગંધ–રસ અને અવિરુદ્ધ બે સ્પર્શ રહે છે, તે પુદ્ગલનો "શુદ્ધ ગુણ વ્યંજન" પર્યાય છે.

(૬) દ્વયણુકાદિ પુદ્ગલ સ્કંધમાં જે વર્ણ-ગંધ-રસ અને સ્પર્શ રહે છે, તે "અશુદ્ધગુણવ્યંજન" પર્યાય કહેવાય છે.

(૭) પરમાણુમાં વર્તતા અમુક એક વર્ણ-ગંધ-રસ અને અવિરૂદ્ધ બે સ્પર્શમાં વર્તતો ક્ષણમાત્ર સ્થાયી પર્યાય તે પુદ્ગલનો "શુદ્ધ ગુણ અર્થ" પર્યાય છે.

(૮) દ્વયણુકાદિ પુદ્ગલ સ્કંધમાં વર્તતા વર્ણ-ગંધ-રસ અને સ્પર્શનો જે ક્ષણમાત્ર સ્થાયી પર્યાય તે "અશુદ્ધ ગુણ અર્થ" પર્યાય છે.

અહિં ક્ષણમાત્ર સ્થાયી જે પર્યાય છે, તે જ અર્થ-પર્યાય છે, એમ કહ્યું. પરંતુ એક પર્યાય લાંબા કાળ સુધી રહેતો હોવા છતાં જે તેના કરતાં પણ વધુ લાંબા કાળ સુધી રહેવાવાળા અન્ય પર્યાયનો વ્યાપ્ય હોય તો તે વધુ લાંબા કાળ સુધીના પર્યાયની અપેક્ષાએ અલ્પકાળ સ્થાયી બનનારો આ પર્યાય, બીજાને સાપેક્ષ રહેતો હોવાથી તેને પણ અર્થ-પર્યાય કહેવાય છે.

સન્મતિ તર્કમાં કહ્યું છે કે—

पुरिस सम्मि पुरिस सद्दो, जम्माई मरणकाल पज्जंतो तस्सउ वालाइआ, पज्जवभेया वहु वियप्पा ॥ १ ॥ ३२ ॥

અર્થ—જન્મથી માંડી મરણ સમય સુધી પુરૂષની અંદર પુરૂષ એવો શબ્દ વપરાય છે; તેના જ બાળ વગેરે અનેક પ્રકારના પર્યાય-અંશો છે.

આ શ્લોકાનુસારે જીવ, મનુષ્યાદિ ગતિમાં પુરૂષરૂપે જન્મ્યો છે, તે જન્મથી આરંભીને મરણપર્યંત પુરૂષ કહેવાય છે, અને તેમાં બાળ–યુવાન–વૃદ્ધ વગેરે પર્યાયો છે, તેને ' અર્થ પર્યાય ' કહી શકાય છે. અહિં બાળ–યુવાન–વૃદ્ધ પર્યાય તે ક્ષણમાત્ર સ્થાયી નથી, પણ દીર્ઘકાળ સ્થાયી છે. છતાં વધુ દીર્ઘકાળ સુધી રહેવાવાળા મનુષ્યત્વરૂપ પર્યાયનો વ્યાપ્ય હોવાથી મનુષ્યત્વ પર્યાયના કાળની અપેક્ષાએ અલ્પ-કાળ સ્થાયી બનતો હોવાથી તેને " અર્થ પર્યાય " કહી શકાય છે.

વસ્તુસ્વરૂપ કથનમાં કહેનારના દ્રષ્ટિકોણનો ખ્યાલ હોય તો જ તે કથન યથાર્થસ્વરૂપે સમજી શકાય. નહિંતર સમ-જવામાં ભ્રમ પેદા થાય. એક ક્ષણ માત્ર રહેનાર પર્યાયને જ અર્થપર્યાય ગણાય છે. તે કથન ઋજુસૂત્ર નયના મતે સમજવાનું છે.

હવે ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય અને આકાશાસ્તિકાય, એ ત્રણે અખંડ અને એકરૂપ હોવાથી તેમાં શુદ્ધદ્રવ્ય વ્યં-જનપર્યાય તો સ્પષ્ટ સમજી શકાય છે. તથા તેમાં શુદ્ધ દ્રવ્ય અર્થપર્યાય, તે કેવલજ્ઞાનમાં જણાવેલ અર્થપર્યાય પ્રમાણે સમજી લેવું. નિરપેક્ષપણે તો આ ત્રણે શુદ્ધ દ્રવ્ય છે. પરંતુ ઘટાકાશ, પટાકાશ, ઈત્યાદિ રીતે તે તે દ્રવ્યોને સાપેક્ષ કરીને, વિવિધ વસ્તુને ગતિ–સ્થિતિ અને અવકાશ પ્રાપ્ત કરવા સમયે સહાયકારી બનવા ટાઈમે તેના ખંડ પાડી શકાય છે. તે ખંડરૂપ ત્રણે દ્રવ્યો અશુદ્ધ ગણી તેમાં રહેલા પર્યાયો

વ્યંજન અને અર્થપણે વિચારી શકાય. જેમ જીવ દ્રવ્યમાં પુદ્ગલરૂપ પરદ્રવ્યની અપેક્ષાએ ઉત્પન્ન થતા મનુજાદિ પર્યાયો અશુદ્ધ છે, તેવી રીતે ધર્માસ્તિકાય આદિના સંયોગાદિ પર્યાયમાં પણ પરદ્રવ્યની અપેક્ષાથી જ અશુદ્ધપણું માનવું. એક પુદ્ગલ દ્રવ્ય જ એવું છે કે જેમાં દ્વિતણુક વગેરે અશુદ્ધ પર્યાયો પુદ્ગલરૂપ સ્વજાતિ દ્રવ્યની અપેક્ષાએ હોય છે.

દરેક દ્રવ્યના પર્યાયો પ્રતિસમય અનંતભાગાદિ બાર પ્રકારે હાનિ–વૃદ્ધિવાળા હોવાથી ક્ષણમાત્ર સ્થાયી પર્યાય દરેક દ્રવ્યમાં હોઈ શકે છે. તેમાં જીવદ્રવ્યની હાનિ–વૃદ્ધિ, જ્ઞાનાદિ ગુણને અંગે છે. અને તે જ્ઞાન, જ્ઞેયના આધારે હોવાથી જ્ઞેયની જેમ હાનિ–વૃદ્ધિ થાય છે, તેમ જ્ઞાનની પણ હાનિ–વૃદ્ધિ થાય છે. એ પ્રમાણે કેટલીક હાનિ–વૃદ્ધિઓ સ્વ-પર્યાયાપેક્ષાએ અને કેટલીક પરપર્યાપેક્ષાએ અને કેટલીક સ્વ-પરપર્યાયાપેક્ષાએ પ્રતિસમય થયા કરે છે. આ પ્રમાણે વ્યંજન અને અર્થપર્યાયરૂપે વર્ગીકરણ કરેલ એક દ્રવ્યના ત્રિકાલિક પર્યાયો કેટલા હોઈ શકો ? તે અંગે વિચારતાં જૈનમત પ્રમાણે પ્રત્યેક પદાર્થ પ્રતિસમય ઉત્પાદ–વ્યય અને ધ્રૌવ્યાત્મક હોવાથી અનંતકાળે કોઈપણ એક દ્રવ્ય, અનંત પર્યાયરૂપે પરિણમે છે. એટલું જ નહિ પરંતુ આચાર્ય શ્રી સિદ્ધસેન દિવાકર-સૂરિજીએ તો સન્મતિ પ્રકરણમાં કહ્યું છે કે કોઈપણ એક દ્રવ્ય વિવક્ષિત એક જ સમયમાં પણ સહભાવી અનંત પર્યાયોરૂપે પરિણમે છે.

एक समयम्मि एगदवियस्स, बहुयावि होंति उप्पाया ।
उप्पाय समा विगमा, ठिईउ उस्सग्ग ओणियमा ।३।४१।

અર્થ—એક સમયમાં એક દ્રવ્યમાં બહુપણ ઉત્પાદો હોય છે. વિનાશો પણ ઉત્પાદ જેટલા જ હોય છે. અને સ્થિતિઓ પણ તેટલી જ સામાન્યરૂપે નિયત છે. ઉપર મુજબ કોઈ પણ એક દ્રવ્ય, વિવક્ષિત એક જ સમયમાં સહભાવી અનંત પર્યાયરૂપે પરિણમવા ટાઇમે એક જ સાથે પૂર્વવર્તી અનંત નાશો, અને ઉત્તરવર્તી અનંત પર્યાયોના અનંત ઉત્પાદો તેમાં વર્તતા હોય જ છે. એ પ્રમાણે વિશેષરૂપે પરિણામ પામતું તે દ્રવ્ય અનંત સામાન્યરૂપે સ્થિત હોઈ અનંત સ્થિતિઓ ધારણ કરે છે. આ હકીકતને એક જીવ–દ્રવ્ય દ્વારા "સન્મતિ પ્રકરણ"માં સિદ્ધ કરી છે.

काय–मन–वयण–किरिया, रूवाइ गई विसेसओ वावि।
संजोय भेयओ जाणणाय, दवियस्स ऊप्पाओ ॥ ३ । ४२ ॥

અર્થ—શરીર, મન, વચન, ક્રિયા, રૂપ આદિ અને ગતિના વિશેષથી તેમજ સંયોગ વિભાગથી અને જ્ઞાનના વિષયત્વથી દ્રવ્યનો ઉત્પાદ છે.

સંસારી જીવોના પર્યાયોમાં કેટલાક પર્યાયો પૌદ્ગલિક અને કેટલાક પર્યાયો આત્મિક હોય છે. આ બન્ને પ્રકારના પર્યાયો જીવના જ પ્રયત્નજન્ય હોઈ તેમાંના પૌદ્ગલિક પર્યાયો માત્ર પુદ્ગલાશ્રિત જ નથી. અને આત્મિક પર્યાયો પણ કેવલ, ચેતનાશ્રિત જ નથી. પરંતુ તે બન્ને પ્રકારના પર્યાયો પુદ્ગલ અને ચેતન ઉભયાશ્રિત કહેવાય છે. જેમકે મનોવર્ગણાના, વચનવર્ગણાના અને કાયવર્ગણાના પુદ્ગલ સ્કંધો, જીવદ્વારા ગ્રહણ કરાયા બાદ તેનું મન–વચન અને કાયાસ્વરૂપે

પરિણમન થવા ટાઈમે વર્તતો પર્યાય તે પૌદ્ગલિક હોવા છતાં, તે પરિણતિ, જીવના પરિણામ અને વીર્ય વિશેષના સંબંધથી જ સંભવતી હોવાથી તે પર્યાય ચેતનાશ્રિત પણ છે જ. વળી જ્ઞાન અને વીર્ય વિશેષ સ્વરૂપે વર્તતા જીવ-દ્રવ્યનો અભ્યંતર પર્યાય તે આત્મિક પર્યાય હોવા છતાં કર્મ પુદ્ગલ સાપેક્ષ હોવાથી પુદ્ગલાશ્રિત પણ છે જ. એટલે દેહધારી જીવમા મનરૂપે પરિણમતો પુદ્ગલ પર્યાય, વચનરૂપે પરિણમતો પુદ્ગલપર્યાય, સૂક્ષ્મ કે સ્થૂલ દેહરૂપે પરિણમતો પુદ્ગલપર્યાય, અસંખ્ય આત્મપ્રદેશમાં થતી કાયિક આદિ ક્રિયાઓ વડે વર્તતો જીવપર્યાય, મન-વચન અને શરીરરૂપ પરિણમન પામતા પુદ્ગલોમાં રૂપાદિની હાનિ-વૃદ્ધિ, કર્મ-બંધરૂપ પુદ્ગલપર્યાય, કર્મઉદયરૂપ પુદ્ગલપર્યાય, જીવે ગ્રહિત કાર્મણવર્ગણાના પુદ્ગલસ્કંધ સમૂહમાંથી જ્ઞાનાવરણીયાદિ કર્મરૂપે પરિણામ પામતો પુદ્ગલપર્યાય, વિવિધ વિષયક જ્ઞાના-દિપર્યાય, સ્વપર જ્ઞાન વિષયત્વરૂપ જ્ઞેયત્વ આદિપર્યાય, તથા અન્ય અનંત સહવર્ત્તિ પર્યાય ઈત્યાદિ નવીન પર્યાયોના ઉત્પાદો, પૂર્વપર્યાયોના વિનાશો, અને પૂર્વોત્તર પર્યાયમાં અનુગત સામાન્યરૂપે સ્થિતિઓ, એ બધું એક જ સમયમાં સંભવતું હોઈ, એક સંસારી જીવ એક સમયમાં પણ અનંત પર્યાય યુક્ત હોઈ શકે છે.

આ પ્રમાણે દરેક દ્રવ્ય અનંતા પર્યાયોને પામવાની યોગ્યતાવાળું છે. પરંતુ સાથે સાથે એટલું સમજી લેવું જરૂરી છે કે એક વિવક્ષિત મૂળ દ્રવ્યમાં જે પર્યાયો પામવાની

યોગ્યતા હોઈ શકે છે, તે જ પર્યાયોને પામવાની યોગ્યતા અન્ય પાંચ દ્રવ્યમાં પણ હોઈ શકે તેવું નથી. જેમ દરેક દ્રવ્ય સ્વતંત્ર છે, તેમ દરેક દ્રવ્યના પોતપોતાના ગુણ અને પર્યાયો પણ સ્વતંત્ર છે. જે ગુણ કે જે પર્યાય જે જાતિના મૂળ દ્રવ્યમાં હોઇ શકતો હોય, તે ગુણ કે તે પર્યાય તે જાતિના જ મૂળ દ્રવ્યમાં હોઈ શકે. પરંતુ અન્ય જાતિના મૂળ દ્રવ્યમાં હોઈ શકે નહિ. જેમકે જીવના જે ગુણ અને પર્યાયો છે, તે જીવ દ્રવ્યમા જ હોઈ શકે છે. અને પુદ્‌ગલના જે ગુણ અને પર્યાયો છે તે, પુદ્‌ગલ દ્રવ્યમાં જ હોઈ શકે.

## પ્રકરણ ૩ જું

# ઈશ્વર જગતનો કર્તા નથી

દરેક મૂળભૂત પદાર્થમાં પર્યાય અંગે વિચારતાં દરેક જીવમાં આત્મપ્રદેશસમૂહરૂપ અનાદિ સ્કંધમાં વર્તતા પર્યાયોનો ઉત્પાદ અને વિનાશ તે પ્રાયોગિક (પ્રયત્નજન્ય) છે. કારણ કે સંસારી આત્મા પોતાની ભાવિ દશા પોતે જ પોતાના પ્રયત્ને કરીને સર્જે છે. જ્યારે કોઈ આત્મા ક્રોધાદિ શુભાશુભરૂપે પરિણમે છે, ત્યારે તે પરિણામાનુસાર પોતાની ભાવિ સ્થિતિ સર્જે છે. માટે જ પોતાની અવસ્થાનો પોતે જ કર્તા હોવાથી તેના પર્યાયનો ઉત્પાદ, અને વિનાશ તેના પ્રયત્નની અપેક્ષાએ પ્રાયોગિક (પ્રયત્નજન્ય) કહી શકાય. ગમે તે દશામાં વર્ત્તતા જીવના પર્યાયો તેના અભિસંધિજ (અર્થાત્ ઇચ્છાજન્ય) યા અનભિસંધિજ (અર્થાત્ અનિચ્છાજન્ય) વીર્યજનિત હોઈ પ્રાયોગિક જ છે. આકાશાસ્તિકાય, ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાયના પ્રદેશસમૂહરૂપ બની રહેલ અનાદિ સ્કંધોમાં વર્તતા પર્યાયોનો ઉત્પાદ અને વિનાશ તે પ્રાયોગિક નહિ હોતાં, વૈસ્રસિક (અપ્રયત્નજન્ય—સ્વાભાવિક) છે. કારણ કે આ ત્રણે દ્રવ્યોમાં થતો ઉત્પાદ અને વિનાશ તે પરસાપેક્ષ છે. વળી આ ત્રણેમાં ગતિક્રિયાનો અભાવ હોવાથી તેમાં પ્રયત્નને અવકાશ જ નથી. માટે

જ તે દ્રવ્યોના પર્યાયો પ્રયત્નજન્ય નહિં હોતાં અપ્રયત્નજન્ય છે.

પુદ્ગલદ્રવ્યનો પરમાણુ એ જન્ય નથી. અનાદિ છે. અનાદિ વસ્તુનો નાશ હોઈ શકે નહિ, તો પણ તેના વર્ણાદિમાં થતા પલ્ટારૂપે એક પરમાણુમાં પણ સમયેસમયે પર્યાયોનો ઉત્પાદ અને વિનાશ થતો જ રહે છે. આ પરમાણુ, સામાન્ય મનુષ્યની અપેક્ષાએ અતીંદ્રિય છે. એટલે તે પરમાણુને છદ્મસ્થ મનુષ્યો તો જોઈ શકે જ નહિ. પરમાણુ એટલો બધો બારિક હોય છે કે અગ્નિ યા શસ્ત્રાદિથી તેનો નાશ કરી શકાતો નથી. અતિશયવાળા જ્ઞાનીઓ જ પરમાણુના સ્વરૂપને જોઈ શકે છે. ઘણા પરમાણુઓ એકઠા થઈ સ્થૂલ આકાર ધારણ કરે છે, ત્યારે જ છદ્મસ્થ મનુષ્યો તેને જોઈ શકે છે. જેથી એક પરમાણુ ઉપર જીવનો કોઈપણ પ્રયોગ થઈ શકતો નહીં હોવાથી તે પરમાણુમાં થતા છ છ પ્રકારે હાનિ-વૃદ્ધિરૂપ તેના પર્યાય તે પ્રાયોગિક નહીં હોતાં વૈસ્રસિક હોય છે. જૈનશાસ્ત્રમાં પુદ્ગલસ્કંધોની વર્ગણાઓનું જે વર્ણન આવે છે, તે વર્ગણાઓના પ્રત્યેક સ્કંધો પણ પ્રાયોગિક નહિ હોતાં વૈસ્રસિક છે. વળી આકાશમાં થતાં વાદળાં, ઈંદ્રધનુષ, આદિ પુદ્ગલદ્રવ્યના જ પર્યાયો છે, અને તે પણ વૈસ્રસિક છે. આ સિવાય અન્ય જે કોઈ પદાર્થો જગતમાં દ્રષ્ટિગોચર થાય છે, તે સર્વ પ્રાયોગિક ( કોઈને કોઈપણ જીવના પ્રયત્નજન્ય ) જ છે. એટલે તેવા પદાર્થ સ્વરૂપે પરિણામ પામેલ તે સ્કંધોની ઉત્પત્તિમાં કોઈને કોઈ જીવોનો પ્રયત્ન અવશ્ય હોય છે.

પુદ્ગલ દ્રવ્યમાં સ્કંધો તે જન્ય હોઈ પુદ્ગલ દ્રવ્યનો પર્યાય છે. તેનો ઉત્પાદ અને વિનાશ સામુદાયિક કહેવાય છે. કારણ કે તેમાં એક કરતાં ઘણા પુદ્ગલ પરમાણુઓનો એકી સાથે ઉત્પાદ અને વિનાશ છે. આ સામુદાયિક ઉત્પાદ અને વિનાશ બન્ને, પ્રાયોગિક અને વૈસ્રસિક એમ બબ્બે પ્રકારે હોવાથી, વૈસ્રસિકપણું તે ઇંદ્રધનુષ અને વાદળાં આદિના ઉત્પાદ અને વિનાશમાં છે. તથા પ્રાયોગિપણું તે ઘટ–પટ આદિના ઉત્પાદ અને વિનાશમાં હોય છે.

પ્રાયોગિક યા વૈસ્રસિકપણાથી થતા સામુદાયિક વિનાશમાં પરમાણુરૂપ અવયવોનું છૂટા પડી જઈ સ્કંધપણું ત્યજી દેવારૂપ વિનાશ પણ હોય છે. અને અવયવોના વિભાગ થયા સિવાય સ્કંધનો પૂર્વ આકાર છોડી દઈ બીજા આકારમાં બદલાઈ જવા સ્વરૂપે પણ વિનાશ હોય છે. આમાં પહેલા પ્રકારના વિનાશને "સામુદાયિક વિભાગ માત્ર" અને બીજા પ્રકારના વિનાશને "અર્થાંતર ભાવ પ્રાપ્તિ" કહેવાય છે.

(૧) વાદળાં તથા ઇંદ્ર–ધનુષનુ વિખરાવું. (૨) મકાન તૂટવાથી ઇંટ વગેરે અવયવોનું વિખરાવું. (૩) ભૌતિક સંયોગો કે ઋતુના પ્રભાવ આદિથી બરફનું પાણીના રૂપમાં અને પાણીનું હવાના રૂપમાં બદલાઈ જવું. (૪) કડામાંથી કુંડલ આદિનું બનાવવું, આ ચારે અનુક્રમે (૧) વિસ્રસા સમુદાય વિભાગ. (૨) પ્રાયોગિક સમુદાય વિભાગ. (૩) વિસ્રસા અર્થાંતર ભાવ પ્રાપ્તિ અને (૪) પ્રાયોગિક અર્થાંતર ભાવ પ્રાપ્તિનાં દૃષ્ટાંત સમજવાં. આ પ્રમાણે વિશ્વના પ્રત્યેક પદાર્થમાં થતાં

ઉત્પાદ અને વ્યય ( વિનાશ )ની સ્પષ્ટ સમજણ માત્ર જૈન-દર્શનને માન્ય હોવાથી જ જૈનદર્શન ઈશ્વર કર્તુત્વવાદી નથી. જન્ય પદાર્થનો ઉત્પાદ અને વિનાશ તે ઈશ્વરાધીન યા ઈશ્વર પ્રયત્નજનિત હોવાનું જૈનદર્શનને માન્ય નથી જૈનદર્શન તો કહે છે કે જન્ય પદાર્થનો ઉત્પાદ અને વિનાશ જો ઈશ્વરાધીન હોય તો સઘળા ઉત્પાદ અને વિનાશ પ્રયત્નજન્ય જ હોત. પરંતુ કેટલાકમાં વૈસ્રસિકપણું સ્વાભાવિકપણું પણ જોવામાં આવે છે, એટલે ઈશ્વરકર્તૃત્વની સિદ્ધિ થઈ શકતી નથી.

વળી પ્રાયોગિક યા પ્રયત્નજન્ય પદાર્થો અંગે પણ જૈનદર્શનની માન્યતા એવી છે કે તેમા કોઈ પણ પ્રાણીનો પ્રયત્ન તો અવશ્ય છે, પરંતુ સઘળા પ્રાયોગિક ઉત્પાદ અને વિનાશમાં કોઈ એક અમુક જ પ્રાણીનો પ્રયત્ન નહિ હોતાં અન્ય અન્ય પ્રાણીનો વિવિધરીતે પ્રયત્ન હોય છે. જગતમાં વાદળાં, આકાશીરંગ વગેરે કેટલાક પદાર્થો સિવાય અન્ય જે કોઈ પદાર્થો પૃથક્‌પૃથક્‌રૂપે અને મિલનસ્વરૂપે દૃષ્ટિગોચર થાય છે, તે સઘળા પદાર્થો કોઈને કોઈ પણ પ્રાણીના પ્રયત્ન-જન્ય જ છે. જેમકે કાચની બનાવટ રેતીમાંથી થાય છે, પરંતુ રેતી એ પૃથ્વીકાય જીવોનો શરીરસમૂહ હોઈ તે પ્રત્યેક શરીરની ઉત્પત્તિ, વૈસ્રસિકપણે પરિણામ પામેલ પુદ્‌ગલ દ્રવ્યમાંથી પૃથક્ પૃથક્ પૃથ્વીકાયી જીવોના પ્રયત્ન વડે જ થયેલી છે. આ હકીકત જૈનશાસ્ત્રોમા દર્શાવેલ વિવિધ પૌદ્‌ગલિક વર્ગણાઓના અને નામકર્મની પ્રકૃતિઓના સ્વરૂપને જાણવાથી જ સમજી શકાય છે.

છૂટક પરમાણુઓ યા પરમાણુસમૂહરૂપ બની રહેલ પુદ્ગલસ્કંધોના પરસ્પર મિલનથી વૈસ્રસિકપણે ઉત્પત્તિ પામેલ ઔદારિક વર્ગણારૂપ પુદ્ગલ પર્યાય, પૃથ્વીકાય જીવોના પ્રયત્ન વડે નાશ પામી, પૃથ્વીકાય જીવોના શરીરરૂપ રેતીસ્વરૂપે ઉત્પત્તિને પામે છે. તે શરીરોમાથી આયુષ્યની પૂર્ણતાએ તે જીવો ચાલ્યા ગયા બાદ, જીવના સંયોગ વિનાનો તે રેતીરૂપ પુદ્ગલ પર્યાય, મનુષ્યોના પ્રયત્નવડે નાશપામી, કાચરૂપ પર્યાયની ઉત્પત્તિને પામે છે આ રીતે આ પદાર્થો અંગે પણ પુદ્ગલ વર્ગણાઓ અને નામકર્મની પ્રકૃતિઓ દ્વારા સ્પષ્ટ રીતે સમજી શકાય છે. એટલે પદાર્થની ઉત્પત્તિ અને વિનાશમાં ઈશ્વરકર્તૃત્વ સિદ્ધ થઈ શકતું નથી. જીવના પર્યાયોની ઉત્પત્તિ અને વિનાશમાં વૈસ્રસિકપણું તો હોઈ શકતું જ નથી, પરંતુ પ્રાયોગિક યા પ્રયત્નજન્ય પર્યાયોના ઉત્પત્તિ અને વિનાશમાં પણ ઈશ્વર કારણવાદને તો સ્થાન નથી જ.

ઈશ્વરકર્તૃત્વવાદને માનનાર કેટલાંક જૈનેતર દર્શનોની માન્યતા એટલી તો જરૂર છે કે, સંસારી જીવોની બાહ્ય અને આંતરિક ભિન્ન ભિન્ન અવસ્થારૂપ પર્યાયોની ઉત્પત્તિ અને વિનાશ તે કર્મજન્ય જ છે. અને કર્મની ઉત્પત્તિ તે પ્રાણી-જન્ય જ હોવાથી કર્મજન્ય સુખ દુઃખના સંયોગવાળી અવસ્થાની પ્રાપ્તિ, જીવના પોતાના પ્રયત્નને જ આભારી છે. પરંતુ સાથે સાથે તેઓ એવી માન્યતા ધરાવે છે કે ‘ જીવ પ્રયત્નવડે જન્યકર્મો જડ હોવાથી કોઈ ચેતનની પ્રેરણાવિના

જીવના સુખદુ:ખરૂપે પર્યાયોની ઉત્પત્તિ કરવામાં અસમર્થ છે. અને તેમાં પણ અન્ય કોઈ ચેતનની પ્રેરણા નહિ હોતાં, કર્મથી સર્વથા મુક્તજીવોની અપેક્ષાએ પણ જેમાં કંઈક વિશેષતા છે, એવા ઈશ્વરની પ્રેરણા જ માનવી જોઈએ. માટે જીવોના પર્યાયોની ઉત્પત્તિ અને વિનાશમાં પણ ઈશ્વરકર્તૃત્વવાદ માનવો જોઈએ.'

જૈનદર્શન કહે છે કે, 'કર્મ એ પુદ્ગલ છે. ચેતનની સાથે સંબંધને નહિ પામેલ પુદ્ગલો, જીવને અનુગ્રહ કે ઉપઘાત કરવાને અસમર્થ છે. જેમ બાટલામાં ભરીને રાખી મૂકેલ શરાબ યા રાખી મૂકેલ બ્રાહ્મીપ્રમુખ ઔષધિ તે જીવને ઉપઘાત કે અનુગ્રહ કરવામાં અસમર્થ હોઈ મદ્યપાન અને બ્રાહ્મીનું સેવન કરનાર જીવ જ ઉપઘાત કે અનુગ્રહને પામી શકે છે તેવી રીતે જીવના પ્રયત્નવડે ગ્રહણ કરાયેલ કાર્મણ વર્ગણારૂપ પર્યાયને પામેલ પુદ્ગલો જ જીવ સાથે ક્ષીરનીરવત્ યા લોહાગ્નિવત્ સંબંધને પામી, કર્મપર્યાયે પરિણમી, અમુક સમય બાદ જ જીવને અનુગ્રહ કે ઉપઘાત કરવામાં સમર્થ છે. તે અનુગહ કે ઉપઘાત સમયે જીવ વિવિધ અવસ્થારૂપ પર્યાયને પામે છે. વળી જેમ મદ્યપાન કે બ્રાહ્મીપ્રમુખ ઔષધિઓના સેવન બાદ તેનાથી થતી અસર પ્રગટ થવામાં, યા તો કોઈ ગરમ ચીજ ખાધા બાદ તડકામાં ઊભા રહેનાર માણસને તરસ લાગવામાં કોઈની પણ પ્રેરણાની જરૂર નથી, તેમ જીવદ્વારા સ્વપ્રયત્નવડે ગ્રહણ કરાયેલા કર્મપુદ્ગલોના ફળને ભોગવવા ટાઈમે અન્ય કોઈ ચેતનની પ્રેરણાની જરૂર જ હોઈ શકતી નથી. એટલે કર્મના

સંબંધથી જીવના કોઈ પણ ઉત્પાદ યા વિનાશ પામતા પર્યાયમાં કૃતકૃત્ય ઈશ્વરને હસ્તક્ષેપ કરવાની આવશ્યકતા હોઈ શકતી જ નથી.

જગતના સર્વ પ્રાણીઓ તાત્વિકદૃષ્ટિથી તો ઈશ્વર જ છે. પરંતુ કર્મસંબંધના કારણે જ જૈનદર્શનકારોએ સર્વ જીવોનું બાહ્યાત્મા, અંતરાત્મા અને પરમાત્મા રૂપ ત્રણ પર્યાયસ્વરૂપે વર્ગીકરણ કરેલું છે. તેમાં પ્રથમના બે પર્યાયોમાં અને ત્રીજા પર્યાયમાં વિષમતાનું જો કોઈ પણ કારણ હોય તો કર્માવરણ જ છે. પ્રથમના બે પર્યાયો ધરાવતા આત્માની શક્તિઓ, કર્માવરણોથી ઘેરાઈ ગયેલી છે. પરંતુ જીવ જ્યારે સ્વપુરુષાર્થ-દ્વારા તે આવરણોને પોતાનામાંથી હઠાવી દઈ પોતાની સર્વ-શકિતઓને પૂર્ણરૂપે પ્રકાશિત કરે છે, ત્યારે તે જીવ, પરમા-ત્મસ્વરૂપ પર્યાયને પ્રાપ્ત કરે છે. આ પરમાત્મા તે જ ઈશ્વર છે. પરમાત્મપણું પ્રાપ્ત કરવામાં સર્વ જીવોને સરખો જ હક્ક છે. અનંત જીવો પરમાત્મા બન્યા છે, અને બનશે. પરમાત્મ-દશારૂપ પર્યાય કરતાં તેથી અધિક શક્તિવાળો જીવનો અન્ય કોઈ પર્યાય હોઈ શકતો જ નથી.

પરમાત્મદશા એટલે મુક્તદશા. માટે મુક્તદશાને પામેલ જીવ કરતાં ઈશ્વરમાં કોઈ વિશેષતા છે જ નહિ. છતાં તેમાં વિષમતા માનનારે તેનું કારણ બતાવવું જોઈએ. કારણ વિના કાર્ય સંભવી શકતું જ નથી. કેવળ વિશ્વાસના બળ ઉપર ઈશ્વર એક જ હોવાની માન્યતાનો સ્વીકાર કરવો તે ઉચિત કહેવાય નહિ. જીવ અને ઈશ્વરની વિષમતાનું કારણ તો

ઔપાધિક કર્મ જ છે. કર્મ બિલકુલ હટી જવાથી પણ જીવ અને ઈશ્વરમાં જો વિષમતા રહેતી હોય તો તો મુક્તિનો કંઈ અર્થ જ નથી. માટે કર્મવાદને માન્ય રાખનારે તો કર્મવાદ અનુસારે માનવું જ જોઈએ કે જીવ અને ઈશ્વરમાં વિષમતાની સીમા કર્મસંબંધ સુધીની જ હોઈ, ઈશ્વર અને સાંસારિક પ્રાણીઓમાં, સમગ્ર સંસારી પ્રાણીઓની વિચિત્રતામાં, તથા વળી એક જ સંસારી પ્રાણીમાં પણ ભિન્ન ભિન્ન સમયે બાહ્ય અને આંતરિક પર્યાયોની ઉત્પત્તિ અને વિનાશરૂપ અવસ્થામાં જે ભિન્નતા જોવામાં આવે છે, તે ભિન્નતાનું કારણ જીવના વિવિધ પ્રકારે થતા પ્રયત્નજન્ય કર્મનો ક્ષયોપશમ, ઉપશમ, ઔદાયિક અને ક્ષાયિકભાવ છે. એટલે જીવની દરેક અવસ્થા પોત પોતાના જ પ્રયત્નજન્ય અને અન્ય કોઈની પણ પ્રેરણાના આલંબન રહિત જ છે.

કર્મથી સર્વથા મુક્ત બની પરમાત્મા યા ઈશ્વરપણું પ્રાપ્ત કરનાર જીવમાં પણ ષડ્વિધ હાનિવૃદ્ધિરૂપ જે અગુરૂ-લઘુપર્યાય વર્તે છે, તે હાનિવૃદ્ધિ પણ, તે તે પર્યાયને ધારણ કરનાર તે તે મુક્તજીવોના જ પ્રયત્નજન્ય હોય છે. કોઈ વિવક્ષિત મુક્તજીવના તે અગુરૂલઘુપર્યાયમાં કોઈ અન્ય મુક્ત-જીવનો પ્રયત્ન નહિ વર્તતાં તે જ મુક્તજીવનો પ્રયત્ન તેમાં વર્તતો હોય છે. સંસારી જીવોમાં વર્તતા પર્યાયો તથા પુદ્-ગલદ્રવ્યના પ્રાયોગિક (પ્રયત્નજન્ય) પર્યાયો તે સંસારી જીવોના જ પ્રયત્નજન્ય હોય છે. પુદ્ગલદ્રવ્યના ત્રિકાલિક સર્વ પર્યાયોની ઉત્પત્તિ અને વિનાશમાં વર્તતો પ્રયોગ તે

સદાના માટે કોઈ અમુક એક જીવનો જ હોય તેવું બનતું નથી. વિવિધ સમયે વિવિધ પુદ્ગલપર્યાયો વિવિધ જીવોના પ્રયત્નજન્ય હોય છે.

પુદ્ગલદ્રવ્યના પરમાણુઓ અનંતાનંત છે. તેઓ સ્વતંત્ર પણ રહી શકે છે, અને એક યા અધિક સંખ્યા પ્રમાણમાં એકત્ર બની સ્કંધરૂપે પણ રહે છે. સ્કંધસ્વરૂપે બની રહેલામાં વ્યક્તિસ્વરૂપે જે જે પરમાણુઓ હોય તેના તે જ કાયમ રહેતા નથી. તેમાંથી અમુક સમયે અમુક પરમાણુઓ અલગ પડી અન્ય પુદ્ગલસ્કંધમાં જઈ ભળે, યા અલગ પડેલો સમૂહ અન્ય સમૂહમા ભળ્યા સિવાય સ્કંધપણે પણ રહે, યા છૂટા પડેલા સમૂહમાંથી પરમાણુઓ છૂટા પડી જઈ સ્વતંત્ર એક એક પણ રહે જે સ્કંધોમાંથી આ પ્રમાણે એક યા અધિક પરમાણુસમૂહ છૂટો પડે તે સ્કંધમાં અન્ય કોઇ એક પરમાણુ યા પરમાણુસમૂહ આવીને પણ મળે અને જુના પરમાણુઓ અલગ થતા પણ રહે. એમ પુદ્ગલના વિવિધ સ્કધોમાં પરમાણુઓની ન્યૂનાધિકતા થતી જ રહે છે. આ રીતે એક સ્થળેથી અન્ય સ્થળે મળતા અને વિખરાતા પુદ્ગલ પરમાણુઓ સદાકાળ શાશ્વત છે. જેટલા છે તેટલાને તેટલા જ છે. કોઈ કાળે જગતમાં એક પણ પરમાણુ વધતો કે ઘટતો જ નથી. તે એકેક પરમાણુ સ્વતંત્રરૂપે યા અન્ય પરમાણુઓ સાથે મળીને એક સ્કંધથી અન્ય સ્કધમાં મળવા અને વિખરવાવડે કરીને આગળ અતીતકાળે અનંતી અનંતીવાર એકેક વસ્તુમા પરિણમી ચૂકયો. ત્યાં જે વસ્તુમાં પરિણમીને

ફરી જે વખતે તે વસ્તુથી છૂટો પડયો તે વખતે તે વસ્તુના પર્યાયનો વ્યય થયો, અને બીજી વસ્તુમાં જઈ પરિણમ્યો તે વસ્તુના પર્યાયનો ઉત્પાદ થયો. એમ હજી અનંતકાળ જશે તો પણ પરમાણુઓ તો તેના તે જ રહેશે. એ રીતે એકેક પુદ્ગલ પરમાણુઓ એકેકી વસ્તુમાં અનંતી અનંતીવાર જુદા જુદા ભાવે પરિણમ્યા છે. તેથી અનંતીવાર તે તે વસ્તુનો પર્યાય થયો.

આ પ્રમાણે એક એક વસ્તુમાં થતા પર્યાયરૂપ પરિવર્તનમાં અનેક પરિવર્તનો મનુષ્યાદિ પ્રાણીવર્ગના પ્રયત્નની અપેક્ષાપૂર્વકનાં પણ હોઈ શકે છે અને પ્રયત્નની અપેક્ષા વિનાનાં પણ હોય છે. મનુષ્યાદિ પ્રાણીઓના પ્રયત્નની અપેક્ષાવિનાનાં પરિવર્તનો તે જડતત્ત્વોના વિવિધસ્વરૂપે થતી સંયોગોથી ઉષ્ણતા, વેગ આદિ શક્તિઓથી બનતાં રહે છે. પત્થર આદિ ચીજોના એકઠા થવાથી નાના મોટા ઢગલા યા પર્વતો બની જવું, જુદા જુદા સ્થળોના પ્રાણીપ્રવાહો એકત્ર થવાથી નદીરૂપે બની જવું, વરાળનું પાણીરૂપે વરસવું અને પાણીનું વરાળરૂપે બની જવું, ઈત્યાદિ પરિવર્તનો તે પ્રાણી-વર્ગના પ્રયત્નની અપેક્ષા રાખ્યા વિનાના દૃષ્ટાંતરૂપે છે. તેમાં સામાન્ય પ્રાણી કે ઈશ્વરાદિ કોઈ પણ ચેતન તત્ત્વના પ્રયત્નને અવકાશ છે જ નહિ, એ સ્પષ્ટ હકીકત છે.

હવે પુદ્ગલદ્રવ્યનાં જે પરિવર્તનો ચેતનદ્રવ્યના પ્રયત્નની અપેક્ષાપૂર્વક થનારાં છે, તે પરિવર્તનરૂપ પર્યાયોમાં કર્મપુદ્ગલથી સંબંધિત બની રહેલા સંસારી જીવોનો જ

પ્રયત્ન હોય છે. પરંતુ તેવા કોઈપણ પર્યાયની ઉત્પત્તિ અને વિનાશમાં કર્મસંબંધરહિત જીવોનો તો પ્રયત્ન હોઈ શકતો જ નથી. કારણ કે પ્રયત્નજન્ય પુદ્ગલપર્યાયમાં વિશેષે કરીને જીવના રાગદ્વેષાદિ ભાવો જ કારણરૂપ હોઈ કર્મથી મુક્ત આત્મા, તેવા પર્યાયની ઉત્પત્તિ અને વિનાશમાં પ્રયત્નશીલ બનતો જ નથી. સંસારીઆત્માને પોતાને ધારણ કરાતા શરીરરૂપે, શ્વાસોચ્છવાસરૂપે, ભાષાસ્વરૂપે, વિચારસ્વરૂપે, કર્મસ્વરૂપે યા કોઈ ભૌતિક સામગ્રીસ્વરૂપે જ પુદ્ગલદ્રવ્યનું વિવિધસ્વરૂપે પરિવર્તન કરવાની આવશ્યકતા રહે છે. આવો કોઈપણ પુદ્ગલપર્યાય, પોતાની સાથે સંબંધિત બની રહેલા ભૂતપૂર્વ કર્મપુદ્ગલરૂપ નિમિત્તને પામીને જ જીવ ઉત્પન્ન કરી શકે છે. કોઈપણ જીવને ઉપયોગી શરીર, શ્વાસોચ્છવાસ, ભાષા, મન અને કર્મનું નિર્માણ, તે જીવની પોતાની જ સાથે સંબંધિત બની રહેલા ભૂતપૂર્વ કર્મપુદ્ગલરૂપ નિમિત્તદ્વારા અને પોતાના જ પ્રયત્નદ્વારા થાય છે. પોતાના માટે નિર્માણ કરાતા ઉપરોક્ત પુદ્ગલપર્યાયોમા અન્ય કોઈ જીવનો પ્રયત્ન કે અન્ય કોઈ જીવની સાથે સંબંધિત બની રહેલ કર્મપુદ્ગલરૂપ નિમિત્ત, ઉપયોગી બની શકતું નથી. બાકી ઉપરોક્ત સામગ્રી સિવાય એક જીવના પ્રયત્નથી નિર્મિત અન્ય વ્યવહારોપયોગી પૌદ્ગલિક સામગ્રી અન્ય જીવોને પણ ઉપયોગી થઈ શકે છે. આવી અમુક જીવોના પ્રયત્નથી નિર્મિત અને અન્ય અનેક જીવોના ઉપયોગમાં આવતી સામગ્રી તે ભિન્નભિન્ન જીવોદ્વારા ત્યક્ત ભિન્નભિન્ન શરીરોના મિશ્રણરૂપે બની રહેલ પુદ્ગલપર્યાયોમાંથી, યા મિશ્રણરૂપ નહિ બનતા,

માત્ર ત્યક્ત કોઈ એક શરીરમાંથી જ બનેલી હોય છે. કોઈ ખનીજ પદાર્થ, પાણી, વનસ્પતિ વગેરે, એકેન્દ્રિય જીવોનાં ત્યક્ત શરીરો છે. આવાં ત્યક્ત શરીરરૂપ પદાર્થોથી યા બેઇંદ્રિય, તેઇંદ્રિય, ચઉરિંદ્રિય, પશુ, પક્ષી આદિના ત્યક્ત શરીરોના કેટલાક અવયવોમાંથી જે લોકોપયોગી સામગ્રી વિવિધ મનુષ્યોદ્વારા નિર્માણ કરાય છે, તે સામગ્રીઓ પુદ્‌ગલદ્રવ્યના જ તેવા પ્રકારના પર્યાયો હોઈ તેના નિર્માણ કરનાર મનુષ્યો સિવાય પણ અનેક જીવોના ઉપયોગમાં આવતી સામગ્રીના દૃષ્ટાંતરૂપે છે.

શરીરાદિ સામગ્રીનું નિર્માણ સંસારીજીવ, કેવા પ્રકારના પર્યાયને પામેલ પુદ્‌ગલદ્રવ્યમાંથી અને કેવા પ્રકારના કર્મસ્વરૂપને પામીને કેવી રીતે કરે છે, તેની સ્પષ્ટ સમજણ જૈનદર્શનકારોએ અતિ વિસ્તૃત સ્વરૂપે વર્ણવેલ છે. આવા પ્રકારની સમજના અભાવે જ કેટલાંક જૈનેતર દર્શનો, સૃષ્ટિ નિર્માણમાં ઈશ્વરકર્તૃત્વવાદની માન્યતાવાળાં બની રહે છે.

મુક્તજીવોને ઉપરોક્ત શરીરાદિની તેમજ અન્ય સંસારોપયોગી પૌદ્‌ગલિક સામગ્રીની આવશ્યકતા છે જ નહિ. જેથી તેવી સામગ્રીને ઉત્પન્ન કરવામાં નિમિત્તરૂપે બનનાર કર્મપુદ્‌ગલોનો સંબંધ પણ તેમનામાં હોતો નથી. મુક્તપણાની સ્થિતિમાં આત્માને પરપદાર્થોનો સંયોગ હોતો નથી. તે આત્મા પોતાના સ્વભાવમાં જ પરિણમી રહે છે. તેથી તેને કોઈપણ પ્રકારની ઉત્સુકતા હોતી જ નથી. મેરૂની માફક તે સ્વભાવે અડોલ અર્થાત્ સ્થિર હોય છે. વિભાવમાં પરિણમ-

વાપણું નહિ હોવાથી ત્યાં કોઈપણ પ્રકારનો આત્માને ક્લેશ નથી. તેમજ સ્વરૂપની પ્રાપ્તિ થયેલ હોવાથી તે કૃતાર્થ હોય છે. એટલે તેને હુવે કાંઈપણ કરવાપણું રહેતું જ નથી. કર્મમલ તેનામાં નહિ હોવાથી કર્મથી ઉત્પન્ન થનારી ફરી અવતાર લેવારૂપ ઉપાધિ પણ તેમને હોતી નથી. તે સિદ્ધ પરમાત્મા યા ઈશ્વર, નિરંતર આત્માની આનંદમય સ્થિતિમાં રહે છે. માટે આવા ઈશ્વરને સૃષ્ટિનિર્માણની ઉપાધિવાળો કહી શકાય જ નહિ.

જૈનદર્શનના અતિસૂક્ષ્મ તત્ત્વજ્ઞાનની અનભિજ્ઞતાના કારણે કેટલાક લોકો એવી માન્યતાવાળા છે, કે જૈનો ઈશ્વરને માનતા નથી. માટે જૈનમત જૂઠો અને નિ:સાર છે. એ કારણથી તેવા લોકો જૈનદર્શનના તત્ત્વજ્ઞાનને જાણવા સમજવાથી દૂર ભાગે છે. અને પોતાની મનઘડંત ભ્રમજાળમાં જ ફસાયેલા રહે છે. પરંતુ પૂર્વગહનો ત્યાગ કરી સત્યને જ ગ્રહણ કરવાની સરલતા હૃદયમા પ્રગટે તો સ્પષ્ટ સમજાશે કે જૈનો ઈશ્વર પરમાત્માનો કદાપી ઈન્કાર કરતા જ નથી. પરતુ પરમાત્માને પોતાનો ઉચ્ચ આદર્શ માને છે. જૈનદર્શનના પ્રત્યેક શાસ્ત્રની રચના સમયે પ્રારંભમાં જ મ ગલાચરણરૂપે પરમાત્માની સ્તુતિ કરવામાં આવે છે. પ્રત્યેક ગ્રન્થની આદિમાં પરમાત્માના ગુણાનુવાદ ગાવાપૂર્વક નમસ્કાર કરવામાં આવ્યો છે. તે ગ્રન્થોમાં સેંકડો સ્થાને પરમાત્માને પરમેષ્ઠી, પરમજ્યોતિ, વીતરાગ, સર્વજ્ઞ, હિતોપદેશી, નિરંજન, નિર્વિકાર, સિદ્ધિ આદિ નામોથી સ્તવ્યા છે.

સત્ય વાત તો એ છે કે પરમાત્મા-ઈશ્વરનું યથોચિત

આદર-સન્માન, જૈનોએ જેટલું કર્યું છે, તેટલું અન્ય કોઈએ કર્યું જ નથી. કારણ કે જૈનોની ઈશ્વર પ્રત્યેની ભક્તિ તથા બહુમાન એવી રીતનું છે કે જેથી ઈશ્વરતાને દૂષણ ન આવે. અર્થાત્ જૈન દર્શનમાં પરમેશ્વરની માન્યતા અને મહત્તા તે, ભૌતિક પદાર્થોના મહિમાને લક્ષમાં રાખીને કે શત્રુવિનાશક દૃષ્ટિએ નથી. વળી સંસારસૃજક તરીકે પણ ઈશ્વર હોવાનું જૈનદર્શનને માન્ય નથી. આ વિષય પર વિચાર કરવાથી સ્પષ્ટ માલુમ પડે છે કે ઈશ્વરને જગતકર્તા તરીકે માનવાથી તો ઈશ્વરમાં ઘણાં દૂષણ પેદા થઈ જાય છે. અને જે ગુણોના સ્થાન તરીકે આપણે ઈશ્વરને માનીએ છીએ, તે ગુણોનું અસ્તિત્વ ઈશ્વરમાં રહી શકતું નથી. એવી માન્યતાથી તો ઈશ્વરમાં અને સંસારી જીવોમાં કંઈ પણ ભેદ રહી શકતો નથી. આ વિષય અંગે ઘણાં પુસ્તકો લખાઈ ચૂકયાં છે. માસિક યા અઠવાડિક વર્તમાનપત્રોમાં પણ અનેકવાર લેખો પ્રકાશિત થઈ ચૂકયા છે. પરંતુ એ વિષય એટલો બધો વિશાળ છે કે કર્તાવાદી તેને સાંગોપાંગ સ્થિર ચિત્તથી વાંચતા નથી. વળી તેમાં કઠિનતા પણ એટલી છે કે સાધારણ બુધ્ધિના મનુષ્યોની સમજમાં પણ ઝટ આવવું મુશ્કેલ છે. જૈનદર્શન કથિત આત્મસ્વરૂપ, વિવિધજીવોની બાહ્ય અને આંતરિક વિવિધ અવસ્થા, અણુપુદ્‌ગલવાદ, કર્મવાદ આદિ દ્રવ્યાનુયોગના વિષનું તલસ્પર્શીજ્ઞાન જે મનુષ્યો પોતાના પૂર્વગ્રહોનો ત્યાગ કરી સત્યગવેષક બુદ્ધિએ પ્રાપ્ત કરવા કોશિષ કરે છે, તે મનુષ્યો જ જૈનદર્શનકથિન ઈશ્વરતાના પરમાત્માના વિશ્વાસુ બની શકે છે.

જૈનધર્મમાં ઈશ્વર–પરમેશ્વરની જે મહત્તા માનવામાં આવી છે, તે કેવળ આત્માના સ્વરૂપને સાચી રીતિએ જણાવી આત્માના અસાધારણ ગુણોને, અસાધારણ રીતિએ રોકવાવાળાં એવાં કર્મોના આવવાના અને બાંધવાના રસ્તા સમજાવી, તેના વિપાકોની ભયંકરતા સાચી રીતે વર્ણવીને, તેવાં અધમ કર્મોને રોકવાના સાધનો અને બંધાયેલાં કર્મને સર્વથા તોડી નાંખી સર્વથા અને સર્વદાને માટે આત્માના શુદ્ધ સ્વરૂપે આત્માને રહેવાનું સમજાવનાર હોવાથી, જૈનોએ પરમેશ્વરની મહત્તા માની છે. એવા પરમેશ્વરની મૂર્તિઓ બનાવરાવી તેમાં સુવિહિત જૈનાચાર્યો પાસે પ્રાણપ્રતિષ્ઠા કરાવી, વિશાળ જૈનમંદિરોમા સ્થાપિત કરી બહુમાન પૂર્વક તેમની ભક્તિ કરે છે. સ્તવના અને પૂજના કરે છે અને તે પરમેશ્વરની મૂર્તિઓ સન્મુખ સાંસારિક રાગ–રંગમાં લિપ્ત બની રહેલા એવા પોતાના આત્માની નિંદા કરવા પૂર્વક પરમાત્માના શુદ્ધ સ્વરૂપની પ્રશંસા કરી પોતાના શુદ્ધ સ્વરૂપને પ્રગટ કરવાની પ્રેરણા પ્રાપ્ત કરે છે. પ્રભુભકિતની એકેએક ક્રિયા તે શુદ્ધ આત્મસ્વરૂપને પ્રગટ કરવાના જ ઉદ્દેશવાળી હોય છે. ત્યાં નથી હોતી ભૌતિક સુખની ઈચ્છા કે નથી હોતી ભક્ત કહેવરાવવાની લાલસા.

જૈનધર્મના આરાધકો પ્રભુની પાસે જે પ્રાર્થના કરે છે, તે પ્રાર્થના પણ એટલી બધી રહસ્યપૂર્ણ છે કે તેની સ્પષ્ટ સમજ જાણવા ઈચ્છનાર, તે પ્રાર્થનાસૂત્ર "જયવીયરાય" સૂત્ર તરીકે જૈનોની ચૈત્યવંદન ક્રિયામાં પ્રસિદ્ધ છે, તેને જાણે અને વિચારે.

જૈનદર્શન તો કહે છે કે જે ધર્મશાસ્ત્રોમાં પૌદ્ગલિક, બાહ્ય, આધિભૌતિક, પદાર્થોને કેવલ ઉપાધિરૂપ અને સંસારરૂપ મનાય છે, તે ધર્મશાસ્ત્રો પ્રત્યે શ્રદ્ધા રાખનારાઓએ પરમેશ્વરની મહત્તા આદિ ભૌતિક પદાર્થોના સર્જક અને વિસર્જનકમાં નહિ માનતાં આત્મદર્શન અને આત્મસ્વરૂપના આવિર્ભાવક તરીકે જ માનવી ઉચિત છે.

જીવ અને જગત તો અનાદિકાળથી છે જ. એને ભગવાન જેવું કોઈ ઉત્પન્ન કરનાર છે જ નહિ. જો ભગવાને આપણને ઉત્પન્ન કર્યાનું માનીએ તો ભગવાનને કોણે ઉત્પન્ન કર્યા ? અને જો ભગવાન અનાદિકાળથી હોય તો તેણે જગતને અને જીવને શા માટે ઉત્પન્ન કર્યાં ?

પોતપોતાના આત્મામાં સત્તારૂપ રહેલ પુદ્ગલવિપાકી કર્મપ્રકૃતિઓ વડે તે કર્મપ્રકૃતિઓને ધારણ કરનાર આત્મા, પોતાના જ માટે શરીર રચના કરી શકે છે. જગતમાં વસ્તુમાત્રને બનાવવારૂપ જગતકર્તૃત્વ તરીકે ઈશ્વરને ગણવા તે વ્યાજબી નથી. શરીર બનાવવામાં ઈશ્વરનો કે બીજા કોઈનો પ્રયત્ન કે પ્રેરણા નથી જ. પ્રયત્ન માત્ર છે તે તે શરીરને ધારણ કરેલ જીવનો જ. આ હકીકત બુદ્ધિગમ્ય અને વૈજ્ઞાનિક સિદ્ધ છે. આટલું અહિં પ્રસંગોપાત વિચારાયું છે. હવે આગળના પ્રકરણમાં પદાર્થવિજ્ઞાનની હકીકત અંગે પુદ્ગલ પદાર્થની હકીકત વિચારાશે.

## પ્રકરણ ૪ થું

# પુદ્ગલ સ્વરૂપ વિચાર

જૈનપારિભાષિક શબ્દથી જેને દ્રવ્યાનુયોગ કહેવાય છે, તેને વર્તમાન વૈજ્ઞાનિક ભાષામાં "પદાર્થ વિજ્ઞાન" કહેવાય છે.

પદાર્થ વિજ્ઞાન તે જગતમાં બે પ્રકારનું વર્તે છે. (૧) સર્વજ્ઞ આવિષ્કારિત અને (૨) છદ્મસ્થ આવિષ્કારિત.

પદાર્થ વિજ્ઞાન જાણવામાં જેઓ બિલકુલ ઇન્દ્રિયાધીન નહિ હોતાં, ઇન્દ્રિયોની અપેક્ષા વિના પણ રૂપી-અરૂપી સર્વ પદાર્થવિષયને સંપૂર્ણપણે અને ત્રિકાલ અબાધિત રીતે આત્મસાક્ષાત્ જાણી રહ્યા છે, તેઓ શ્રી વીતરાગ સર્વજ્ઞ કહેવાય છે. પદાર્થ વિષયને જાણવામાં ઇન્દ્રિયાધીન હોવાથી જેઓની જ્ઞાનશક્તિનો વિકાસ, રૂપીપદાર્થ પૂરતો જ સીમિત છે, તેવાઓ છદ્મસ્થ કહેવાય છે.

છદ્મસ્થ મનુષ્યની આવિષ્કારશક્તિ તે ઇન્દ્રિયગ્રાહ્ય પદાર્થવિજ્ઞાન સુધીની જ છે. જે પદાર્થ આંખથી દેખી શકાય, યા કાનથી સાંભળી શકાય, યા જિહ્વાથી આસ્વાદી શકાય, યા નાસિકાથી સૂંઘી શકાય, યા શરીરથી સ્પર્શી શકાય, તેવા પદાર્થવિજ્ઞાનને જ છદ્મસ્થ જીવો પ્રયોગદ્વારા આવિષ્કારી શકે છે. ઇન્દ્રિયગ્રાહ્ય પદાર્થો તે રૂપ, રસ, ગંધ અને સ્પર્શ

યુક્ત હોય. એવા પદાર્થોને જ રૂપી પદાર્થ કહેવાય. દરેક રૂપી પદાર્થો માત્ર રૂપયુક્ત જ, યા ગંધયુક્ત જ, યા રસ-યુક્ત જ, કે સ્પર્શયુક્ત જ નહિ હોતાં રૂપાદિ ચારેયથી યુક્ત હોય. આવા રૂપી પદાર્થોના પણ સંપૂર્ણ અને અબાધિતપણે આવિષ્કારક તો વીતરાગ સર્વજ્ઞો જ હોઈ શકે. છદ્મસ્થ મનુષ્યોની તો રૂપીપદાર્થ અંગેની પણ આવિષ્કારશક્તિ અપૂર્ણ હોય છે. માટે રૂપીપદાર્થની સ્વરૂપવિચારણા પણ સર્વજ્ઞકથિત આગમ અનુસારે જ અહિં કરવાની છે.

દરેક રૂપીપદાર્થમાં, વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ ચારે હોવા છતાં દરેક વસ્તુઓમાં વર્ણાદિ ચારેનું અસ્તિત્વ સરખા અંશયુક્ત જ હોય, કે દરેક રૂપીપદાર્થો અન્યોન્ય એક જેવા જ વર્ણાદિવાળા અગર સમાન અંશયુક્ત વર્ણાદિ-વાળા હોય એવું નિયત નથી. જૈનદર્શન તો કહે છે કે જગતમાં વર્તતા અનેકાનેક રૂપીપદાર્થના અણુઓમાં અને સ્કંધોમાં વર્ણાદિ ચારેયનું અસ્તિત્વ ષડ્ગુણ હાનિવૃદ્ધિ રૂપે હોય છે.

કેટલાંક પદાર્થો એવા પણ હોય છે કે તેના વર્ણાદિ-ચારેમાંથી કોઈ એક યા બે યા ત્રણ અને કોઈકના તો ચારે પણ ઈન્દ્રિયગમ્ય બની શકતા નથી. વર્ણાદિ ચારે હોવા છતાં પણ ઇન્દ્રિયગમ્ય નહિ બની શકવાનું કારણ તે તે વિષયાં-શોની ન્યૂનતા છે.

વર્ણાદિને જાણી શકવાનું સાધન ઇન્દ્રિયો છે. માટે ઈન્દ્રિયો જાણી શકે તેટલા જથ્થા પ્રમાણ જ વર્ણાદિ વિષયાંશો

હોય તો જ તે વિષયને જાણી શકાય છે. વર્ણાદિ વિષયાંશોને જાણવામાં ઈન્દ્રિયોની તાકાત દરેક પ્રાણીઓને એકસરખી હોઈ શકતી નથી. કેટલાક પ્રાણીઓની અમુક ઈન્દ્રિયો વધુ સતેજ હોવાથી શબ્દાદિ વિષયાંશો ન્યૂન પ્રમાણવાળા હોવા છતાં પણ તે વિષયોને તે પ્રાણીઓ જાણી શકે છે. એટલે કોઈ પ્રાણીને અમુક ઇન્દ્રિય સતેજ હોય છે, તો કોઈ પ્રાણીને બીજી અમુક ઈન્દ્રિય સતેજ હોય છે. જેને જે ઇન્દ્રિય સતેજ હોય તે પ્રાણી તે ઇન્દ્રિયના વિષયને સહેલાઈથી અને ઝટ સમજી શકે. ઇન્દ્રિયોની તાકાત ન્યૂન હોવાથી ન્યૂન અશંપ્રમાણ શબ્દાદિ વિષયોને કોઈ ન જાણી શકે, તેટલા માત્રથી તે પદાર્થમાં તે તે વિષયો નથી એમ કહી શકાય જ નહિ.

કેટલાંક જાનવરો ગંધથી જે વસ્તુને ઓળખી શકે છે, તે વસ્તુમાં રહેલ ગંધને આપણે સમજી પણ શકતા નથી. તેમ છતાં તે વસ્તુમાં ગંધ નથી એમ આપણાથી કહી શકાશે નહિ. જો ગંધ નથી તો તે વસ્તુને તે જાનવરે નાસિકાથી કેવી રીતે જાણી ? માટે તેમાં ગંધ તો છે પણ તે ગંધના અંશો એટલા બધા ઓછા પ્રમાણમાં છે કે તેને જાણી શકવાની તાકાત આપણી નાસિકામાં નથી.

હરણો એક વિશેષ પ્રકારના ગંધની સહાયતાથી એક બીજાની નિકટ રહે છે. હરણ જ્યારે ઘાસ ખાય છે ત્યારે પોતાનાં નસકોરામાંથી ગંધ છોડે છે. તે ગંધને સૂંઘીને ભટકતા હરણો રસ્તાનો પત્તો લગાડે છે, અને પોતાના સમૂહ ભેગા થઈ શકે છે. કુતરાં એક બીજાને ગંધથી ઓળખી લે

છે. તે સૂંઘ્યા બાદ જ એક બીજાથી પ્રેમ કરે છે. તે સૂંઘવા દ્વારા જાણી લે છે કે તે આપસમાં પોતાના વંશના છે કે બીજાના વંશના છે. વળી સાંભળવાની ઇન્દ્રિય પણ કુતરાને બહુ તેજ હોય છે. એક કુતરું તે, મનુષ્યની અપેક્ષા દશગણું અધિક દૂરથી સાભળી શકે છે. કેટલેક ઠેકાણે ચોરોના સગડ, હોશિયાર પગીદ્વારા પણ નહિ મેળવી શકાતાં ગુન્હાહિત જગ્યા પર કુતરાને લઈ જવાય છે. તે જગ્યાને તે કુતરૂં પોતાની નાસિકા વડે સૂંઘી લે છે અને ગંધને સૂઘતો સૂંઘતો તે કુતરો, ગુન્હેગાર જ્યાં હોય છે ત્યાં સુધી પહોંચી ગંધ વડે તે ગુન્હેગારને ઓળખી લઈ આપણને બતાવી દે છે. આ રીતે જાન્યુઆરી સન ૧૯૬૪માં 'ડોર્મન પ્રિન્સર જાતની જર્મની વંશની કુતરી બ્લેકીએ રતલામ–ગોધરા વિભાગ રેલ્વે લાઈનના પાટાથી ફિશપ્લેટો કાઢનારને સફળતાપૂર્વક શોધી કાઢયો હતો.' આ કુતરી મુંબઈ રેલ્વે પોલીસખાતા પાસે છે. આ સમાચાર અમદાવાદથી નીકળતા દૈનિક પત્ર સંદેશમાં પ્રગટ થયા હતા.

આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે કેટલાક પદાર્થોમાં રહેલ વર્ણાદિને આપણે જાણી શકતા નહિ હોવા છતાં અન્ય પ્રાણીઓ કે જેને જે ઇન્દ્રિય જે વિષયગ્રાહ્યમાં વધુ સતેજ હોય છે, તેને તે વિષય જલ્દી ઇન્દ્રિયગ્રાહ્ય બને છે.

વાયુ આપણા શરીરને સ્પર્શે છે, ત્યારે તેના શીત યા ઉષ્ણ સ્પર્શનો આપણને ખ્યાલ આવે છે. પણ તેના રૂપનો

આપણને ખ્યાલ આવી શકતો નથી. રૂપ એટલું બધું સૂક્ષ્મ છે કે આપણી ચક્ષુમાં તેને જોવાનું સામર્થ્ય નથી. તો પણ વાયુમાં રૂપ નથી જ એમ તો કહી શકાય જ નહિ.

સાયન્ટીફીક પદ્ધતિથી હાઈડ્રોજન અને ઓકસીજન વાયુનું મિશ્રણ થવાથી તે વાયુને પાણી સ્વરૂપે આપણે સ્પષ્ટ જોઈએ છીએ. આ બંને વાયુના મિશ્રણપણાથી જ પાણી બન્યું હોવાથી તે પાણીમાં અણુઓ તો વાયુના જ છે. તે અણુઓ બન્ને વાયુરૂપે ભિન્ન ભિન્ન હોય છે, તે ટાઈમે તે અણુઓનું રૂપ, સૂક્ષ્મ હોવાથી આપણે જોઈ શકતા નથી. ભિન્ન ભિન્ન વાયુમાં રહેલ અણુઓનું મિશ્રણ થવાથી તે અણુઓ સૂક્ષ્મપણાથી પલ્ટો પામી સ્થૂલપણાને પામ્યા અને આપણી ચક્ષુઇન્દ્રિય ગ્રાહ્ય બન્યા.

વિશ્વમાં એવા પણ પુદ્ગલ પદાર્થની વિદ્યમાનતા છે કે જેના રૂપ, રસ, ગંધ અને સ્પર્શ એ ચારે પૈકી એકનો પણ ખ્યાલ ઇન્દ્રિયો દ્વારા કોઈ પણ પ્રાણીને પામી શકાતો નથી. તેનુ કારણ એ છે કે તે પદાર્થમાં રહેલા રૂપાદિ ચારે વિષયાંશોનું પ્રમાણ એટલુ બધું અલ્પ છે કે ગમે તેવી સતેજ ઇંદ્રિયો દ્વારા પણ તેનો ખ્યાલ આવી શકતો નથી. તેમ છતાં તેવા પદાર્થોની થતી સામૂહિક ક્રિયાઓ દ્વારા તે પદાર્થો દૃષ્ટિગોચર સ્વરૂપને પામી શકતા હોવાથી તેના દૃષ્ટિ-અગોચર સ્વરૂપનું અસ્તિત્ત્વ પણ સિદ્ધ થાય છે. આકાશમાં ફેલાતાં વાદળાંને એકઠાં થતાં અને બિલકુલ વિખરાઈ જતાં પણ આપણે જોઈએ છીએ, આકાશમાં જે અણુઓ વાદળ

સ્વરૂપે જોવાયાં તે ક્યાંથી આવ્યાં ? શું ! તે અણુઓની ઉત્પત્તિ નવી થઈ ? બિલકુલ અદૃશ્ય થયાં ત્યારે ક્યાં ગયાં ? શું ! તે અણુઓનો નાશ થયો ?

પ્રાણીઓના જન્મ થયા બાદ શરીરના પ્રમાણ અને વજનમાં વધારો થતો જાય છે. તો વૃદ્ધિ પામતાં તે અણુઓ શરીરમાં ક્યાંથી આવ્યાં ? શું તે અણુઓની ઉત્પત્તિ નવી થઈ ? અહિં ઉત્પત્તિ કે વિનાશ નથી. કારણ કે ભારતીય મહર્ષિઓનું કથન છે કે :—

नासतो विद्यते भावो, ना भावो विद्यते सतः ।
उभयोरपि दृष्टोऽन्तस्त्व–नयोस्तत्त्वदर्शिभिः ॥

સત્ અને અસત્ તત્ત્વ અંગે જ્ઞાની પુરુષો દ્વારા જોવાયું છે કે અસત્ વસ્તુનું અસ્તિત્વ અને સત્‌નો અભાવ નથી.

માટે માનવું પડશે કે વાદળ અને શરીરમાં દેખાતા અણુઓની ઉત્પત્તિ કે નાશ નથી. તે અણુઓ તો શાશ્વતપણે વિશ્વમાં સદા વિદ્યમાન જ છે. વાદળ અને શરીર તે તો સામૂહિક ક્રિયાસ્વરૂપે પુદ્‌ગલ અણુઓનું અસ્તિત્વ છે. સામૂહિક ક્રિયા દ્વારા તે અણુઓના સંઘટ્ટન પહેલાં અને વિઘટન પછી તે અણુસમૂહો સૂક્ષ્મસ્વરૂપે વર્તતા હોવાથી કોઈ પણ પ્રાણીને દૃષ્ટિગોચર થઈ શકતા નથી. છતાં તેનું અસ્તિત્વ તો છે જ.

આ રીતે કોઈ પદાર્થના વર્ણાદિ ચારે વિષયોમાંથી કોઈ

પણ એક વિષય આપણને ઇંદ્રિયગમ્ય ન થાય તેથી કરીને તે તે વિષય તે પદાર્થમાં નથી એમ આપણાથી કહી શકાય નહિ. વળી કેટલાક પદાર્થના વર્ણાદિ ચારેય વિષયમાંથી એકે ય વિષય આપણને ઇંદ્રિયગોચર ન થાય તેથી કરીને વર્ણાદિયુક્ત તે પદાર્થનું જગતમાં અસ્તિત્ત્વ જ નથી એમ પણ ન કહી શકાય. માટે ઇંદ્રિયગમ્ય ન થઈ શકે એવા પણ રૂપીપદાર્થોનું અસ્તિત્ત્વ આ જગતમાં હોઈ શકે છે.

જૈનદર્શન પ્રરૂપિત મૌલિક છ દ્રવ્યોમાં પાંચ દ્રવ્ય અરૂપી છે અને પુદ્‌ગલદ્રવ્ય જ એક રૂપી છે. પુદ્‌ગલ શબ્દનો વ્યવહાર માત્ર જૈનદર્શનમાં જ પ્રચલિત છે. અન્ય કોઈ દર્શનમાં કદાચ તે શબ્દ પ્રચલિત હશે તો કોઈ અન્ય અર્થ-રૂપે હશે. પણ જે અર્થરૂપે જૈનદર્શનમાં પ્રચલિત છે, તે અર્થરૂપે અન્ય દર્શનમાં તો નથી પુદ્‌ગલ શબ્દ જૈન પારિભાષિક હોવા છતાં વ્યુત્પત્તિક છે. 'पुरणात् पूत् गल-यतीति गल' અર્થાત્ પૂર્ણ સ્વભાવથી પૂત્ અને ગલન સ્વ-ભાવથી ગલ, એ બે અવયવોના મેળથી પુદ્‌ગલ શબ્દ બન્યો છે. પૂરણ અને ગલનનું હોવાપણું પુદ્‌ગલમાં કેવી રીતે ઘટી શકે તે હકીકત આગળ વિચારાઈ ગઈ છે.

આધુનિક વિજ્ઞાન જેને મેટર (Matter) કહે છે, તે મેટર શબ્દનો પર્યાયવાચી શબ્દ પુદ્‌ગલ કહી શકાય. આજનું અણુ વિજ્ઞાન તે જૈન પારિભાષિક શબ્દથી કહીએ તો 'પુદ્‌ગલ –વિજ્ઞાન' જ છે. આધુનિક વિજ્ઞાન જેને મૌલિક તત્ત્વો કે મિશ્રિત તત્ત્વો કહે છે, તે બધા પદાર્થ જૈનદર્શનની દૃષ્ટિએ

એક માત્ર પુદ્‌ગલદ્રવ્યના જ પર્યાય સ્વરૂપે છે. તે બધામાં મૂળ દ્રવ્યરૂપે તો પુદ્‌ગલદ્રવ્ય જ છે.

જ્ઞાની પુરૂષોએ દરેક રૂપી પદાર્થ (પુદ્‌ગલ)ને વર્ણ, ગંધ, રસ, અને સ્પર્શ એ ચારે યુક્ત કહ્યા છે તે બરાબર છે. છદ્મસ્થ મનુષ્યો દ્વારા થતા પદાર્થ વિજ્ઞાનના આવિષ્કારો માત્ર પુદ્‌ગલ દ્રવ્યના જ હોઈ શકે. તેમાં પણ ગમે તેવી સતેજ ઇંદ્રિયોવાળા પ્રાણીને પણ બિલકુલ ઇંદ્રિયગ્રાહ્ય ન થઈ શકે તેવા અતિ ન્યૂન વર્ણાદિયુક્ત અવસ્થા સ્વરૂપે વર્ત્તતા પુદ્‌ગલદ્રવ્યને આવિષ્કારિત કરવાની શક્તિ છદ્મસ્થ મનુષ્યોમાં હોઈ શકતી નથી. અને તેથી જ દૃશ્ય જગતનું ઉપાદાન કારણ, સર્વજ્ઞદર્શન સિવાય અન્ય કોઈ દર્શનમાં કે છાદ્મસ્થિક વિજ્ઞાનમાં ઉપલબ્ધ થઈ શકતું નથી. તો પછી અરૂપી પદાર્થોના વાસ્તવિક અને સંપૂર્ણ સ્વરૂપના ખ્યાલને તો સર્વજ્ઞદર્શન સિવાય ક્યાંથી પ્રાપ્ત કરી શકાય? અહિં આ કથન સર્વજ્ઞ-દર્શન પ્રત્યેના દૃષ્ટિરાગથી નથી. પણ સત્યની ગવેષણા પૂર્વકનું અને બુદ્ધિગમ્ય છે. જૈનદર્શનના દ્રવ્યાનુયોગના આ પુસ્તકને પૂર્વગ્રહના ત્યાગ પૂર્વક સાદ્યંત વાચનારને તે અવશ્ય સમજાશે.

દૃશ્ય જગતનું ઉપાદાન કારણ પરમાણુ હોવા છતાં પણ કેવળ એક જ પરમાણુ દૃશ્ય વિશ્વનું ઉપાદાનકારણ બની શકતો નથી. કેટલી સંખ્યાપ્રમાણ અણુસમૂહ સ્વરૂપે બની રહેલ પુદ્‌ગલ પદાર્થ, દૃશ્ય જગતનું પ્રારંભિક ઉપાદાન કારણ હોઈ શકે તેની વિસ્તૃત સમજ સર્વજ્ઞદર્શનમાં કહ્યા મુજબ આગળ વિચારાશે, પરંતુ છદ્મસ્થ પ્રાણીઓને ઇંદ્રિયગમ્ય બની શકતી

પુદ્ગલ અવસ્થાનું સ્વરૂપ વિચાર્યા પછી, દૃશ્ય જગતના પ્રારંભિક ઉપાદાન કારણરૂપ પુદ્ગલ–અવસ્થાને વિચારાશે.

ગમે તેવી સતેજ ઇંદ્રિયો પણ જેના વર્ણાદિ ચારેને બિલકુલ ગ્રાહ્ય ન કરી શકે તેવા રૂપીપદાર્થના સ્વરૂપ અંગે પ્રથમ જે કહેવામાં આવ્યું છે, તેવા સ્વરૂપે વર્ત્તતા પુદ્ગલો-માંથી જ કેટલાંક પુદ્ગલો, દૃશ્ય જગતનું પ્રારંભિક ઉપાદાન કારણ બની શકે છે.

જગતમાં પુદ્ગલદ્રવ્ય બે રીતે રહેલું છે. અણુસ્વરૂપે અને સ્કંધસ્વરૂપે અણુ એટલે અવિભાજ્ય અંશ, અને સ્કંધ એટલે પરસ્પર જોડાયેલ–એકમેક બની રહેલ અણુસમૂહ. પરસ્પર સ્પર્શેલ માત્ર હોય તો સ્કંધ ન કહેવાય

સ્વતંત્રરૂપે (અન્ય અણુ સાથે સંયોજિત થયા વિના) અવિભાજ્ય અંશસ્વરૂપ અણું, અનંતસંખ્યા પ્રમાણ આ જગતમાં સદા વિદ્યમાન હોય છે. વળી અણુસમૂહસ્વરૂપ સ્કંધો પણ કોઈ દ્વિપ્રદેશ યુક્ત, કોઈ ત્રિપ્રદેશયુકત, યાવત્ અનંત પ્રદેશયુકત, એમ વિવિધ પ્રકારે અને તે દરેક પ્રકાર પણ અનંત સંખ્યા પ્રમાણ, આ જગતમાં સદા વિદ્યમાન હોય છે. અણુ સ્વરૂપે રહેલ સર્વ પુદ્ગલના રૂપ–રસ–ગંધ અને સ્પર્શ તો ગમે તેવી સતેજ ઇંદ્રિયને પણ ગ્રાહ્ય થઈ શકતા નથી. અને સ્કંધ સ્વરૂપે રહેલ પુદ્ગલોમાં પણ કેટલાક સ્કંધોના રૂપાદિ ચારે ઇંદ્રિયને અગ્રાહ્ય છે, કેટલાકના તે ચારે ગ્રાહ્ય છે, અને કેટલાકના તો ચારે ગ્રાહ્ય નહિ બની શકતાં એકાદિ ન્યૂન ગ્રાહ્ય બની શકે છે.

જગતમાં નાના મોટા જે પદાર્થ નેત્રદૃશ્ય છે, તે જૈન-દર્શનની દૃષ્ટિએ તો સ્કંધ જ છે.

સ્કંધની બાબતમાં એક વાત ખાસ યાદ રાખવી જરૂરી છે કે જેમ એક કરતાં વધુ એવી કોઈ પ્રકારની સંખ્યા–પ્રમાણ પરમાણુના એકીભાવને સ્કંધ કહેવાય છે, તેમ વિવિધ સ્કંધોના પણ એકી ભાવને તથા સ્કંધોમાંથી એક કરતાં અધિક એવી ગમે તે સંખ્યા પ્રમાણ એકીભાવ પરમાણુવાળા જેટલા ટુકડા તૂટી જઈ અલગ પડે છે તે સર્વને પણ સ્કંધ કહેવાય છે. આધુનિક વિજ્ઞાન જેને અણુ, પરમાણુ, પ્રોટોન, ન્યૂટ્રોન અને ઇલેકટ્રોન કહે છે, તે સર્વ જૈનદર્શનની માન્યતાનુસાર તો સ્કંધ જ કહેવાય છે.

આવા પૌદ્ગલિક સ્કંધોનું અસ્તિત્વ જગતમાં વિવિધ સ્વરૂપે વર્તતું હોવાથી વ્યવહારમાં તે ભિન્ન ભિન્ન સંજ્ઞાઓથી ઓળખાય છે.

પદાર્થનું અવસ્થાન્તર થવાથી તેમાં શક્તિનું પણ રૂપાન્તર થાય છે. એટલે પદાર્થની અવસ્થાન્તર દશામાં વર્તતી પદાર્થ શક્તિ અનુસાર તે પદાર્થ ભિન્ન ભિન્ન સંજ્ઞાથી વ્યવહારાય છે. સર્વજ્ઞ ભગવતોએ વસ્તુની આ રીતની યથાર્થ સંજ્ઞાઓને પૃથક પૃથક સ્વરૂપે નહિ વર્ણવતાં; બાહ્ય દેખાતા સર્વ રૂપીપદાર્થોને માત્ર પુદ્ગલ સંજ્ઞાથી જ પ્રતિપાદન કરેલ છે. કારણ કે ભિન્ન ભિન્ન સંજ્ઞાથી વ્યવહાર્ય થતા જગતના સર્વરૂપી પદાર્થોમાં મૂળ દ્રવ્યરૂપે તો પૌદ્ગલિકતા જ શાશ્વત છે. પદાર્થોની ભિન્ન ભિન્ન સંજ્ઞાઓ તો પુદ્ગલદ્રવ્યની ભિન્ન

ભિન્ન અવસ્થા સૂચક છે. આ પુદ્ગલ દ્રવ્યની અવિભાજ્ય અને સવિભાજ્ય દશાનો ખ્યાલ પેદા કરવા માટે તે બન્ને દશાઓનાં જૈન શાસ્ત્રમાં અનુક્રમે પરમાણુપુદ્ગલ અને સ્કંધ-પુદગલ નામો અપાયાં છે. પરમાણુસ્વરૂપ અંગે જૈનદર્શન કહે છે કે જયાં સુધી તે સ્કંધગત છે, ત્યાં સુધી તે અવિભાજ્ય અંશને પ્રદેશ કહેવાય છે. અને પોતાની પૃથક અવસ્થામાં તેને પરમાણુ કહેવાય છે. આ પરમાણુપુદ્ગલ તે અવિભાજ્ય, અચ્છેદ્ય અદાહ્ય, અને અગ્રાહ્ય છે. તેની નથી લંબાઈ કે નથી પહોળાઈ કે નથી જાડાઈ. તેમાં પાંચ પ્રકારના રંગમાંથી કોઈ એક વર્ણ, બે ગંધમાંથી કોઈ એક ગંધ, પાંચ રસોમાંથી કોઈ એક રસ, અને ચાર સ્પર્શોમાંથી કોઇ બે સ્પર્શ હોય છે. એટલે રૂક્ષ યા સ્નિગ્ધમાંથી એક, અને શીત યા ઉષ્ણમાંથી એક, એમ બે સ્પર્શ હોઈ શકે.

પરમાણુમાં ચક્ષુરિન્દ્રિય, ઘ્રાણેન્દ્રિય, રસનેન્દ્રિય, અને સ્પર્શનેંદ્રિયનો વિષય, વર્ણ–ગંધ–રસ અને સ્પર્શ હોય છે, પરંતુ શ્રોત્રેન્દ્રિયનો વિષય શબ્દગુણ, એક પરમાણુમાં હોઈ શકતો નથી. શબ્દ તો સ્કંધોનો જ ધ્વનિરૂપ પરિણામ છે. સ્કંધ પુદ્ગલમાં જો કે પરમાણું તો છે જ, પણ સ્વતંત્ર રહેલા પરમાણુનો ધ્વનિરૂપ પરિણામ હોઈ શકતો નથી.

પૌદ્ગલિક વસ્તુમાત્રમાં ઉપાદાન તો પરમાણું જ હોવાથી સ્કંધનિર્માણનું અન્ત્ય કારણ તો પરમાણુ જ છે. તે સૂક્ષ્મ-તમ છે. ભૂતમાં હતો, વર્તમાનમા છે, અને ભવિષ્યમાં રહેશે. તે આંખ અગર અન્ય કોઈ પાર્થિવ સાધન–પ્રસાધનથી દેખી

શકાતો નથી. તેના સ્વરૂપને તો કેવલજ્ઞાની તથા પરમ-અવધિજ્ઞાની જ જાણે છે અને દેખે છે. અન્ય છદ્મસ્થ મનુષ્ય તો પરમાણુઓના સામૂહિક ક્રિયા-કલાપથી જ પરમાણુનું અસ્તિત્વ સમજી શકે છે. પરમાણુમાં જીવનિર્મિત્ત કોઈ ક્રિયા અગર ગતિ થઈ શકતી નથી. કેમકે જીવદ્વારા પરમાણુ ગ્રહણ થઈ શકતો નથી અને ગ્રહણ કર્યા વિના પુદ્દગલમાં પરિ-ણમન કરાવવાની જીવમાં શક્તિ હોતી નથી. જીવ તો નાના મોટા સ્કન્ધપુદ્દગલોને જ પ્રભાવિત કરી શકે છે.

પુદ્દગલ પરમાણુ જડ હોવા છતાં પણ ગતિ કરી શકે છે. પણ તે સદા ગતિમાન જ હોય એવું નથી. કયારેક ગતિ કરે છે અને કયારેક નથી પણ કરતા. પરમાણુ એક સમયમાં ચૌદ રાજલોકના પૂર્વ ચરમાન્તથી પશ્ચિમ ચરમાન્ત સુધી, ઉત્તર ચરમાન્તથી દક્ષિણ ચરમાન્ત સુધી અને અધો ચરમાન્તથી ઉર્ધ્વ ચરમાન્ત સુધી ગતિ કરવા વડે પહોંચી શકે છે. તીવ્ર ગતિ કરવામાં પરમાણુ કેટલું સામર્થ્ય ધરાવે છે, તે આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે. જેમ પદ્દગલના અવિભાજ્ય અંશની સંજ્ઞા, 'પરમાણુ છે, તેમ કાળ (ટાઈમ) ના અવિભાજ્ય અંશની સંજ્ઞા 'સમય' છે. આંખના એક પલકારામાં અસંખ્યસમય જેટલો કાળ વ્યતીત થઈ જાય. આવા સૂક્ષ્મસ્વરૂપી એક સમયમાં પણ, બ્રહ્માંડના અધો ચરમાન્તથી ઉર્ધ્વ ચરમાન્ત સુધી પહોંચી શકવાની તાકાત એક પરમા-ણુમાં હોય છે. તો પછી અસંખ્ય કે અનંત પરમાણુના એકી ભાવરૂપ સ્કંધપુદ્દગલમાં આવું ગતિ સામાર્થ્ય હોય તેમાં શું આશ્ચર્ય ?

અહીં બ્રહ્માંડ પણ કેટલો? ચૌદ રાજ પ્રમાણ. રાજ, એ એક જાતનું માપ છે. નિમિષ માત્રમાં એક લાખ યોજન જનારો દેવ છ મહિના સુધીમાં જેટલું અંતર કાપે તેને એક રજ્જુ કહેવાય છે. અથવા ૩૮૧૨૭૯૭૦ મણનો એક ભાર, એવા એક હજાર ભારવાળા લોહ ગોળાને કોઈ દેવ હાથમાં લઈ જોરજોશથી અનન્ત આકાશમાં ઉછાળે, તે લોઢાનો ગોળો એકધારો અવિચ્છિન્નપણે પડતો પડતો છ માસ, છ દિવસ, છ પહોર, છ ઘડી, અને છ સમયમાં જેટલો નીચો આવે, ત્યાં સુધીનું માપ 'એક રાજ' કહેવાય. એવા ચૌદ રાજ પ્રમાણ આ લોકાકાશ (બ્રહ્માંડ) છે. આ માપ સાંભળીને ભડકી જવાનું નથી. આજના ખગોળે પણ આકાશી અંતર બતાવવા માટે આવા જ ઉપમાનોનો આશ્રય લીધો છે. પદાર્થોની ગતિમાં ગ્રહો વગેરેના અંતરમાં હાલના વૈજ્ઞાનિકો પણ 'પ્રકાશવર્ષ' વગેરે ઉપમાનોનો આવી જ રીતે ઉપયોગ કરે છે.

આ તો થઈ પરમાણુની ઉત્કૃષ્ટ (વધુમાં વધુ) ગતિની વાત. પણ તેની અલ્પતમ (ઓછામાં ઓછી) ગતિ અંગે પણ જૈનદર્શન કહે છે કે, ઓછામાં ઓછી ગતિ કરતો પરમાણુ એક આકાશપ્રદેશથી જોડેના બીજા આકાશપ્રદેશમાં જઈ શકે છે. આકાશપ્રદેશ એટલે બ્રહ્માંડનું અવિભાજ્ય સ્થાન.

પરમાણુ ક્રિયાવાન પણ હોય છે. વિવિધ ક્રિયામાં પ્રવર્તવા અંગે ભગવતી સૂત્રમાં કહ્યું છે કે પરમાણુ ક્યારેક કમ્પન કરે છે, ક્યારેક વિવિધ કમ્પન કરે છે, યાવત્ પરિણમન કરે છે. અહિ યાવત્ શબ્દ તે પરમાણુની અનેક

ક્રિયાનો સૂચક છે. ભગવતી સૂત્રમાં સૈજ અને નિરેજ પુદ્ગલોની સ્થિતિના વિચારમાં કહ્યું છે કે હે ભગવન્! અનન્ત પ્રદેશિક સ્કન્ધ કેટલા કાળ સુધી સૈજ (સકમ્પ) હોય? હે ગૌતમ! જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ આવલિકાનો અસંખ્યાતમો ભાગ હોય. નિરેજ (અકમ્પ) તે જઘન્યથી એક સમય અને ઉત્કૃષ્ટથી અસંખ્યાત કાળ સુધી હોય.

આ પ્રમાણે પરમાણુની ગતિ અને ક્રિયા તે સ્વતઃ પણ થાય છે અને અન્ય પુદ્ગલોની પ્રેરણાથી પણ થાય છે. ગતિમાન પરમાણુ ગમે તેવી લોઢાની દીવાલને યા પર્વતોને ભેદીને પણ નીકળી જાય છે. ગતિ કરતા તે પરમાણુને કદાચ સ્વાભાવિક પરિણામથી સવેગ ગતિ કરતા અન્ય પરમાણુનો ભેટો થઈ જાય તેવા સમયે તેની ગતિ પ્રતિહત થઈ જાય છે. વળી પોતે પ્રતિહત નહિ થતાં સામે ગતિ કરી આવતો પરમાણુ પણ પ્રતિહત પામી જાય એવુંય બને.

આ થઈ અવિભાજ્ય અંશસ્વરૂપ પુદ્ગલદ્રવ્યની વાત. હવે સવિભાજ્ય અંશસ્વરૂપ પુદ્ગલદ્રવ્ય અંગે વિચારતાં તેવું પુદ્ગલદ્રવ્ય તે સ્કંધ (Mobecule) સંજ્ઞાથી જૈનદર્શનમાં પ્રસિદ્ધ છે. જો કે સ્કંધમાં સંયુક્ત કોઈ સવિભાજ્ય ભાગ તે 'દેશ' તરીકે ઓળખાય છે. તો પણ તે ભાગ સ્કંધનો જ હોઈ પુદ્ગલ પદાર્થને પરમાણુ અને સ્કંધ એમ બે સ્વરૂપે જ અહિં વિચાર્યો છે.

પરમાણુ સમૂહના પરસ્પર એકીભાવ (પિંડીભૂત) થવા રૂપ આ સ્કંધનિર્માણનો આધાર તે પુદ્ગલમાં રહેલ સ્નિ-

ગ્ધતા (ચીકાશ) અને રૂક્ષતા (લુખાશ) છે. નીચે મુજબ સ્નિગ્ધતા અને રૂક્ષતાના નિયમે પરમાણુઓ પરસ્પર સંયોજિત બની સ્કંધપણું પામે છે.

અન્યોન્ય દ્વયધિક અંશોની તરતમતાવાળા સ્નિગ્ધસ્પર્શી પરમાણુનું અન્ય સ્નિગ્ધસ્પર્શી પરમાણુઓની સાથે સંયોજન થઈ શકે છે. એવી રીતે રૂક્ષસ્પર્શી પરમાણુઓ અંગે પણ સમજવું. આ રીતે સમજાતીયસ્પર્શી પરમાણુઓનું પરસ્પર સંયોજન, ઉપર મુજબ દ્વયધિક અંશોની તરતમતાએ જ થઈ શકે છે. પરંતુ વિજાતીયસ્પર્શી પરમાણુઓની પરસ્પર થતી સંયોજનામાં તો તે પરમાણુઓ ચાહે સમઅંશસ્પર્શી હોય, કે વિષમઅંશસ્પર્શી હોય તોપણ સ્કંધનું નિર્માણ થઈ શકે છે. પરંતુ આમાં એક અપવાદ છે કે જઘન્યગુણી સંખ્યાવાળા વિજાતીયસ્પર્શી પરમાણુઓ પરસ્પર સંયોજિત થઈ શકતા નથી.

સ્નિગ્ધસ્પર્શી પરમાણુનું સ્નિગ્ધસ્પર્શી પરમાણુ સાથે અને રૂક્ષસ્પર્શી પરમાણુનું રૂક્ષસ્પર્શી પરમાણુ સાથે થતું સંયોજન તે સજાતીયસ્પર્શી સંયોજન કહેવાય છે. સ્નિગ્ધસ્પર્શી પરમાણુઓની સાથે થતું રૂક્ષસ્પર્શી પરમાણુનું સંયોજન તે વિજાતીયસ્પર્શી સંયોજન કહેવાય છે.

અહિં સંયોજન એટલે પરસ્પર ગુંથાઈ જવું. પુદ્ગલના પરસ્પર ગુંથાઈ શકવાના ગુણને 'સંઘાત' કહેવાય છે. અને સંઘાતગુણના પ્રગટ થવાથી પુદ્ગલ પરમાણુઓ પરસ્પર ગુંથાઈ જાય તેને બંધ કહેવાય છે. આ પ્રમાણે બંધ થવાથી

જ પરમાણુપુદ્ગલ તે સ્કંધપર્યાયને પામે છે. પરસ્પર ગુંથાઈ ગયા વિના અંતર વિના પણ માત્ર પરસ્પર સ્પર્શીને રહેલ પરમાણુ સમૂહને સ્કંધ કહી શકાય નહિં. આ પ્રમાણે વિવિધ સ્કંધનો પણ એકીભાવ થવાથી એક સ્કંધરૂપે બની રહેવામાં ઉપર મુજબ જ સ્નિગ્ધ અને રૂક્ષસ્પર્શનો નિયમ સમજવો.

પુદ્ગલનો પરસ્પર ગુંથાઈ જવારૂપ બન્ધ તે ત્રણ પ્રકારનો હોય છે. (૧) જીવના પ્રયત્ન વડે થયેલો બન્ધ, (૨) જીવના પ્રયત્ન વિના સ્વાભાવિક થયેલ બન્ધ અને (૩) જે બન્ધ થવામાં જીવપ્રયોગ અને સ્વાભાવિકપણું બન્નેનો સંયોગ હોય. આ ત્રણે પ્રકારોને શાસ્ત્રીય ભાષામાં અનુક્રમે (૧) પ્રયોગકૃત બન્ધ (૨) વિશ્રસાબંધ અને (૩) મિશ્રબંધ કહેવાય છે. જીવમાત્રમાં શરીરોનું થતું નિર્માણ તે પ્રયોગકૃત બંધથી થયેલું હોય છે. ઉલ્કાપાત, વાદળાં, ઈન્દ્રધનુષ વગેરે વિશ્રસા બંધથી થાય છે. માણસો મકાન બનાવે, વાસણો બનાવે ઇત્યાદિ મિશ્રબંધથી થયું ગણાય છે. બંધ તે પરમાણુ સાથે પરમાણુનો પણ થાય. સ્કન્ધનો અને પરમાણુનો પણ થાય. તથા સ્કન્ધ અને સ્કન્ધનો પણ થાય. તેમાં ગમે તે રીતે થતો બંધ તો ઉપર મુજબ સ્નિગ્ધ ને રૂક્ષ સ્પર્શથી જ જાણવો.

સ્કન્ધમાંથી પુદ્ગલપરમાણુનું છૂટું પડવું તેને ભેદ કહેવાય છે. સ્કન્ધમાંથી છૂટો પડતો તે ભાગ એક પરમાણુરૂપે હોય અને એક કરતાં વધુ સંખ્યા પ્રમાણ પરમાણુ સમૂહરૂપે પણ હોય. અર્થાત્ સંઘાતપણે હોય.

સંઘાતને પામેલ પરમાણુઓ સદાને માટે સંઘાતપણે જ ન હોય. કોઈ વહેલાં છૂટાં પડે અને કોઈ મોડાં છૂટાં પડે.

વળી જગતમાં કોઈ પણ પરમાણુ એવો નથી કે કોઈ પણ કાળે સંઘાતપણું પામ્યા વિનાનો હોય. કારણ કે પરમાણુની સ્વતંત્ર અવસ્થા કે સંઘાત અવસ્થાનો કાળ વધુમાં વધુ અસંખ્યાત કાળ સુધી જ હોય. મોડામાં મોડો પણ અસંખ્ય કાળ વ્યતીત થયા બાદ તો અવશ્ય તે અવસ્થાન્તરને પામે.

પોતાના સંઘાતગુણ દ્વારા બંધ પરિણામને પામેલ અણુસમૂહમાંથી સ્નિગ્ધતા–રૂક્ષતામાં ફેરફાર થઇ જવાથી પરમાણુઓ ભેદપરિણામને પામે છે. અર્થાત્ સ્કંધમાંથી પરમાણુ છૂટા પડે છે. વળી કદાચ સ્નિગ્ધતા–રૂક્ષતાના પ્રમાણમાં ફેરફાર ન થાય તો પણ (૧) સ્કંધોમાં સ્વાભાવિક ઉત્પન્ન થતી ગતિથી (૨) દ્રવ્યાન્તરના ભેદથી અને (૩) શાસ્ત્રમા અસંખ્યાકાળ પ્રમાણ સ્કંધોની જે સ્થિતિ કહેવાસાં આવી છે તેનો ક્ષય થવાથી અર્થાત્ સ્થિતિના ક્ષયથી, એમ ત્રણ કારણો પૈકી પણ કોઈ એક યા અધિક કારણે તેનો ભેદ થવા પામે છે.

પુદ્દગલોના સંઘટન (સંઘાત) અને વિઘટન (ભેદ)ની સમજ આ રીતે જૈનશાસ્ત્રોમાં આપેલી છે.

જૈનશાસ્ત્રમાં નીલ, પીત, શુકલ, કૃષ્ણ અને લાલ એમ મૌલિક વર્ણ પાંચ પ્રકારે, સુગંધ અને દુર્ગંધ એમ મૌલિક ગંધ બે પ્રકારે, તિકત–કટુક–આમ્લ–મધુર અને કષાય એમ

મૌલિક રસ પાંચ પ્રકારે, અને મૃદુ–કઠિન–ગુરુ–લઘુ–શીત –ઉષ્ણ–સ્નિગ્ધ–રૂક્ષ એમ સ્પર્શ આઠ પ્રકારે કહ્યો છે.

છૂટક એક પરમાણુ પુદ્‌ગલોમાં તો પાંચ વર્ણમાંથી કોઈ એક વર્ણ, બે ગંધમાથી કોઈ એક ગંધ, પાંચ રસમાંથી કોઈ એક રસ, અને રૂક્ષ યા સ્નિગ્ધમાંથી કોઈ એક તથા શીત યા ઉષ્ણમાંથી કોઈ એક એમ બે સ્પર્શ હોય છે. આ ઉપરથી એમ પણ કહી શકાય કે પુદ્‌ગલમાં મૌલિક સ્પર્શ તો સ્નિગ્ધ–રૂક્ષ–શીત અને ઉષ્ણ એ ચાર જ છે. કારણ કે મૃદુ–કઠિન–ગુરુ અને લઘુ એ ચાર સ્પર્શોમાંથી તો એક પણ સ્પર્શ, પરમાણુપુદ્‌ગલમાં તો હોતો જ નથી. સ્કંધ-પુદ્દગલદ્રવ્યમાં તો વિવિધ પરમાણુ પિંડીભૂત થયેલ હોવાથી કોઈ પણ એક સ્કંધ તે પાંચે વર્ણ, બન્ને ગંધ, પાંચે રસ અને આઠે સ્પર્શવાળો હોઈ શકે છે. પરંતુ સ્પર્શમાં એક અપવાદ છે કે સ્થૂલ સ્કંધમાં જ આઠે સ્પર્શ હોય. સૂક્ષ્મમાં સૂક્ષ્મ સ્કંધ તો શીત–ઉષ્ણ તથા સ્નિગ્ધ–રૂક્ષ એ ચાર સ્પર્શયુક્ત હોઈ શકે. એટલે સ્પર્શની અપેક્ષાએ ચતુઃસ્પર્શી સ્કંધ અને અષ્ટસ્પર્શીસ્કંધ એમ સ્કંધની બે જાતો હોય.

પોતાની જાતિનો (પુદ્‌ગલપણાનો) ત્યાગ કર્યા વિના પ્રાયોગિક ક્રિયા આદિથી ઉત્પન્ન થવાવાળો પુદ્‌ગલદ્રવ્યનો જે પર્યાય (અવસ્થા) તે પુદ્‌ગલ પરિણામ કહેવાય છે.

ગમે તેટલા પરમાણુઓના સંઘાતપણાથી બનેલ કોઈ પણ એક સ્કંધ કે સંઘાતભાવે રહેલ અનંતસ્કંધો હોવા

છતાં તે એવા પરિણામને પામેલ હોય કે તે એક ઇન્દ્રિય ગ્રાહ્ય અથવા બેઇન્દ્રિય ગ્રાહ્ય યાવત્ પાંચ ઈન્દ્રિય ગ્રાહ્ય બની શકે એવા સ્કંધ પરિણામને બાદર પરિણામ કહેવાય છે. અને એક પણ ઈન્દ્રિયને ગ્રાહ્ય બની ન શકે એવા પુદ્ગલ પરિણામને સૂક્ષ્મ પરિણામ કહેવાય છે. પરમાણુ પુદ્ગલ તો સૂક્ષ્મ પરિણામી જ હોય છે. અને સ્કંધપુદ્ગલ તો સૂક્ષ્મ પરિણામી પણ હોઈ શકે અને બાદર પરિણામી પણ હોઈ શકે છે.

સર્વ સૂક્ષ્મતા અને સ્થૂલતા એક સરખી નહિ હોતાં અનેક પ્રકારની છે. તેમાં પરમાણુની સૂક્ષ્મતા તે અત્યન્ત સૂક્ષ્મતા કહેવાય છે. કારણ કે તેના કરતાં વધુ સૂક્ષ્મતા કોઈ પણ પરિણામને પામેલા પુદ્ગલ પદાર્થમાં હોઈ શકતી નથી.

એવી રીતે જેનાથી મોટી વસ્તુ ત્રણે કાળમાં કોઈપણ ઠેકાણે બીજી ન હોય એવી આઠ સ્પર્શવાળી જગતમાં રહેલી મોટામાં મોટી વસ્તુની સ્થૂલતા તે અત્યન્ત સ્થૂલતા કહેવાય છે.

અહિં સ્થૂલતા કે સૂક્ષ્મતાનો આધાર તે માત્ર વસ્તુના વિશાળ કે નાના કદના હિસાબે જ હોઈ શકતો નથી. કારણ કે શાસ્ત્રોમાં દર્શાવેલ અચિત્ત મહાસ્કંધ તે લોકવ્યાપી મહાપદાર્થ હોવા છતાં, ચાર સ્પર્શી હોવાથી, સૂક્ષ્મપરિણામવાળો છે. માટે તેની મોટાઈ છતાં તેને સ્થૂલ પરિણામી કહેવાય નહિ.

એવી રીતે કોઇપણ સ્કંધમાં પરમાણુ સમૂહની કેવળ સંખ્યાની ન્યૂનાધિકતાના હિસાબે પણ સૂક્ષ્મતા કે સ્થૂલતા

કહી શકાય નહિં, કારણ કે વધુ સંખ્યા પ્રમાણ પરમાણુ સમૂહથી બનેલ સ્કંધની ક્ષેત્ર અવગાહના ઓછી અને તેના કરતાં ઓછી સંખ્યા પ્રમાણ પરમાણુ સમૂહથી બનેલ સ્કંધની ક્ષેત્ર અવગાહના વધુ, એમ પણ બને, એટલે ત્યાં ઓછી ક્ષેત્રઅવગાહનવાળા અને વધુ સંખ્યાપ્રમાણ પરમાણુ સમૂહથી બનેલ સ્કંધનો પરિણામ તે સૂક્ષ્મ હોય છે. જૈન શાસ્ત્રમાં કહેલ પુદ્ગલ વર્ગણાઓમાં (વિવિધ સંખ્યા પ્રમાણ પરમાણુ સમૂહથી બનેલ પુદ્ગલની જાતોમાં) પૂર્વની વર્ગણા કરતાં પછીની વર્ગણાના પ્રત્યેક સ્કંધ, તે વધુ સંખ્યાપ્રમાણ પરમાણુસમૂહવાળા હોવા છતાં, પૂર્વની વર્ગણાના સ્કંધ કરતાં વધુ સૂક્ષ્મપરિણામી કહેવાય છે. માટે કેવળ કદની વિશાળતા કે લઘુતાની દૃષ્ટિએ કે સ્કંધમાના પરમાણુ સમૂહની સંખ્યાની દૃષ્ટિએ સ્થૂલતા અને સૂક્ષ્મતા નહિં ગણુતા ઇંદ્રિયો દ્વારા જે પુદ્ગલોને જાણી નહિં શકાય, તે પુદ્ગલોને સૂક્ષ્મ પરિણામી કહેવાય. અને એક યા અધિક ઈન્દ્રિયો વડે જાણી શકાય તે પુદ્ગલોને બાદર પરિણામી કહેવાય છે.

સ્પર્શતાને અનુલક્ષીને વિચારતાં દ્વિસ્પર્શી, ચતુઃસ્પર્શી તથા સૂક્ષ્મપરિણામી અષ્ટસ્પર્શી પુદ્ગલ તે સૂક્ષ્મ હોય છે. અને તે સિવાયના અન્ય પુદ્ગલસ્કંધો બાદર હોય છે.

પ્રદેશ સમૂહની દૃષ્ટિએ અપ્રદેશી યા પરમાણુ, દ્વિ-પ્રદેશી સ્કંધ યાવત્ સંખ્યાત પ્રદેશી, અસંખ્ય પ્રદેશી તથા સૂક્ષ્મપરિણામી અનન્તપ્રદેશી પુદ્ગલસ્કંધને સૂક્ષ્મ કહેવાય છે. અને અનંતપ્રદેશી બાદરપરિણામી પુદ્ગલસ્કંધને

બાદર કહેવાય છે, અહિં સ્પર્શતા તથા પ્રદેશસમૂહની અપેક્ષાએ કહેલ સૂક્ષ્મતા અને સ્થૂલતામાં પણ ઇંદ્રિયોનું જ્ઞેય અને અજ્ઞેયપણું તો છે જ.

સૂક્ષ્મતા અને સ્થૂલતાને (૧) આત્યન્તિક (૨) આપેક્ષિક અને (૩) સ્વાભાવિક એમ ત્રણ રીતે સમજવી જોઈએ. સૂક્ષ્મ પરિણામને એ ત્રણ રીતે વિચારતાં એક પરમાણુ તે અત્યાન્તિક સૂક્ષ્મ પરિણામ, ત્ર્યણુકની અપેક્ષાએ દ્વયણુક સ્કંધને સૂક્ષ્મ કહેવો તે આપેક્ષિક પરિણામ, અને ઇન્દ્રિયને અગ્રાહ્ય અથવા ચતુઃસ્પર્શી સ્કંધરૂપે અગુરુલઘુ ગુણવાળા, અથવા સૂક્ષ્મ નામકર્મથી ઉત્પન્ન થયેલા પરિણામવાળા જે ઔદારિકાદિ સ્કંધોનો સૂક્ષ્મપરિણામ તે સ્વાભાવિક સૂક્ષ્મ—પરિણામ જાણવો. આ ત્રણે રીતે બાદર પરિણામ અંગે પણ વિચારવું.

સૂક્ષ્મતા અને સ્થૂલતાની દૃષ્ટિએ સર્વ પ્રકારના પુદ્ગલદ્રવ્યનું વર્ગીકરણ જૈનશાસ્ત્રમાં છ પ્રકારે કરવામાં આવ્યું છે. પર્યાયની અપેક્ષાએ પુદ્ગલદ્રવ્ય અનેક પ્રકારનું હોવાથી તે સર્વ પ્રકારના પુદ્ગલોમાં છ પ્રકારમાંથી કોઈને કોઈપણ એક પ્રકારનું સૂક્ષ્મ યા સ્થૂલપણું હોઈ શકે છે. તે છ પ્રકાર આ પ્રમાણે છે.

(૧) અતિસ્થૂલ (૨) સ્થૂલ (૩) સ્થૂલ–સૂક્ષ્મ (૪) સૂક્ષ્મ–સ્થૂલ (૫) સૂક્ષ્મ અને (૬) અતિ સૂક્ષ્મ.

જે પુદ્ગલસ્કંધનું છેદનભેદન તથા અન્યત્ર વહન થઈ

શકે એવા પુદ્ગલસ્કંધને 'અતિસ્થૂલ' કહેવાય છે. જેમકે પથ્થર, સોનું, તથા રૂપું આદિ નક્કરસ્વરૂપી પદાર્થો.

જે પુદ્ગલસ્કંધનું છેદનભેદન થઈ ન શકે. પરંતુ અન્યત્ર વહન થઈ શકે તે પુદ્ગલસ્કંધને 'સ્થૂલ' કહેવાય છે. જેમકે ઘી, જળ, તેલ આદિ પ્રવાહી પદાર્થો.

જે પુદ્ગલસ્કંધનું છેદનભેદન પણ થઈ ન શકે અને અન્યત્ર વહન પણ ન થઈ શકે એવા નેત્રથી દૃશ્યમાન પુદ્ગલસ્કંધને 'સ્થૂલ સૂક્ષ્મ' કહેવાય છે. જેમકે છાયા, પ્રકાશ આદિ.

જે પદાર્થ નેત્રથી જાણી ન શકાય, પરંતુ નેત્ર સિવાયની શેષ કોઈપણ ઇન્દ્રિયના વિષયભૂત હોય તે પુદ્ગલસ્કંધને 'સૂક્ષ્મ–સ્થૂલ' કહેવાય છે. જેમકે વાયુ તથા અન્ય પ્રકારના ગેસ, ધ્વનિ આદિ.

જે પુદ્ગલસ્કંધો બિલકુલ અતિન્દ્રિય છે, તેને 'સૂક્ષ્મ' કહેવાય છે. જેમકે જૈનદર્શનમાં કહેલી પરમાણુ સિવાયની દ્વિપ્રદેશી આદિ સ્કંધવર્ગણાઓ તથા અન્ય અતિન્દ્રિય પુદ્ગલ સ્કંધો.

અતિન્દ્રિય પુદ્ગલસ્કંધોમાં સૂક્ષ્મમાં સૂક્ષ્મ પુદ્ગલ, કે જેને પરમાણુ કહેવાય છે, તે 'અતિસૂક્ષ્મ' યા 'સૂક્ષ્મ–સૂક્ષ્મ' છે. કારણ કે પરમાણુ કરતાં વધુ સૂક્ષ્મપરિણામી કોઈપણ પુદ્ગલ પદાર્થ વિશ્વમાં હોઈ શકે જ નહિં.

સૂક્ષ્મ અને અતિસૂક્ષ્મ પુદ્ગલ તે અતિન્દ્રિય હોવાથી

છદ્મસ્થ જીવોને પ્રત્યક્ષ સિદ્ધ તો નથી, પણ કાર્યલિંગની અપેક્ષાએ અનુમાનથી જાણી શકાય છે.

વિશ્વમાં વિવિધસ્વરૂપે રહેલ સર્વ પુદ્ગલપદાર્થોનું વર્ગીકરણ આ પ્રમાણે છ પ્રકારથી જૈનદર્શનમાં જેમ બતાવ્યું છે, તેમ વર્તમાન વૈજ્ઞાનિક ક્ષેત્રમાં સર્વ પુદ્ગલપદાર્થોનો સમાવેશ (૧) ઠોસ (નક્કર) (૨) તરત (પ્રવાહી) અને (૩) બાષ્પ (વાયુ–ગેસ આદિ) એમ ત્રણ પ્રકારમાં જ કર્યો છે. જે જૈનદર્શન કથિત છ પ્રકારો પૈકી પહેલા, બીજા અને ચોથા પ્રકાર સ્વરૂપે છે. પરંતુ આ ત્રણ પ્રકારોમાં જ સર્વ પુદ્ગલ પદાર્થોનો સમાવેશ થઈ શકતો નથી. કારણ કે જો એમ માનવામાં આવે કે આ ત્રણ પ્રકાર સિવાય અન્ય કોઈ પ્રકારે પુદ્ગલપદાર્થનું અસ્તિત્વ છે જ નહિં, તો વૈજ્ઞાનિકોએ કહેલ પરમાણુનો વિભેદ થવાથી વિવિધ પ્રકારે થતા પદાર્થકણોને આ ત્રણ પ્રકારોમાંથી કયા પ્રકારમાં ગણવો ?

પરંતુ તે સૂક્ષ્મકણો તો એ ત્રણે પ્રકારથી અન્ય પ્રકારે જ છે. માટે સર્વ પુદ્ગલ પદાર્થનું એ ત્રણ સ્વરૂપે કરેલ વર્ગીકરણ અધુરૂં જ હોવાથી વૈજ્ઞાનિક ક્ષેત્રમાં જેટલા પુદ્ગલ પદાર્થોનો ખ્યાલ છે, તે સિવાય પણ કેટલાક અતિન્દ્રિય પદાર્થોનું જગતમાં અસ્તિત્વ છે. આવા પદાર્થોના અસ્તિત્વની સાબિતી પ્રત્યક્ષરૂપે ભલે નહિં મનાય, પરંતુ કાર્યલિંગની અપેક્ષાએ અનુમાનથી તો જાણી શકાય છે.

જગતમાં પ્રાણીમાત્ર શરીરધારક છે, નાના યા મોટા પ્રાણીઓનાં શરીર, વિવિધ સ્વરૂપે આપણે આંખોથી પ્રત્યક્ષ

જોઈએ છીએ. આ શરીર રચનાનું ઉપાદાન કારણ હજુ સુધી કોઈ વૈજ્ઞાનિકો શોધી શક્યા નથી. શરીરમાં અમુક અમુક પ્રકારના જે પદાર્થોનું અસ્તિત્વ તેઓ બતાવે છે, તે પદાર્થો શરીરના પોષક તત્ત્વો તરીકે ગણાય, નહિં કે શરીરના ઉપાદાન કારણ તરીકે. વળી જન્મ સમયે પ્રાણીઓનું શરીર જે પ્રમાણવાળું હોય છે, તેના કરતાં ત્યારબાદ ધીમે ધીમે વૃદ્ધિ પામતું જાય છે, એ પણ આપણે જાણી અને સમજી શકીયે છીયે. એટલે કહેવું જ પડશે કે વૃદ્ધિ પામતાં આ શરીરમાં ધીમે ધીમે અન્ય અણુસમૂહની આવ છે. એ અણુસમૂહ એટલો બધો સૂક્ષ્મ હોય છે કે પ્રતિ સમય આગમન દ્વારા શરીર સાથે સંબંધને પામતો હોવા છતાં તદ્ સમયે તો આપણે જોઈ શકતા નથી. પરંતુ આપણને ચક્ષુગોચર થઈ શકે એટલા પ્રમાણમાં શરીર સાથે એકત્ર બની રહે છે ત્યારે જ આપણે જોઈ શકીએ છીએ કે શરીર વૃદ્ધિ પામ્યું. તો શરીરમાં વૃદ્ધિ કરવાવાળાં આ પુદ્ગલો ક્યાંથી આવ્યાં? તેનો પ્રત્યુત્તર કોઈ વૈજ્ઞાનિક આપી શકે તેમ નથી. વૃદ્ધિ પામતા શરીરમાં નવાં પુદ્ગલોના આવાગમનનો તો આપણે નિષેધ કરી શકીએ તેમ નહિં હોવાથી તે પુદ્ગલના અણુસમૂહનું જગતમાં અતિન્દ્રિયસ્વરૂપે પણ અસ્તિત્વ તો છે જ, એમ સ્વીકાર્યા વિના ચાલી શકે તેમ નથી.

વળી આપણે બોલીએ છીએ ત્યારે, અગર તો અજીવ પદાર્થોના પરસ્પર ઘર્ષણ થવા ટાઈમે ધ્વનિતરંગો ઉત્પન્ન થઈ આપણા અને બીજાના કાને અથડાવાદ્વારા શબ્દોનું

ભાન કરાવે છે, એ આપણે પ્રત્યક્ષ અનુભવીએ છીએ. કોઈ ઓછું સાંભળતું હોય તો તેના કાન પાસે આપણું મોં રાખી બોલીએ તો તે તરત સાંભળે છે. એટલે શબ્દોચ્ચારનું ભાન થવામાં ધ્વનિ તરંગો કાને અથડાવા જ જોઈએ. કાનમાં અથડાતા આ ધ્વનિ તરંગો ક્યાંથી આવ્યા ?

ઘણી વખત જોરદાર ધ્વનિ કાનના પડદાને પણ તોડી નાંખે છે. એટલે જીવના પ્રયત્ન વડે કે કોઈ અજીવ પદાર્થોના ઘર્ષણાદિ વડે ઉત્પન્ન થઈ આપણી શ્રોત્રેન્દ્રિય દ્વારા અનુભવાતા તે ધ્વનિતરંગોના ઉપાદાન કારણ સ્વરૂપે વર્તતા કોઈ પદાર્થનું અન્ય સ્વરૂપે પણ જગતમાં અસ્તિત્ત્વ તો હોવું જ જોઈએ. કારણ કે તે સિવાય ધ્વનિ તરંગોની ઉત્પત્તિ સંભવી શકે નહિં. વળી આપણા ચિંતન અને મનન દ્વારા પણ આકાશમંડળમાં અમુક અણુસમૂહની વિવિધ આકૃતિઓ બને છે. આ આકૃતિઓ એટલીબધી સૂક્ષ્મ હોય છે કે આપણને ઇન્દ્રિયગોચર થઈ શકતી નથી. છતાં તે સૂક્ષ્મઆકૃતિ સ્વરૂપે, ઉત્પન્ન થતા તરંગોની અસર વાતાવરણમાં થાય છે. મંત્રોના જાપ દ્વારા થતી ચિંતનની આકૃતિઓ દ્વારા દેવોનું અકર્ષણ થતું હોવાની માન્યતા આપણા દેશમાં ઘણા પૂર્વકાળથી મનાતી આવે છે.

મનુષ્યને કોઈ વસ્તુની લગની લાગે અને તે એક જ વસ્તુનું મનમાં ચિંતન થયા કરે ત્યારે તે હાલતમાં કલ્પનાનું રૂપ સંકલ્પમા બદલી જાય છે. અને તે સંકલ્પ સ્થિર થયે તેના ફળરૂપે મનમાની વસ્તુ પ્રત્યક્ષ થાય છે. કેટલાક ભગવાનના ભક્તોનું પણ એવું જ બને છે. એમને ઈશ્વરદર્શનની લગની

એવી તો લાગેલી હોય છે કે એમનું મન કાયમ એ જ ભાવનામાં રમ્યા કરે છે. કે પરિણામે એમની એકાગ્ર વિચાર-ધારા જ એમણે કલ્પેલી ભગવાનની મૂર્તિનું રૂપ ધારણ કરે છે. જે ભક્તને જેવા રૂપની કલ્પના થઈ હોય તેને તેવા જ રૂપનો ભાસ થાય છે. આ એક એકાગ્ર વિચારધારાનું જ પરિણામ છે. એમને ભગવાનરૂપે દૃશ્યમાન થાય છે. પણ ભક્તોને ભક્તિની તલ્લીનતામાં આ વસ્તુસ્થિતિની સત્યતાનો ખ્યાલ નથી હોતો. એમને તો માત્ર ખ્યાલ ઈશ્વરદર્શનનો જ હોય છે. વળી ઉંઘતો માણસ સ્વપ્નમાં જુદી જુદી આકૃતિઓ દેખે છે તે પણ નિદ્રાવસ્થામાં વર્ત્તતી અવ્યવસ્થિત વિચાર-ધારાનું જ પરિણામ છે. એટલે વાણીરૂપે થતા મનુષ્યના પ્રયત્નદ્વારા આકાશમંડળમાં જેમ ધ્વનિ તરંગોની ઉત્પત્તિ થાય છે, તેમ મનન–ચિંતન–વિચાર સ્વરૂપે થતા મનુષ્યના પ્રયત્ન દ્વારા પણ અમુક તરંગોની ઉત્પત્તિ થઈ, તે તરંગો વિવિધ પ્રકારની આકૃતિઓરૂપે ફેલાય છે.

જે વસ્તુનું ચિંતન કરવામાં આવે છે, તેનાં માનસ ચિત્રો, સ્થૂલ પદાર્થોની માફક જ હાલના સાહસિક વૈજ્ઞાનિકોના અદ્ભુત કેમેરા દ્વારા ખેંચી શકાય છે. દરેક ક્ષણે મસ્તકમાંથી વિચારનો પ્રવાહ ચાલતો જ હોય છે. માનવની કલ્પના પ્રમાણે વિચારોનું ચિત્ર ખેંચાય છે.

વિશ્વમાં વ્યાપ્ત આકાશતત્ત્વમાં, ઉઠતી માનસિક વીજળીની લહેરોને ‘ વિચાર ’ કહેવામાં આવે છે. આકાશમાં તે લહેરોનો પ્રવાહ જરા પણ અડચણ વગર ચાલુ રહે છે. વિચાર તરંગોની ગતિ, પ્રકાશની તુલનામાં અનેકગણી વધારે

છે, એમ વિજ્ઞાને સાબિત કર્યું છે. વિચાર તરંગોની ગતિનો મુખ્ય આધાર માણસની કલ્પનાશક્તિ, એકાગ્રતા અને ઇચ્છાશક્તિ પર છે. તેમાં કંપન ઉત્પન્ન થવા માટે આ ત્રણેયની આવશ્યકતા છે. આ બધી હકીકત ઉપરથી સાબિત થાય છે કે વિચારતરંગો એક મૂર્તિમાન પદાર્થ છે, જેને વૈજ્ઞાનિક યંત્રોની સહાયથી પ્રત્યક્ષ જોવામાં સફળતા મળી છે. વિજ્ઞાન કહે છે કે તમે વિચાર કરો છો એટલે મગજમાંથી થોડાક માઈક્રોવોલ્ટસની શકિત ધરાવતાં વિદ્યુત મોજાં થાય છે. જે જીભ, ગળું તથા હોઠને અનૈચ્છિક રીતે સંકોચે છે. આ મોજાંને પૂરતા પ્રમાણમાં મોટાં બનાવવામાં આવે અને તેમને એકાદ ફિલ્મ પર ઝીલવામાં આવે તો તે તમારા વણબોલાયેલા વિચારોનો આલેખ બની રહેશે. વીજળીમાં આવાં મોજાં તથા તેના આલેખને વિજ્ઞાનની ભાષામાં 'ઈલેકટ્રો માયોગ્રામ્સ' ટૂંકમાં 'ઈ. એમ. જી.' કહે છે.

પ્રાણિયોના શરીરરૂપે વૃદ્ધિ પામતી અવસ્થાને પ્રાપ્ત થવા પહેલાં વિશ્વમાં અન્ય અવસ્થામાં રહેલાં, તથા ઉચ્ચાર અને ચિંતન દ્વારા ઉત્પન્ન થતાં 'વાણી અને વિચાર'ના તરંગોરૂપ પુદ્ગલ પદાર્થોને દાર્શનિકો યા વૈજ્ઞાનિકો ગમે તે વિવિધ સંજ્ઞાથી ભલે સંબોધે, પણ એક પદાર્થરૂપે તો તેનું અસ્તિત્વ વિશ્વમાં અવશ્ય છે જ. જીવના પ્રયત્ન દ્વારા શરીર, વાણી અને વિચારસ્વરૂપે પરિણામ (અવસ્થા) ને પ્રાપ્ત આ પુદ્ગલ પદાર્થના ઉપાદાન કારણને તો જૈનદર્શનકારો જ અતિ સ્પષ્ટ અને બુદ્ધિગમ્ય થઈ શકે એવી રીતે બતાવી

શકયા છે. પરંતુ આ પદાર્થો અતિન્દ્રિય હોવાથી પુદ્‌ગલ વર્ગીકરણના ૭ પ્રકારો પૈકી 'અતિસ્થૂલ (ઠોસ), સ્થૂલ (પ્રવાહી), અને સૂક્ષ્મસ્થૂલ (બાષ્પ–વાયુ આદિ,) એ ત્રણ પ્રકારમાંથી એકે પ્રકારમા તેને નહિં ગણાવતાં, 'સૂક્ષ્મ' નામે પાંચમા પ્રકારમાં ગણાવ્યા છે. આ સૂક્ષ્મ નામે પાંચમા પ્રકારમાં પુદ્‌ગલ–દ્રવ્યની અન્ય વર્ગણાઓ (જાતો) પણ જૈન દર્શનકારોએ બતાવી છે. અને પરમાણુને 'અતિસૂક્ષ્મ' નામે છઠ્ઠા પ્રકારમાં ગણાવ્યો છે. જીવ પ્રયોગ વિના જગતના દૃશ્ય પદાર્થોનું નિર્માણ થઈ શકતું નથી. દૃશ્યજગતનું ઉપાદાન કારણ પરમાણુ જ છે. પરંતુ એક પરમાણુ ઉપર જીવનો કંઈ પણ પ્રયોગ થઈ શકતો નથી. અમુક સંખ્યામાં સંગઠિત બની રહેલ પરમાણુ સમૂહરૂપ સ્કંધો ઉપર જ જીવનો પ્રયોગ થઈ શકે. માટે જે પુદ્‌ગલ સ્કંધો જીવના પહેલવહેલા જ પ્રયોગની યોગ્યતાવાળા છે, તે જ સ્કંધો દૃશ્યજગતના ઉપાદાન કારણ તરીકે ગણાય. તેવા સ્કંધોરૂપ પુદ્‌ગલ વર્ગણાઓ તથા તે સિવાય અન્ય કેટલીક પુદ્‌ગલ સ્કંધની વર્ગણાઓ કે જે દૃશ્યજગતના નિર્માણમાં ઉપયોગી બની શકતી નથી, પણ અતિન્દ્રિય છે, એવી પુદ્‌ગલવર્ગણાઓ જ જૈન દર્શન કથિત 'સૂક્ષ્મ' નામે પાંચમા પ્રકારવાળી છે.

આધુનિક વિજ્ઞાન, જગતના દૃશ્ય પદાર્થોના ઉપાદાન કારણને શોધી શકવામાં હજુ બિલકુલ સફળ થઈ શકયું નથી. પૌદ્‌ગલિક પદાર્થોમાં મૌલિક તત્ત્વોની અમુક સંખ્યા બતાવી તેને જગતના ઉપાદાન કારણ તરીકે તેઓ ભલે જણાવે,

પરંતુ જેમ જેમ નવી વૈજ્ઞાનિક શોધો થતી રહે છે, તેમ તેમ તેમની તે મૌલિક તત્ત્વની સંખ્યામાં ફેરફાર થતો જ રહેતો હોવાથી મૌલિક તત્ત્વ યા ઉપાદાન તત્ત્વ તરીકે કહેવાતી તેમની તત્ત્વ સંખ્યા, કેવળ અનુમાન ધારણાવાળી જ બની રહે છે. એટલે દૃશ્યજગતના ઉપાદાનતત્ત્વની સત્ય સમજ તો જૈન દર્શનમાં બતાવેલ 'અતિન્દ્રિય' એવા પુદ્ગલ વર્ગણાઓથી જ મળી શકે છે.

ઈન્દ્રિયગોચર થઈ શકે એવા પદાર્થો પૈકીના પણ કેટલાક પદાર્થો જેવા કે છાયા–પ્રકાશ આદિને વર્તમાન વૈજ્ઞાનિક–ક્ષેત્રમાં પદાર્થ તરીકે નહિં ગણતાં માત્ર એક શક્તિ તરીકે ગણાવ્યા છે. પરંતુ શક્તિ એ તો પદાર્થનો ગુણ છે. ગુણ હંમેશાં ગુણીને અશ્રિત જ રહે છે. તેને ગુણીથી અલગ કરી શકાતો નથી. જેમકે અગ્નિના ગુણ તાપને અગ્નિના પરમાણુઓથી અલગ પાડી શકાય જ નહિં. જ્યાં જ્યાં તાપશક્તિ હશે ત્યાં ત્યાં અગ્નિનાં પરમાણુઓ અવશ્ય હોવાનાં જ. માટે જ જૈન દર્શનકારોએ કરેલ છ પ્રકારના પુદ્ગલવર્ગીકરણમાં પદાર્થ અને શક્તિ બન્ને સમ્મિલિત છે. પુદ્ગલની પરિભાષા અનુસાર શક્તિ પણ પૌદ્ગલિક જ સિદ્ધ થાય છે. શક્તિમાં પણ સ્પર્શ, રસ, ગન્ધ અને વર્ણ હોય છે. પ્રકાશ જે શક્તિનો જ એક પર્યાય છે, તે પૌદ્ગલિક છે. કેમકે તેમાં રૂપ છે. જૈનદર્શનના સિદ્ધાન્ત અનુસાર જે વસ્તુમાં સ્પર્શ–રસ અને ગંધ તથા સ્પર્શમાંથી કોઈ પણ એકનું અસ્તિત્વ જીવ વડે ઈન્દ્રિય દ્વારા અનુભવાતું હોય તો તે

વસ્તુમાં પ્રકટ યા અપ્રકટ રૂપે પણ શેષ ત્રણ અવશ્ય હોવાં જ જોઈએ. માટે પ્રકાશમાં રૂપ અનુભવાય છે તો સ્પર્શ, રસ અને ગંધનું અસ્તિત્વ પણ સિદ્ધ થાય છે. જો કે તે એટલા બધા સૂક્ષ્મ છે કે તેને સ્પર્શેન્દ્રિય, રસનેન્દ્રિય અને ઘ્રાણેન્દ્રિય, લક્ષિત કરી શકતી નથી. તો પણ તેનું અસ્તિત્વ તો અવશ્ય છે. અત્યાર સુધી શક્તિ યા ગુણને વૈજ્ઞાનિકો પૌદ્ગલિક પદાર્થ સ્વરૂપે માનતા ન હતા. જેથી તેઓએ ફક્ત શક્તિસ્વરૂપે જ સ્વીકારેલ પ્રકાશ આદિને, ત્રણ પ્રકારે કરેલ પદાર્થવર્ગીકરણમાં કોઈપણ પ્રકારરૂપે ગણ્યાં નથી. પરંતુ પ્રખ્યાત વૈજ્ઞાનિક આઈનસ્ટાઈને પૂર્વના વૈજ્ઞાનિકોની પુદ્ગલ અને શક્તિને ભિન્ન ગણવાની માન્યતાને અસત્ય ઠેરાવી છે. તેણે સ્પષ્ટ કર્યું છે કે દ્રવ્ય અને શક્તિ તે એકબીજાથી અત્યન્ત ભિન્ન નથી. વિજ્ઞાનના ક્ષેત્રમાં આઈનસ્ટાઈનનો આ એક ક્રાન્તિકારી નિર્ણય રહ્યો છે.

આ પ્રમાણે પદાર્થ અને શક્તિમાં જે રીતે ભિન્નતાની માન્યતા હતી તે હવે નવા વિજ્ઞાનમાં રહી નથી. આ વાત ફક્ત પ્રકાશના જ વિષયને અંગે નહિં, પણ શક્તિના અન્યોન્ય સર્વરૂપોમાં હવે શક્તિ અને પદાર્થનું તાદાત્મ્ય સ્પષ્ટ નક્કી બની રહ્યું છે.

જૈન દર્શનકારોએ છાયા, આતપ, પ્રકાશ, આદિને પણ પૌદ્ગલિક બતાવ્યાં, પરંતુ વિજ્ઞાને તે સર્વનો શક્તિના રૂપમાં સ્વીકાર કર્યો હતો. જૈન દર્શનનું કહેવું એ હતું કે પદાર્થથી જુદી, શક્તિનામની કોઈ પૃથકસત્તા નથી. અર્થાત્

વિજ્ઞાનના શબ્દોમાં કહીએ તો જે પદાર્થોને અમે શક્તિના નામથી ઓળખીએ છીએ તે પુદ્ગલ પદાર્થોનું જ સૂક્ષ્મરૂપ છે.

પૂર્વના વૈજ્ઞાનિકોએ શક્તિને પદાર્થ નહિ માનવાનું કારણ ફક્ત એ જ હતું કે તેઓ શકિતને ભારશૂન્ય પ્રવાહ માનતા હતા. પરંતુ આઈન્સ્ટાઈનના સાપેક્ષવાદે બતાવ્યું કે શક્તિ એ ભારરહિત તત્ત્વ નથી. કારણ કે તેમાં પણ નિશ્ચિત મર્યાદાથી પદાર્થત્વ છે. રેડિયેશન પણ એક શકિત છે, જે સૂર્યથી પ્રવાહિત થાય છે અને તેથી સૂર્યમાંથી પ્રતિવર્ષ ૧ ખરબ અને ૩૮ અરબ ટન પદાર્થ (Mass) કણો ખરે છે. જેથી શક્તિ અને પદાર્થ એક વસ્તુ વિશેષનાં બે પૃથક્ નામ છે. વૈજ્ઞાનિકોની આ સ્પષ્ટતાથી હવે સાબિત થઈ ચૂકયું છે કે જૈનદર્શનની માન્યતાનુસાર શક્તિ નામે કોઈ સત્તા, પદાર્થથી પૃથક્ નથી જ. પ્રસન્નતાની વાત એ છે કે પદાર્થ અને શક્તિ સંબંધમાં વિજ્ઞાન પણ હવે જૈનદર્શનની માન્યતાને સંમ્મત બની ગયું છે.

આ ઉપરથી સમજી શકાય છે કે વૈજ્ઞાનિકોએ અગાઉ સંશોધન કરી વિશ્વના તમામ પુદ્ગલ પદાર્થોનું ઠોસ, તરલ અને બાષ્પ એમ ત્રણ સ્વરૂપે જ વર્ગીકરણ કરેલું છે, તે અધુરૂં જ છે. કારણ કે જેને તેઓ પદાર્થ સ્વરૂપે નહિ સ્વીકારતાં માત્ર શક્તિરૂપે જ ઓળખાવતા હતા તે પ્રકાશ, છાયા આદિ પદાર્થોની ગણત્રી ઉપરોક્ત ત્રણ સ્વરૂપો પૈકી એક પણ સ્વરૂપે ન હતી. પરંતુ હવે તો તે પ્રકાશ આદિ, એક પદાર્થ-સ્વરૂપે હોવાનું વૈજ્ઞાનિક ક્ષેત્રમાં પણ સાબિત થયું હોવા છતાં

તે છાયા, પ્રકાશ આદિને ઉપરોક્ત ત્રણ પદાર્થસ્વરૂપો ઉપરાંત ચોથા કોઈ સ્વરૂપે હજુ પણ શાળા કૉલેજનાં પાઠ્ય-પુસ્તકોમાં દર્શાવેલ હોતું નથી. જેથી વિદ્યાર્થીઓસહિત આજનો માનવ સમુદાય આ અધુરી માન્યતાઓને જ લગભગ સાચી અને સંપૂર્ણ માની રહેલ છે. જૈનદર્શન તો પહેલેથી જ માનતું આવ્યું છે કે છાયા. પ્રકાશ આદિ, પુદ્ગલનો જ એક પર્યાય છે. એટલે પુદ્ગલપદાર્થના વર્ગીકરણના છ વિભાગોમાં તેને 'સ્થૂલસૂક્ષ્મ' નામે ચોથા પ્રકારમાં ગણાવ્યું છે. આ રીતે વૈજ્ઞાનિકોએ બતાવેલ પદાર્થના ત્રણ સ્વરૂપો ઉપરાંત સ્થૂલસૂક્ષ્મ, સૂક્ષ્મ, અને સૂક્ષ્મ સૂક્ષ્મ, નામે ત્રણ સ્વરૂપવંત પદાર્થોનું પણ અસ્તિત્વ વિશ્વમાં હોવાનું સાબિત થાય છે. એટલે જૈનદર્શનકારોએ તમામ પૌદ્ગલિક પદાર્થોના, સૂક્ષ્મતા અને સ્થૂલતાની દ્રષ્ટિએ કરેલ વર્ગીકરણમાં, છ પ્રકારોમાં જ પદાર્થજ્ઞાનની પૂર્ણતા છે. જ્યારે વૈજ્ઞાનિકોએ બતાવેલ ત્રણ પ્રકારોમાં પદાર્થજ્ઞાન અધુરૂં જ રહે છે.

## પ્રકરણ ૫ મું

## શબ્દ–અંધકાર અને છાયા

પ્રત્યેક પદાર્થ તે પરમાણુની વિશિષ્ટ રચના છે. પરમાણુની આ વિશિષ્ટ રચનાઓ તે પુદ્ગલના પર્યાયો કહેવાય.

પર્યાયમાત્ર પરિવર્તનશીલ છે. પર્યાય એટલે પદાર્થનું રૂપાંતર.

પદાર્થનું રૂપાંતર થયા જ કરે છે. પણ પદાર્થનો નાશ નથી.

વિશ્વમાં પરમાણુઓ અનંત સંખ્યા પ્રમાણ છે. એટલે પુદ્ગલ દ્રવ્યના પલટાતા પર્યાયોમાં પૂર્વપર્યાયના પરમાણુઓ, પછીના પર્યાયમાં હોવા જોઈએ એવું એકાન્ત નથી. કેટલાક પર્યાયોમાં પૂર્વપર્યાયના પરમાણુઓનું અસ્તિત્વ ચાલુ રહેવા છતાં તેના વર્ણ, ગંધ, રસ અને સ્પર્શનું પર્યવસાન થાય, અને પરમાણુઓના વિઘટન સંઘટનથી થયેલ કેટલાક પર્યાયોની ઉત્પત્તિ સમયે પૂર્વપર્યાયોમાં વર્તતા પરમાણુઓની પણ ન્યૂનાધિકતા થાય.

આ રીતે વિવિધ પર્યાયને પ્રાપ્ત પુદ્ગલદ્રવ્યો વિવિધ શક્તિધારક બને છે. વિવિધ શક્તિધારક તે પુદ્ગલદ્રવ્યો વિશ્વમાં વિવિધ સંજ્ઞાથી વ્યવહારાય છે. પુદ્ગલની જે જે

શક્તિઓને વિશ્વના પ્રાણિજીવનમાં અનુકૂળ યા પ્રતિકૂળ બની શકતી, જીવો અનુભવે છે, તેવા શક્તિવંત પુદ્‌ગલપર્યાયોને જ મનુષ્ય અમુક પદાર્થ સ્વરૂપે પીછાણે છે. બાકી એવા અનેક શક્તિવંત પુદ્‌ગલપર્યાયો પણ હોઈ શકે છે કે જેનો દુન્યવી જીવો પરિચય પણ પામી શકતા નથી. કયા કયા દ્રવ્યમાં કેવા કેવા પ્રકારના પર્યાયોને પામવાની યોગ્યતા રહેલી છે, અને તે પર્યાયોની પ્રગટતા તે તે દ્રવ્યમાં કેવી રીતે થવા પામે, એ રીતના ત્રિકાલિક પર્યાયોના જ્ઞાનને જીવ, કેવળ ઇંદ્રિયોદ્વારા કે બુદ્ધિદ્વારા જ ધરાવી શકતો નથી. તેની પરિપૂર્ણ જ્ઞાન પ્રાપ્તિમાં તો આત્મશક્તિની સંપૂર્ણ ઉજ્જવલતા જોઈએ. અને તેવી સંપૂર્ણ ઉજ્જવલતાના ધારક તો ચાર ઘાતી કર્મોનો ક્ષય કરનાર કેવલજ્ઞાનીપરમાત્મા જ હોય.

વિશ્વમાં વિવિધ પુદ્‌ગલ પર્યાયો પૈકી કેટલાક પર્યાયો એવા છે કે ઇંદ્રિયગોચર થઈ શકતા હોવા છતાં પણ વર્તમાન વિજ્ઞાન ક્ષેત્રમાં પદાર્થ સ્વરૂપે નહિ મનાતાં, કેવળ શક્તિ સ્વરૂપે જ મનાતા હતા. પરંતુ આઈન્સ્ટાઈનના સાપેક્ષવાદ સિદ્ધાંતની પ્રરૂપણા વૈજ્ઞાનિકોમાં સ્વીકાર્ય થયા બાદ, કેવળ શક્તિરૂપે જ મનાતાં તે સ્વરૂપો પણ વૈજ્ઞાનિક ક્ષેત્રમાં પદાર્થ તરીકે સ્વીકૃત થયાં છે. આવા પદાર્થો તે શબ્દ, અંધકાર. ઉદ્યોત, પ્રભા, છાયા, આતપ, ઈત્યાદિ છે. તેમા પ્રથમ શબ્દ અંગે વિચારીએ.

ભિદ્યમાન આણુઓના ધ્વનિરૂપ પરિણામને શબ્દ કહેવાય

છે. એ ધ્વનિના સ્કંધો એટલા બધા સૂક્ષ્મ છે કે આપણે તેને આંખથી જોઈ શકતા નથી. પણ તેના વડે થતા કાર્યોથી આપણે તેનું અસ્તિત્વ માનીએ છીએ. ગ્રામોફોનની રેકર્ડથી આપણે સમજી શકીએ છીએ કે શબ્દસ્વરૂપ પુદ્ગલ સ્કંધોને બીજા પદાર્થ ઉપર સંસ્કારીત પણ કરી શકાય છે. અને તેથી જ સંસ્કારીત શબ્દો આપણે ફરીફરીને પણ સાંભળી શકીએ છીએ. શ્રોત્રેન્દ્રિય ગ્રાહ્ય બની શકવાની શકિતધારક તે પુદ્-ગલસ્કંધને આપણે 'ધ્વનિ' સંજ્ઞાથી પણ ઓળખીએ છીએ. ધ્વનિ યા શબ્દ સંજ્ઞાને પ્રાપ્ત તે પુદ્ગલસ્કંધોમાં રહેલ શ્રોત્રેન્દ્રિય ગ્રાહ્ય થવાની યોગ્યતા, તે તેની મુખ્ય શક્તિ છે. કારણ કે પુદ્ગલદ્રવ્યના અનેક પરિણામોમાં માત્ર શ્રોત્રેન્દ્રિય-ગ્રાહ્ય પરિણામ તો શબ્દ જ છે. શબ્દ એ શ્રોત્રેન્દ્રિયનો વિષય હોઈ, શબ્દનાં અણુઓ કર્ણ ઉપર ઉપઘાત કરે છે. અને ગંધ પદાર્થોની માફક વાયુના અનુકૂળપણાને લઈને ફેલાય છે.

જીવની શબ્દગ્રહણ શક્તિને શબ્દનાં પુદ્ગલો કેવી રીતે અભિવ્યકત કરે છે, તે અંગે જૈન શાસ્ત્રો કહે છે કે શરીરને લાગેલી ધૂળની પેઠે સ્પર્શ માત્રને પ્રાપ્ત થયેલા અને નિર્વૃત્તિ ઈન્દ્રિયમાં પ્રવેશેલા શબ્દને જ જીવ સાંભળે છે. તે જઘન્યથી અંગુલના અસંખ્યાતમા ભાગ દૂરથી આવેલા અને ઉત્કૃષ્ટથી બાર યોજન દૂરથી આવેલા, નહિં છેદાયેલા, તથા અન્ય શબ્દો વડે અગર વાયુ વગેરેથી જેની શક્તિ હણાઈ નથી એવા શબ્દોને સાંભળે છે બાર યોજનની આગળ આવેલા

શબ્દપુદ્ગલો તથાસ્વભાવથી તેવા પ્રકારના મન્દ પરિણામવાળા થઈ જતા હોવાથી પોતાના વિષયનું શ્રોત્રજ્ઞાન ઉત્પન્ન કરવાને સમર્થ થતા નથી. વળી શ્રોત્રેન્દ્રિયનું પણ તેવા પ્રકારનું વધારે અદ્ભુત બળ નથી કે જેથી વધુ આગળથી આવેલા શબ્દોને સાંભળે. બાકી કોઈ સાધન દ્વારા તો બાર યોજન કરતાં દૂરનો શબ્દ પણ સાંભળી શકાય છે.

શ્રોત્રેન્દ્રિય તે સ્પષ્ટ અને પ્રવિષ્ટ શબ્દને જ સાંભળે છે, એ રીતના જૈનશાસ્ત્રના કથનથી શબ્દનું પૌદ્ગલિકપણું સિદ્ધ થાય છે.

નૈયાયિકો શબ્દને આકાશનો ગુણ કહે છે તે સિદ્ધ થઈ શકતું નથી. કારણ કે આકાશ તે સર્વવ્યાપી હોવાથી શબ્દ જો આકાશનો ગુણ હોય તો નજીકના કે દૂરના શબ્દને સાંભળવામાં ફેર પડવો ન જોઈએ.

શબ્દ એ પદાર્થ (પુદ્ગલ) હોઈ તે ચૌદરાજ પ્રમાણ પૂરા લોકાકાશ (બ્રહ્માંડ)માં ચારે તરફ ફેલાઈ શકે છે. ઘ્રાણેન્દ્રિયાદિના વિષયભૂત દ્રવ્ય કરતાં શબ્દદ્રવ્ય તે સૂક્ષ્મ અને ઘણાં છે. તેમજ તે તે ક્ષેત્રમાં રહેલ શબ્દયોગ્ય અન્ય દ્રવ્યને વાસિત કરનાર છે. શબ્દ યોગ્ય પુદ્ગલો સૂક્ષ્મરૂપે પણ આખા બ્રહ્માંડમાં ભરેલાં છે. તેના ઉપર શબ્દરૂપે પરિણમેલ પુદ્ગલની અસર થાય છે. અને જેમ પાણીમાં એક ઠેકાણેથી ઉત્પન્ન થયેલ તરંગ આગળના પાણીમાં નવાં તરંગ ઉપજાવે છે, તેમ શબ્દનાં પુદ્ગલો પણ તરંગોરૂપે થવા દ્વારા

લોકાકાશ (બ્રહ્માંડ)ના અંત સુધી ફેલાય છે. આ રીતે એક ઠેકાણેથી ઉત્પન્ન થઈ દૂર દૂર સુધીમાં ફેલાતા શબ્દના તે તરંગોને વચ્ચે વચ્ચે તથાપ્રકારના તેવા સાધનો દ્વારા શ્રોત્રેન્દ્રિય ગ્રાહ્ય બનાવી શકવાની વાતો પણ જૈનશાસ્ત્રમાં વર્ણવેલી છે. શ્રી તીર્થંકર પ્રભુના કલ્યાણકાદિ પ્રસંગે અસંખ્ય યોજન દૂર રહેલા વિમાનોમાં વસતા દેવદેવીઓને કલ્યાણક ઉત્સવમાં જવાની સૂચના દેવા માટે ઇન્દ્ર મહારાજની આજ્ઞાથી હરિણીગમેષ દેવ વડે દેવલોકમાં રહેલી સુઘોષા નામથી દિવ્ય ઘંટા વગાડવામાં આવે છે. તે સુઘોષા ઘંટાનો શબ્દ અસંખ્યાતા યોજન સુધી દૂર દૂર રહેલા ઘંટામાં ઉતરી તે તે રણકારની અસર થવા દ્વારા તે તે ઘંટાઓ સ્વયં વાગવા માંડે છે. એ ઉપરથી શ્રી તીર્થંકરદેવોના કલ્યાણક ઉત્સવમાં જવાની સૂચનાનો ત્યાં ત્યાં રહેલા દેવદેવીઓને ખ્યાલ આવી જાય છે. આ સુઘોષા ઘંટાની હકીકત તે દૂર દૂરના શબ્દને પણ તથા—પ્રકારના સાધન દ્વારા શ્રોત્રેન્દ્રિય ગાહ્ય બનાવી શકવાના દષ્ટાંતરૂપે છે.

સંદેશવાહનની જૈનશાસ્ત્રકથિત આ હકીકત હાલ કેવળ શ્રદ્ધાનો જ વિષય નહિં રહેતા, આધુનિક વિજ્ઞાનક્ષેત્રમાં શોધાએલ ટેલીગ્રાફ, રેડિયો આદિ દ્વારા પ્રત્યક્ષ સ્વરૂપે સત્ય સાબિત થઈ ચૂકી છે. અને વર્તમાન વિજ્ઞાનને જ સર્વશક્તિમાન ગણવાના ગર્વને હઠાવી દીધો છે. બાકી જુદા જુદા જમાનામાં માણસો પોતપોતાની વિવિધ બુદ્ધિના ક્ષયોપશમ દ્વારા વિવિધ પ્રયોગોથી દૂર દૂરના શબ્દને શ્રોત્રેન્દ્રિય ગ્રાહ્ય બનાવવા માટે વિવિધ સાધનોનો આવિષ્કાર કરતા રહ્યા છે,

અને કરે છે. તેવા આવિષ્કારો પૈકી કેટલાક આવિષ્કાર એવા છે કે જ્યાં વર્તમાન વૈજ્ઞાનિકોની પણ બુદ્ધિ પહોંચી શકતી નથી. કોઈપણ યાંત્રિક સાધન વિના સેંકડો માઈલ દૂરના ભાગો પર સંદેશા ચલાવી શકવાના ઓસ્ટ્રેલીઆના કેટલાક જંગલી આદિવાસી લોકોના આ રહસ્યથી આધુનિક વિજ્ઞાન પણ અજ્ઞાત છે. આ જંગલ ટેલીગ્રાફ તે 'મુલગાવાયર'ના નામે ત્યાં ઓળખાય છે. સંદેશાવાહનની અજાયબ રીતની આ હકીકત સત્ય છે, અને ઘણા સુધરેલા માનવીઓએ આદિવાસીઓ સાથે આ રીતનો અનુભવ કર્યો છે.

આફ્રિકાના જંગલોમાં એમ કહેવાય છે કે જંગલીઓ સૂકા ઝાડના ઉપર પ્રહારો કરી ટકોરા મારે છે. થોડા અંતરે બીજો જંગલી તે સાંભળે છે, એટલે તે ફરી એવા ટકોરા મારે છે. અને આ પ્રમાણે અમુક વર્ગની આખી ટોળીમાં સંદેશો ફરી વળે છે. ટકોરાની ઢબ અને સંખ્યા ઉપરથી તેઓ સંદેશાની હકીકત ઉપર અનુમાન બાંધે છે. પણ ઓસ્ટ્રેલીઆના જંગલીઓની સંદેશા આપ લેની વિધિ એકદમ ગૂઢ છે. તેનું રહસ્ય કોઈ ઉકેલી શકતું નથી. પણ ઘણા જ અંતરે થતો બનાવ નજીવા સમયમાં જંગલીની મદદથી જાણવામાં આવી જાય છે, ત્યારે સુધરેલો મનુષ્ય વિસ્મય પામે છે. અને ઓસ્ટ્રેલીઆમાં હજુ પણ કેટલાક એવા ભાગો છે કે જ્યાં ગોરાઓ જઈ શકતા નથી. સંદેશો મોકલવાની આદિવાસીઓની રીત સુધરેલા લોકોને નવાઈ પમાડે છે, પરંતુ આદિવાસીઓના મનને તો એક બચ્ચાના ખેલ સમાન છે. છતાં પણ કોઈ મૂળ રહેવાસી, ગોરા પાસે આ રહસ્યનો

સ્ફોટ કરતો નથી. કેટલાય ગોરાઓએ આ વિષે ખાતરી કરી લીધી છે.

ત્યાંના જંગલીઓમાં પણ બધા જ આ કળા જાણતા નથી. તેમાંના થોડાકમાં જ આ કળા હોય છે, અને તેઓએ બહુ મહેનત કરી શીખેલી હોય છે. પણ આ કળા ઘણા વર્ષોથી ત્યાં જાણીતી છે.

ઈ. સ. ૧૯૦૮ માં બ્રુમ જિલ્લામાં એક વ્હેલ માછલી તણાઇ આવી હતી અને તે મરી ગયેલી હતી, વ્હેલમત્સ્યનું તાજું માસ તે જંગલીઓને બહુ પ્રિય હોય છે. એટલે તે મરી ગઈ તેને ચોવીસ કલાક પણ નહિં થયા હોય ત્યાં તો ચોતરફથી જંગલીઓ ઉમટી આવ્યા, અને તેની ઉજાણી કરવા લાગ્યા. તેઓની સંખ્યા આશરે પાંચ હજારની હતી. એક ગોરાએ તેમાંના કોઈને પૂછ્યું કે તેઓને વ્હેલ મરી ગયાની ક્યાંથી ખબર પડી ગઈ? તો તેણે જવાબ આપ્યો 'મુલગાવાયર.' આ સિવાય તેણે બીજું કાંઈ પણ કહેવા ના પાડી.

વ્હેલ મરી ગયાના સ્થાનથી સો માઈલ દૂરના મૂળ રહેવાસીઓ ખેંચાઈને આવ્યા હતા.

વધુ નવાઈની વાત એ છે કે સંદેશા વાહનની ક્રિયામાં સમાચાર પાઠવનારના હાથમાં બધું નથી. તેની મરજી ન હોય તોપણ કેટલીક વાર તેની પાસેથી સંદેશા જાય છે, અને મેળવાય છે. આ વિષે નીચેનું દૃષ્ટાંત છે.

'બાર્ડ–ક્રીક' ટોળકીનો બ્રુમ પાસે રહેતો 'તુરા'

નામે જંગલી ડૉકટર કે જે જાદુગર હતો. તે તેની ઈલ્મી શક્તિઓ વિષે જાણીતો હતો. બન્યું એવું કે એ વિસ્તારમાં કોઈ જહાજ લાંગર્યું. જહાજના બધા જ મુસાફરો કિનારા પર ગયા હતા, તેનો લાભ લઈને 'તુરા' અંદર ઘૂસ્યો, અને તેણે જલદ દારૂની બાટલીની ઉઠાંતરી કરી. તેણે ત્યાંને ત્યાં જ બાટલી પીને ખલાસ કરી. પણ બનવા જોગ કે તે પાછા ફરતી વખતે જહાજના તૂતક પરથી લપસ્યો અને ઊંડા પાણીમાં પડી ગયો, તેથી તેની ટોળકીના માણસો વિલાપ કરવા લાગ્યા અને જહાજના માણસોને ખબર પડતાં તેઓએ કોશિષ કરી તેને પાણીમાંથી બહાર કાઢ્યો. પણ કમનસીબે તે મરી ગયો હતો. તરત જ બે માણસો આગળ આવ્યા, અને તેઓએ સંજ્ઞાથી સમજાવ્યું કે તેઓ જહાજના કપ્તાનને ખાનગીમાં મળવા માગે છે. કપ્તાને રજા આપી, એટલે બન્ને કેબીનમાં દાખલ થયા અને તેઓએ તેનાં દ્વાર બંધ કર્યાં. કેપ્ટનને તેઓએ ભાંગી તૂટી અંગ્રેજીમાં ઘણી જ હળવેકથી કાનમાં કહેવા માંડ્યું કે તમે આ વિષે મૌન જ સેવજો. અહિંથી સો માઈલ દૂર રહેતાં લોમ્બાડીના લોકોને 'તુરા'ના મરણની ભાળ થશે તો તેઓ અમારા પર આફત લાવશે. અમારે નવો રક્ષણહાર બનાવવા વિધિ કરવી પડશે, તેની પહેલાં જો તે લોકોને 'મુલગાવાયર'થી તુરાના મરણની ખબર પડી જશે તો તેઓ તેમના દૂત મારફત અમને રંજાડશે. અમને તમે મડદું સોંપી દો, પરંતુ તે વિષે મહેરબાની કરી એક શબ્દેય બોલશો નહિં. તેઓએ ઉમેર્યું કે લોમ્બાડીના ખીન્ધી લોકો બહુ ભયંકર છે. અને કપ્તાન તથા

ખુસ લોકોની ચૂપકીદી ને સાવચેતી હોય છતાં પણ જે થોડા શબ્દો હવામાં નીકળી જાય તે તેઓ સહેલાઈથી પકડી પાડે છે.

કપ્તાન અને તેના બીજા ગોરા મિત્રોના માનવામાં આ ન આવ્યું. પણ લોમ્બાડીના લોકો તરત જ વાત જાણી ગયા, અને તેઓએ બાર્ડ–ક્રીક ટોળકી પર વેર વાળ્યું તેમણે એ હેતુ માટે જાદુગર નીમ્યો, અને તેણે ઈલમ અજમાવ્યો, જેથી તે વર્ષનો આખો જંગલી બટાટાનો પાક નિષ્ફળ ગયો. બાર્ડ–ક્રીક ટોળકીના માણસોનો મુખ્ય આધાર તે પાક પર જ હતો.

એક ટાપુ પરથી બીજા ટાપુ પર મુલગાવાયર રીતથી જ સંદેશાની આપ લે થઈ શકે છે.

'સનડે દ્વીપ'માં ઘણાં વર્ષોથી રહેતો હાડલી નામે ગોરો પણ આ હકીકતને પૂર્તિ આપે છે. જંગલીઓ ઝાડની નીચે ટકોરા મારીને કે ધુમાડાના ગોટા કાઢીને નહિં, પણ કોઈ ગુઢ રીતથી સંદેશાની આપ લે કરે છે, એમ તેમનું માનવું છે. વધારામાં તે જણાવે છે કે 'ગોરાઓએ કાળા મૂળ રહેવાસીઓ પાસે જે કંઈ હતું તે પડાવી લીધું છે. હવે તેઓ એટલી મહેરબાની કરે કે મૂળવાસીઓ પાસેની મુલગાવાયરની યુક્તિ, તેમની પાસેથી ખુંચવી લેવાની નીચતા ન કરે. કારણ કે તેમની પાસે હવે તે જ બાકી રહ્યું છે, અને ખચીત માનજો કે કોઈ ગોરો આવો પ્રયાસ કરશે તેને નરી નિષ્ફળતા જ મળશે.

ટોમીકલાક નામે યુરોપીયને જન્મથી જ મૂળ રહેવાસી-ઓ સાથે વસવાટ કર્યો હતો, અને તે તેઓના સારા પરિચયમાં હતો. કોસાક નામના ગોરા મથકથી ૧૫૦ માઇલ દૂરના આંતરિક ભાગમાં તેને એકવાર સોનાની ખાણ મળી આવી. તે જ સાંજે કોસાકના રેસીડેન્ટ મેજીસ્ટ્રેટ પાસે તેનો બીન્ધી નોકર છોકરો આવ્યો અને બોલ્યો, 'ટોમીને પોઇનડીના ખાતે સોનાની ખાણ મળી આવી છે.' મેજીસ્ટ્રેટ પણ મુલગાવાયરની શક્તિમાં માનતો હતો. તેથી પ્રતીતિ કરવા તેણે હકીકત અને સમય તથા તારીખની નોંધ કરી લીધી. જંગલના વિકટ માર્ગોમાં જતાં જ્યાં એક દિવસમાં પચીસ માઇલ પણ કાપવું ભારે થઈ પડે ત્યાં છ કલાકના ગાળામાં બીન્ધીએ ૧૫૦ માઇલ દૂરની હકીકતની જાણ કરી લીધી હતી.

એક મહિના બાદ તે ટોમી, ખનિજના સેમ્પલો લઈને કોસાક આવી પહોંચ્યો, ત્યારે મેજીસ્ટ્રેટે તેને તેની સિદ્ધિનો દિવસ કહી આપ્યો. ટોમી તે જાણીને વિસ્મયમાં પડ્યો. મેજી-સ્ટ્રેટે તેની હકીકત મેળવી તો જાણ્યું કે, ખાણની પ્રાપ્તિ થયા પછી છ કલાકમાં જ બીન્ધી છોકરાને ખબર પડી ગઈ હતી. બન્નેએ કબૂલ કર્યું કે મૂળ રહેવાસીઓમાં સંદેશા માટેની કોઈ ગૂઢ ઢબ છે.

બ્રુમ ખાતેની રોબૂક હોટેલમાં ફ્લેચર નામે પોલીસનું ખૂન થયું. બનાવના બે કલાક પછી ત્યાંથી ૧૨૦ માઇલ છેટે આવેલા સ્થળ પર રહેતા યુરોપીયનને લેવીક ટોળકીના માણસે

ખબર આપી કે તે હોટલમાં મનીલાવાસીએ (ફીલીપાઈન ટાપુને) ફ્લેચરને ઠાર કર્યો છે.

કોઈ મૂળ રહેવાસી આવી ખબર આપે ત્યારે સુધરેલો માણસ તેને વિગત પૂછે તો તે મૌન જ ધારે છે. અને એટલું જ બોલે છે કે 'મુલગાવાયરને ખબર મળ્યા.'

મૂળ રહેવાસીઓમાંના કેટલાક તો યુરોપીયનોને બેવકૂફ સમજે છે. કારણ કે તેઓ જંગલમાં રસ્તો શોધવા બીન-લાયક છે. અને મોટા મોટા સાધનો વિના સંદેશા ચલાવી શકતા નથી.

સંદેશાની આપલેનો અભ્યાસ કરવાની અમુક જંગલી-ઓને જ છૂટ મળે છે. છોકરો પુખ્ત વયનો થાય ત્યારે મોટે-રાઓ તરફથી તેને છ માસની સખત તાલીમની કેળવણી મળે છે. આ ગાળામાં તે શિકાર, સંદેશા, સમાજ–વ્યવહારનું જ્ઞાન, ભેદભર્યાં રહસ્યો અને કળાઓ શીખી લે છે. પછી તે ગમે ત્યાં જાય પણ પોતાની યુક્તિઓ વિષે ભારે મૌન સેવે છે.

પરાપૂર્વથી ચાલતા આવેલા રિવાજોને અનુસરનારા ઓસ્ટ્રેલીઅન મૂળવાસીઓમાં ભેદ સ્ફોટ કરવાના કામ માટે મોતની જ શિક્ષા અપાય છે. અને તેઓ અમુક રહસ્યોને બહારના મનુષ્યથી છુપાવી જ રાખે છે. આ રીતે અલ્પ સમયમા પણ દૂર દૂર સુધી સંદેશવાહકની કળા, વર્તમાન વિજ્ઞાન ઉપરાંત જંગલી ગણાતા એવા ઓસ્ટ્રેલીયાના આદિ-વાસીઓમાં પણ રહેલી છે.

જૈન દાર્શનિકોએ કહ્યું કે તીવ્ર પ્રયત્નથી પ્રેરિત શબ્દ-પ્રવાહ અતિ અલ્પ ટાઈમમાં પણ લોકાન્ત સુધી પહોંચી જાય છે. જ્યારે વિજ્ઞાન અનુસાર શબ્દની ગતિ, દર એક સેકન્ડે ૧૧૦૦ ફૂટ છે. શબ્દ પ્રવાહની ગતિસંબંધમાં જૈન દર્શન અને વિજ્ઞાનમાં આટલો માન્યતા ભેદ છે. તો પણ સેંકડો માઈલ છેટેથી રેડિયો સ્ટેશન પરથી આવતો કાર્યક્રમ તેજ ક્ષણે આપણને સંભળાય છે, તેનું કારણ વિજ્ઞાન એ બતાવે છે કે રેડિયો સ્ટેશન પર અવાજનાં મોજાંનું વિદ્યુત-ચુંબકીય મોજાંમાં રૂપાંતર થાય છે. એટલે તેની ઝડપ એક સેકન્ડના ૧,૮૬૦૦૦ માઈલની થાય છે. તેથી તત્ક્ષણ તે મોજાં આપણા રેડિયો સેટ પર ઝીલાય છે. ત્યાં તેમનું પાછું અવાજમાં રૂપાંતર થાય છે. અર્થાત્ માઈક્રોફોન, રેડિયો આદિ યંત્રોમાં શબ્દ તરંગો વિદ્યુત્પ્રવાહ સ્વરૂપે પરિવર્તિત બની આગળ વધે છે, અને લક્ષ્ય સ્થાન પર તે વિદ્યુત પ્રવાહ, ફરી શબ્દતરંગોના રૂપમાં પરિણત બની આપણને સંભળાય છે.

વર્તમાન વિજ્ઞાનની આ હકીકત તથા ઓસ્ટ્રેલીઆના આદિવાસીઓની સંદેશાવાહકની હકીકત તે, વર્તમાન વૈજ્ઞાનિક ક્ષેત્રમાં પરમાણુવાદનો જન્મ થયા પહેલાં પણ જૈનદર્શન કથિત, એક ઠેકાણાથી ઉત્પન્ન થઈ દૂર દૂર ફેલાતા શબ્દના તરંગોને વચમાંવચમાં પણ અમુક સાધનો દ્વારા શ્રોત્રેન્દ્રિય ગ્રાહ્ય બનાવી શકવાની હકીકતને સત્યસ્વરૂપે પૂરવાર કરવાવાળી છે.

જૈનદર્શન કહે છે કે જીવોની વાણીદ્વારા બોલાતા

શબ્દો સિવાય થતોધ્વનિ તો ગમેતે પુદ્ગલ સ્કંધોમાંથી ઉત્પન્ન થાય છે. પરંતુ બેઇન્દ્રિય વગેરે બોલવાની શક્તિ ધરાવતા જીવોની વાણીઉચ્ચારદ્વારા શબ્દસ્વરૂપે થતી, પુદ્ગલપર્યાયની ઉત્પત્તિના ઉપાદાન કારણરૂપે તો એક ખાસ જાતનો પુદ્ગલસમૂહ, બોલનારના શરીરની અંદર તથા આજુબાજુથી માંડીને ઠેઠ ચૌદરાજ લોકના અંત સુધી અર્થાત્ આખા લોકમા ભરેલો છે. અને તે 'ભાષા વર્ગણાના પુદ્ગલો' નામે ઓળખાય છે. તે સૂક્ષ્મ હોવાથી ઈંદ્રિયગ્રાહ્ય થઈ શકતો નથી. તેનું શબ્દરૂપે પરિણમન થયા બાદ જ શ્રોત્રેન્દ્રિયગ્રાહ્ય બની શકે છે બોલવાની ઇચ્છા સમયે જીવ પોતાના શરીરના પ્રયત્ન વિશેષે કરીને, પર્યાપ્તનામ કર્મની મદદથી બનેલી ભાષાપર્યાપ્તી નામની, શરીરમાંના પૌદ્ગલિક યોજનારૂપ સાધનના બળથી, વાણીના પુદ્ગલોને ખેંચી, બોલ-વાની ભાષાને લાયક પરિણમાવે છે અને પછી ભાષા તરીકે બોલીને તેને વિશ્વમાં છોડી દે છે. એક સમયે ગ્રહણ કરાતાં તે ભાષા પુદ્ગલોને બીજા સમયે જ જીવ છોડી દે છે. છોડી દેવાતાં તે પુદ્ગલો, સોનું રૂપું આદિ ધાતુના થતા ટુકડાની માફક, અબરખના પડની માફક, મગ-અડદ આદિના ચૂર્ણની માફક, શેરડીની છાલની માફક અને મગ-અડદાદિની સીંગોની માફક ભેદાયેલાં પણ છોડાય છે અને નહિં ભેદાએલાં પણ છોડાય છે. કારણ કે કહ્યું છે કે વક્તાના બે પ્રકાર છે. મન્દ પ્રયત્નવાળો અને તીવ્ર પ્રયત્નવાળો. તેમાં જે વ્યાધિ વિશેષથી કે અનાદરથી મન્દ પ્રયત્નવાળો છે, તે તેવા જ પ્રકારના સ્થૂલ ખંડવાળાં અર્થાત્ ભેદ પમાડયા વિનાનાં ભાષાદ્રવ્યો છોડે

બનેલો માન્યો. પરંતુ શબ્દરૂપે થયેલું પરિણમન તો શબ્દ-પ્રવાહ શરૂ થયો ત્યારથી ચાલુ જ હોય છે. તે પરિણમન નષ્ટ થતું નથી. પરંતુ તેમાં તીવ્ર-મંદપણું થવા પામે છે. મન્દ પરિણામની અવસ્થાને પ્રાપ્ત શબ્દપુદ્ગલમાં શ્રોત્રજ્ઞાન ઉત્પન્ન કરવાનું સામર્થ્ય રહેતું નથી. પરંતુ સાધન દ્વારા તેમાં તીવ્રતા આવતાં તે શ્રોત્રજ્ઞાન ઉત્પન્ન કરવાની યોગ્યતાવાળો બની જાય છે.

શબ્દને શ્રોત્રેન્દ્રિયગ્રાહ્ય તો એટલા માટે જ કહ્યો છે કે તેના અસ્તિત્વનો સ્પષ્ટ બોધ તો શ્રોત્રેન્દ્રિયથી જ થાય છે. શબ્દ પુદ્ગલોમાં રૂપ, રસ, અને ગંધ એટલાં બધાં સૂક્ષ્મ છે કે તેને ઇન્દ્રિયો અનુભવી શકતી નથી. તો પણ તેનો સ્પર્શ તો ઇન્દ્રિયને અનુભવાય છે. સાંભળવાની શક્તિ ધારક દરેક પ્રાણીને આખા શરીરે તે શબ્દ સ્પર્શે છે, અને તેના સ્પર્શ દ્વારા શારીરિક અનુકુળતા યા પ્રતિકુળતા અનુ-ભવાય છે. છતાં પોતાને સ્પર્શતો પદાર્થ તે શબ્દ જ છે, એવો ખ્યાલ તો તે પ્રાણીઓને શ્રોત્રેન્દ્રિયથી જ આવી શકે છે. માટે જ તેને શ્રોત્રેન્દ્રિયગ્રાહ્ય કહ્યો છે. શ્રોત્રેન્દ્રિયરહિત પ્રાણીને સ્પર્શતા શબ્દ પુદ્ગલો દ્વારા, શબ્દનો ખ્યાલ પેદા થઈ શકતો નથી તો પણ શારીરિક અનુકુળતા યા પ્રતિકુળતા તો અનુભવી શકાય છે.

જોરદાર ધ્વનિથી કાનના પડદાનું તૂટી જવું, માથામાં સખત દુઃખાવો યા કંટાળો પેદા થવો, મેઘની ભયંકર ગર્જ-નાથી અગર કોઈ તેવા અન્ય ધ્વનિથી ગર્ભિણી સ્ત્રીઓના

ગર્ભ છૂટી જવા, આ બધા દાખલાઓ પંચેન્દ્રિય પ્રાણીઓને અંગે સમજવા.

શ્રોત્રેન્દ્રિયરહિત પ્રાણીઓને પણ શબ્દ સ્પર્શની અસર પ્રતિકૂળરૂપે કેવી રીતે અનુભવાય છે તે તીડોના દષ્ટાંતથી સમજાય છે. ખેતરમાં પથરાઈ બેઠેલા તીડો, ઢોલ આદિના પ્રબળ શબ્દના સ્પર્શથી શરીરે પ્રતિકૂળતા અનુભવી ઉડી જાય છે. જૈન શાસ્ત્રમાં તીડને ચઉરિન્દ્રિય પ્રાણી કહ્યું છે, એટલે તેને કાન હોતા નથી. છતાં તે ઢોલના શબ્દની અસર પોતાના શરીર ઉપર થતા પ્રહારરૂપે અનુભવે છે. પૂર્વકાળમાં ભારત વર્ષમાં કોઈ હિંસક પ્રયોગો દ્વારા તીડોને હટાવવાનો પ્રયત્ન થતો ન હતો. પરંતુ ધ્વનિ ઉત્પાદક સાધનો દ્વારા જ તીડોને હટાવવામાં આવતાં હતાં.

જૈન ઇતિહાસમાં પ્રસિદ્ધ કાલકાચાર્યની બહેન સાધ્વીજી સરસ્વતીશ્રીની શીયળ રક્ષાના માટે ઉજ્જયિના રાજા ગર્દભિલ્લને શાહી રાજા દ્વારા પરાજિત કરવાની હકીકતમાં ગર્દભિ વિદ્યાનો ઉલ્લેખ આવે છે. ગર્દભિ વિદ્યા એ એક પ્રાચીન વિદ્યાનું નામ છે. તેના ધ્વનિ માત્રથી શત્રુસેનાનો સંહાર થઈ શકતો હતો. તેને ગર્દભિ વિદ્યા કહેવાનું કારણ એ હતું કે તે પ્રયોગમાં વિદ્યાદ્વારા એક ગદ્ધાનું નિર્માણ કરાતું. તે ગદ્ધાના મુખમાંથી એક વિશેષ ધ્વનિ ઉત્પન્ન કરવામાં આવતો કે જે કોઈ તે ધ્વનિને સાંભળે, તે સાંભળતાંની સાથે જ તુરત મોંમાંથી લોહી વમતો બની જઈ મરણ પામતો.

છે. અને તે અમુક દૂર ગયા બાદ ભેદાય છે. ભેદાએલાં તે ભાષાદ્રવ્યો સંખ્યાતા યોજન સુધી જઈને શબ્દ પરિણામનો ત્યાગ કરે છે. જેથી ત્યારબાદ તેનું શબ્દ સ્વરૂપે અસ્તિત્વ રહેતું નથી. અને જે આરોગ્યાદિ ગુણયુક્ત અને તથાવિધિ આદર-ભાવથી તીવ્ર પ્રયત્નવાળો વક્તા તો ભાષા દ્રવ્યોને ગ્રહણ કરવાના અને મૂકવાના પ્રયત્નમાં અનેક ખંડ કરીને મૂકે છે. તે વક્તા પ્રથમથી જ જે ભાષાદ્રવ્યોને મૂકે છે, તે સૂક્ષ્મ અને ઘણાં હોવાથી ઘણાં અન્ય દ્રવ્યોને વાસિત કરે છે. અર્થાત્ ઠેઠ ચૌદ રાજલોકના અંત સુધી રહેલ ભાષાવર્ગણાના પુદ્ગલો ઉપર તે બોલાયેલા શબ્દોની અસર થાય છે. એટલે જેમ પાણીમાં એક ઠેકાણેથી ઉત્પન્ન થયેલો તરંગ નવા તરંગ ઉપજાવે છે, તેમ અહિં પણ ભાષાના તરંગો થઈને લોકાન્ત સુધી ફેલાય છે. અને ફેલાયેલાં તે ભાષાના તરંગો પૈકી કેટલાક તરંગો ઓછામાં ઓછા બે સમય સુધી તથા વધુમાં વધુ અસં-ખ્યાતા સમય સુધી પણ ભાષાપણે રહે છે.

અહિં પ્રશ્ન એ ઉદ્ભવે કે તીવ્ર પ્રયત્નવાળા વક્તાએ છોડેલાં ભાષાપુદ્ગલો ઠેઠ લોકાન્ત સુધી ફેલાતાં હોવા છતાં— પણ વક્તાની નજીકમાં રહેલાને જેમ સંભળાય છે, તેમ બ્રહ્માંડમાં સર્વને કેમ સંભળાતાં નથી ? તેનું સમાધાન એ છે કે જીવને શ્રોત્રેન્દ્રિયદ્વારા જઘન્યથી અંગુલના અસંખ્યાતમા ભાગથી આવેલા શબ્દ સંભળાય છે, અને ઉત્કૃષ્ટથી, નહિં છેદાએલાં—અવ્યવહિત—અન્ય શબ્દો વડે અથવા વાયુ વગેરેથી જેની શક્તિ હણાઈ નથી એવાં બાર

યોજન દૂરથી આવેલાં પુદ્ગલોને પણ સાંભળી શકાય છે. બાર યોજનની આગળથી આવેલ શબ્દો સાંભળી શકાતા નથી. કારણ કે બાર યોજનની આગળથી આવેલ શબ્દો તે તથાસ્વભાવથી તેવા પ્રકારના મન્દ પરિણામવાળા થાય છે, કે જેથી પોતાના વિષયનું શ્રોત્રજ્ઞાન ઉત્પન્ન કરવાને સમર્થ રહેતા નથી.

શ્રોત્રેન્દ્રિયનું પણ તેવા પ્રકારનું વધારે અદ્ભુત બળ નથી કે જેથી આગળથી આવેલ શબ્દો સાંભળી શકે. છતાં સુઘોષા ઘંટાની હકીકત મુજબ દૂર દૂરના શબ્દને પણ તથા-પ્રકારના સાધન દ્વારા સાંભળી શકાય છે.

શબ્દતરંગો, યંત્રોમાં વિદ્યુત્ પ્રવાહ સ્વરૂપે પરિવર્તિત બની આગળ વધવા છતાં તે વિદ્યુત્ પ્રવાહ, સાધનો દ્વારા શબ્દતરંગોના રૂપમા પરિણત બન્યા બાદ જ સંભળાય છે. એવી વૈજ્ઞાનિકની માન્યતાનુસાર સિદ્ધ થાય છે કે બાર યોજનથી વધુ દૂર ગયેલો શબ્દપ્રવાહ, મન્દપરિણામવાળો બની જવાથી શ્રોત્રજ્ઞાન ઉત્પન્ન કરવાની યોગ્યતાવાળો નહિં રહેવા છતાં પણ તથાપ્રકારના સાધન દ્વારા તેમાં યોગ્યતાનો પ્રાદુર્ભાવ થવાથી તો સાંભળી શકાય છે.

અહિં જૈનદર્શનમાં કહેલ શબ્દ પુદ્ગલના થઈ જતા મન્દપરિણામને વૈજ્ઞાનિકોએ વિદ્યુત્ પ્રવાહ સ્વરૂપે માન્યો અને મન્દ પરિણામમાં સાધન દ્વારા થતી તીવ્રતા યા શ્રોત્રજ્ઞાન ઉત્પન્ન કરી શકવાની યોગ્યતાને શબ્દતરંગોના રૂપમાં પરિણત

છે. અને તે અમુક દૂર ગયા બાદ ભેદાય છે. ભેદાએલાં તે ભાષાદ્રવ્યો સંખ્યાતા યોજન સુધી જઈને શબ્દ પરિણામનો ત્યાગ કરે છે. જેથી ત્યારબાદ તેનું શબ્દ સ્વરૂપે અસ્તિત્વ રહેતું નથી. અને જે આરોગ્યાદિ ગુણયુક્ત અને તથાવિધિ આદર-ભાવથી તીવ્ર પ્રયત્નવાળો વક્તા તો ભાષા દ્રવ્યોને ગ્રહણ કરવાના અને મૂકવાના પ્રયત્નમાં અનેક ખંડ કરીને મૂકે છે. તે વક્તા પ્રથમથી જ જે ભાષાદ્રવ્યોને મૂકે છે, તે સૂક્ષ્મ અને ઘણાં હોવાથી ઘણાં અન્ય દ્રવ્યોને વાસિત કરે છે. અર્થાત્ ઠેઠ ચૌદ રાજલોકના અંત સુધી રહેલ ભાષાવર્ગણાના પુદ્ગલો ઉપર તે બોલાયેલા શબ્દોની અસર થાય છે. એટલે જેમ પાણીમાં એક ઠેકાણેથી ઉત્પન્ન થયેલો તરંગ નવા તરંગ ઉપજાવે છે, તેમ અહિં પણ ભાષાના તરંગો થઈને લોકાન્ત સુધી ફેલાય છે. અને ફેલાયેલાં તે ભાષાના તરંગો પૈકી કેટલાક તરંગો ઓછામાં ઓછા બે સમય સુધી તથા વધુમાં વધુ અસંખ્યાતા સમય સુધી પણ ભાષાપણે રહે છે.

અહિં પ્રશ્ન એ ઉદ્ભવે કે તીવ્ર પ્રયત્નવાળા વક્તાએ છોડેલાં ભાષાપુદ્ગલો ઠેઠ લોકાન્ત સુધી ફેલાતાં હોવા છતાં—પણ વક્તાની નજીકમાં રહેલાને જેમ સંભળાય છે, તેમ બ્રહ્માંડમાં સર્વને કેમ સંભળાતાં નથી? તેનું સમાધાન એ છે કે જીવને શ્રોત્રેન્દ્રિયદ્વારા જઘન્યથી અંગુલના અસંખ્યાતમા ભાગથી આવેલા શબ્દ સંભળાય છે, અને ઉત્કૃષ્ટથી, નહિં છેદાએલાં–અવ્યવહિત–અન્ય શબ્દો વડે અથવા વાયુ વગેરેથી જેની શક્તિ હણાઈ નથી એવાં બાર

યોજન દૂરથી આવેલાં પુદ્ગલોને પણ સાંભળી શકાય છે. બાર યોજનની આગળથી આવેલ શબ્દો સાંભળી શકાતા નથી. કારણ કે બાર યોજનની આગળથી આવેલ શબ્દો તે તથાસ્વભાવથી તેવા પ્રકારના મન્દ પરિણામવાળા થાય છે, કે જેથી પોતાના વિષયનું શ્રોત્રજ્ઞાન ઉત્પન્ન કરવાને સમર્થ રહેતા નથી.

શ્રોત્રેન્દ્રિયનું પણ તેવા પ્રકારનું વધારે અદ્ભુત બળ નથી કે જેથી આગળથી આવેલ શબ્દો સાંભળી શકે. છતાં સુઘોષા ઘંટાની હકીકત મુજબ દૂર દૂરના શબ્દને પણ તથા-પ્રકારના સાધન દ્વારા સાંભળી શકાય છે.

શબ્દતરંગો, યંત્રોમાં વિદ્યુત્ પ્રવાહ સ્વરૂપે પરિવર્તિત બની આગળ વધવા છતાં તે વિદ્યુત્ પ્રવાહ, સાધનો દ્વારા શબ્દતરંગોના રૂપમાં પરિણત બન્યા બાદ જ સંભળાય છે. એવી વૈજ્ઞાનિકની માન્યતાનુસાર સિદ્ધ થાય છે કે બાર યોજનથી વધુ દૂર ગયેલો શબ્દપ્રવાહ, મન્દપરિણામવાળો બની જવાથી શ્રોત્રજ્ઞાન ઉત્પન્ન કરવાની યોગ્યતાવાળો નહિં રહેવા છતાં પણ તથાપ્રકારના સાધન દ્વારા તેમાં યોગ્યતાનો પ્રાદુર્ભાવ થવાથી તો સાંભળી શકાય છે.

અહિં જૈનદર્શનમાં કહેલ શબ્દ પુદ્ગલના થઈ જતા મન્દપરિણામને વૈજ્ઞાનિકોએ વિદ્યુત્ પ્રવાહ સ્વરૂપે માન્યો અને મન્દ પરિણામમાં સાધન દ્વારા થતી તીવ્રતા યા શ્રોત્રજ્ઞાન ઉત્પન્ન કરી શકવાની યોગ્યતાને શબ્દતરંગોના રૂપમાં પરિણત

બનેલો માન્યો. પરંતુ શબ્દરૂપે થયેલું પરિણમન તો શબ્દ-પ્રવાહ શરૂ થયો ત્યારથી ચાલુ જ હોય છે. તે પરિણમન નષ્ટ થતું નથી. પરંતુ તેમાં તીવ્ર–મંદપણું થવા પામે છે. મન્દ પરિણામની અવસ્થાને પ્રાપ્ત શબ્દપુદ્ગલમાં શ્રોત્રજ્ઞાન ઉત્પન્ન કરવાનું સામર્થ્ય રહેતું નથી. પરંતુ સાધન દ્વારા તેમાં તીવ્રતા આવતાં તે શ્રોત્રજ્ઞાન ઉત્પન્ન કરવાની યોગ્યતાવાળો બની જાય છે.

શબ્દને શ્રોત્રેન્દ્રિયગ્રાહ્ય તો એટલા માટે જ કહ્યો છે કે તેના અસ્તિત્વનો સ્પષ્ટ બોધ તો શ્રોત્રેન્દ્રિયથી જ થાય છે. શબ્દ પુદ્ગલોમાં રૂપ, રસ, અને ગંધ એટલાં બધાં સૂક્ષ્મ છે કે તેને ઇન્દ્રિયો અનુભવી શકતી નથી. તો પણ તેનો સ્પર્શ તો ઇન્દ્રિયને અનુભવાય છે. સાંભળવાની શક્તિ ધારક દરેક પ્રાણીને આખા શરીરે તે શબ્દ સ્પર્શે છે, અને તેના સ્પર્શ દ્વારા શારીરિક અનુકુળતા યા પ્રતિકુળતા અનુ-ભવાય છે. છતાં પોતાને સ્પર્શતો પદાર્થ તે શબ્દ જ છે, એવો ખ્યાલ તો તે પ્રાણીઓને શ્રોત્રેન્દ્રિયથી જ આવી શકે છે. માટે જ તેને શ્રોત્રેન્દ્રિયગ્રાહ્ય કહ્યો છે. શ્રોત્રેન્દ્રિયરહિત પ્રાણીને સ્પર્શતા શબ્દ પુદ્ગલો દ્વારા, શબ્દનો ખ્યાલ પેદા થઈ શકતો નથી તો પણ શારીરિક અનુકુળતા યા પ્રતિકુળતા તો અનુભવી શકાય છે.

જોરદાર ધ્વનિથી કાનના પડદાનું તૂટી જવું, માથામાં સખત દુઃખાવો યા કંટાળો પેદા થવો, મેઘની ભયંકર ગર્જ-નાથી અગર કોઈ તેવા અન્ય ધ્વનિથી ગર્ભિણી સ્ત્રીઓના

ગર્ભ છૂટી જવા, આ બધા દાખલાઓ પંચેન્દ્રિય પ્રાણીઓને અંગે સમજવા.

શ્રોત્રેન્દ્રિયરહિત પ્રાણીઓને પણ શબ્દ સ્પર્શની અસર પ્રતિકૂળરૂપે કેવી રીતે અનુભવાય છે તે તીડોના દૃષ્ટાંતથી સમજાય છે. ખેતરમાં પથરાઈ બેઠેલા તીડો, ઢોલ આદિના પ્રબળ શબ્દના સ્પર્શથી શરીરે પ્રતિકૂળતા અનુભવી ઉડી જાય છે. જૈન શાસ્ત્રમાં તીડને ચઉરિન્દ્રિય પ્રાણી કહ્યું છે, એટલે તેને કાન હોતા નથી. છતાં તે ઢોલના શબ્દની અસર પોતાના શરીર ઉપર થતા પ્રહારરૂપે અનુભવે છે. પૂર્વકાળમાં ભારત વર્ષમાં કોઈ હિંસક પ્રયોગો દ્વારા તીડોને હટાવવાનો પ્રયત્ન થતો ન હતો. પરંતુ ધ્વનિ ઉત્પાદક સાધનો દ્વારા જ તીડોને હટાવવામાં આવતાં હતાં.

જૈન ઇતિહાસમાં પ્રસિદ્ધ કાલકાચાર્યની બહેન સાધ્વીજી સરસ્વતીશ્રીની શીયળ રક્ષાના માટે ઉજ્જયિના રાજા ગર્દભિલ્લને શાહી રાજા દ્વારા પરાજિત કરવાની હકીકતમાં ગર્દભિ વિદ્યાનો ઉલ્લેખ આવે છે. ગર્દભિ વિદ્યા એ એક પ્રાચીન વિદ્યાનું નામ છે. તેના ધ્વનિ માત્રથી શત્રુસેનાનો સંહાર થઈ શકતો હતો. તેને ગર્દભિ વિદ્યા કહેવાનું કારણ એ હતું કે તે પ્રયોગમાં વિદ્યાદ્વારા એક ગદ્ધાનું નિર્માણ કરાતું. તે ગદ્ધાના મુખમાંથી એક વિશેષ ધ્વનિ ઉત્પન્ન કરવામાં આવતો કે જે કોઈ તે ધ્વનિને સાંભળે, તે સાંભળતાંની સાથે જ તુરત મોંમાંથી લોહી વમતો બની જઈ મરણ પામતો.

કોઈ વિશેષ ધ્વનિથી તમામ સેનાનો સંહાર થઈ શકવાની હકીકત આજે કેટલાકને આશ્ચર્યજનક લાગે એવી છે. પરંતુ પ્રબળ ધ્વનિદ્વારા શત્રુસેનાનો સંહાર થઈ શકે તેવા ધ્વનિનો આવિષ્કાર કરવાનો પ્રયત્ન આધુનિક વૈજ્ઞાનિકોએ પણ પ્રારંભ્યો છે. અંબાલા (પંજાબ) થી પ્રકાશિત ૭ માર્ચ ૧૯૫૨ ના દૈનિક પત્રક (Tribune) માં 'સેના સંહારનું નવીન શસ્ત્ર' શિર્ષક, લંડનના એક સમાચાર અંગ્રેજી ભાષામાં છપાયા હતા. તે અંગ્રેજી લેખનો સાર નીચે મુજબ હતો. 'શું! ધ્વનિ દ્વારા સેનાનો સંહાર થઈ શકે છે? એ એક પ્રશ્ન છે. તેના ઉપર આજના યુદ્ધ વૈજ્ઞાનિકો તર્ક–વિતર્ક કરી રહ્યા છે. મનુષ્યના કાનોની સ્વરતંત્રીયોની શક્તિ બહારના તીવ્ર ધ્વનિતરંગથી મૃત્યુકારી સિદ્ધ થઈ શકે છે તેમાં લેશ માત્ર સંદેહ નથી. પરંતુ તમામ સેનાને ધ્વનિ તરંગોદ્વારા નષ્ટ કરી શકાય એવા મશીન પણ શું તૈયાર કરી શકાય છે?

આ પ્રમાણે ગતયુદ્ધમાં તીવ્ર ધ્વનિતરંગોની મૃત્યુકારક શક્તિ ઉપર વિચાર કરાયો હતો. અને એક અમેરિકી પત્રિકા અનુસાર તો એક અંગ્રેજે અતિધ્વનિકારક મશીનનો નમૂનો પણ તૈયાર કર્યો હતો. તે મશીન એવું હતું કે સેનાનો નાશ કરી શકાય.

અમેરિકી વૈજ્ઞાનિકોએ એક એવી ખોજ તો કરી લીધી છે કે સાધારણ તીવ્ર ધ્વનિતરંગ પણ ઉંદર તથા ટિડ્ડીઓ માટે મૃત્યુકારક છે. એક અમેરિકી કોલેજમા સમ્પાદિત

રસાયનશાળાના પરિક્ષણોથી હાલમાં જાહેર કરાયું છે કે તીવ્ર ધ્વનિકારક કિરણો, પશુઓના સ્નાયુઓના ટુકડે ટુકડા કરી શકે છે, અને શરીરના તાપમાનને ૧૪૦ ડિગ્રી સુધી વધારી શકે છે. વૈજ્ઞાનિકોને એક એ પણ પત્તો લાગ્યો છે કે જો અત્યન્ત તીવ્ર કિરણો પશુના રૂવાંટાંને સ્પર્શ કરે તો એટલી બધી ગરમી થઈ જાય છે કે પશુઓના શરીરની પ્રોટીન થીજી જાય છે. એક અમેરિકને અન્વેષણ કર્યું છે કે પ્રતિ-સેકન્ડે દશ લાખવાર કમ્પતી ધ્વનિથી હીરાના ટુકડે ટુકડા થઈ શકે છે. એટલે તીવ્ર ગતિનાં ધ્વનિ તરંગો પ્રાણીમાત્રના માટે ખતરનાક સિદ્ધ થઈ શકે છે, તેમાં કંઈ પણ સન્દેહ નથી.'

આધુનિક વૈજ્ઞાનિકોની સમજમાં શબ્દનાં મોજાંની હકીકત એવી છે કે તળાવના સ્થિર પાણીમા જેમ પથ્થર નાખીયે અને તેમાં નાનાં મોજાં ઉત્પન્ન થાય, તેમ આપણે બોલીયે કે બીજો કોઈ અવાજ થાય ત્યારે હવામાં મોજાં ઉત્પન્ન થાય છે. આ અવાજનાં મોજાં સેકન્ડની ૨૦ થી ૨૦,૦૦૦ ધ્રુજારી લેતાં હોય ત્યાં સુધી કાન તેને પકડી શકે છે, પણ એથી વધુ કે ઓછા વેગની ધ્રુજારી હોય તો એ મોજાંઓ આપણા કાન માટે અશ્રાવ્ય બને છે. કુતરા, ઉદર વગેરે કેટલાંક જંતુઓ એ અવાજ સાંભળીને ડરે છે, અને ત્રાસે છે સેકન્ડની ૨૦,૦૦૦ થી પણ ઘણી વધુ ધ્રુજારીવાળાં મોજાં તો જંતુઓ પક્ષીઓ અને ઉંદરોનાં ઘાતક બને છે. મૂત્રા-શયમાં બંધાઈ જતી પથરીને તોડવા માટે અતિશય ગતિ-

વાળા ધ્વનિ આંદોલનનો ઉપયોગ બે અમેરિકન ડોકટરોએ શોધી કાઢયો છે, એમ, યેઈલ વિદ્યાપીઠની તબીબી શાળા જણાવે છે. આ ડોકટરોએ પથરીમાં કાણું પાડી તેને તોડી નાખવા માટે ઉચ્ચગતિવાળાં અવાજનાં મોજાંનો ઉપયોગ કર્યો છે.

અવાજનાં પ્રબળ મોજાંઓમાં ઉપર જણાવ્યા મુજબની અદ્‌ભુત શક્તિ વૈજ્ઞાનિકોને જેમ જાણવા મળી છે, તેમ ઓછી ધ્રુજારીવાળા મોજાંઓની શકિતઓના ઉપયોગથી પણ, કાળમીંઢ પથ્થર જેવા સખતમાં સખત ખડકને પણ તોડી નંખાય તેવાં મશીનો તૈયાર કરવામાં વૈજ્ઞાનિકો સફળ બન્યા છે.

ધ્વનિતરંગો ચક્ષુથી દેખાતાં નહિ હોવાછતાં પ્રાણીઓના શરીરમાં પ્રવેશી હાનિકારક કેવી રીતે બની શકતા હશે ? તે શંકાનું સમાધાન અણુબોંબના સ્ફોટથી થતી હાનિકારક ક્રિયાથી સ્પષ્ટ રીતે થઈ શકે છે.

અણુબોમ્બના સ્ફોટથી યુરેનિયમ અથવા પ્લુટોનિયમ ધાતુના અણુઓનો સ્ફોટ થતાં તેમાંથી કિરણોત્સર્ગ થાય છે. આપણે અગ્નિ પાસે બેસીએ તો તેમાંથી ગરમીનાં કિરણો મોજાંરૂપે પ્રસરે છે, પણ આપણે તે જોઇ શકતા નથી. તેવી રીતે કિરણોત્સર્ગ પણ જોઈ શકાતાં નથી. પરંતુ તેમની પ્રકૃતિ વિશિષ્ટ છે. તેઓ માણસ યા કોઈપણ જીવ કે વનસ્પતિને સ્પર્શ કરે એટલે તેના શરીરમાં ઉતરી જાય, અને શરીરના કોશોનું વિસર્જન કરવા માંડે. આથી તેનું મૃત્યુ થાય. શરીરમા તે હાડકાની અંદર છેક ઉતરી જાય છે.

ધ્વનિ તરંગોનો સ્પર્શ, ઉપર મુજબ પ્રાણીઓને હાનિકારક બને છે, તેમ કેટલાક ધ્વનિ તરંગો પ્રાણીઓના શરીરને લાભકારી પણ બને છે. ભારતમાં તો આપણે પ્રાણિમાત્રને જ નહિં, પણ તમામ પ્રકારની વનસ્પતિનેય જીવંત ગણીને ચૈતન્યના વિવિધ સ્વરૂપો તરીકે માનતા આવ્યા છીએ. આ કેવળ ધાર્મિક અંધશ્રદ્ધા ન હતી, પણ વૈજ્ઞાનિક સત્ય છે. એમ સુપ્રસિદ્ધ વૈજ્ઞાનિક જગદીશચંદ્ર બોઝે પ્રયોગો દ્વારા સિદ્ધ કરી બતાવ્યું છે. વૃક્ષો અને છોડવા તથા વેલા પણ માનવીઓના જેવી જ લાગણી ધરાવે છે, અને સુખ તથા દુઃખનો અનુભવ કરે છે, એ, ડૉ. બોઝે નક્કર રીતે પુરવાર કરી આપ્યું હતું.

વનસ્પતિસૃષ્ટિ પ્રાણીઓના જેવી સજીવ છે, એમ સ્વીકારીને એ કેટલી હદે પ્રાણીઓના જેવું જીવન જીવે છે, તે નક્કી કરવામાં અનેક દેશોના વિજ્ઞાનીઓ પ્રવૃત્ત બનેલા છે. ભારતની અન્નામલાઈ યુનિવર્સિટિના પ્રાધ્યાપક ડૉ. ટી. સી. એન. સિંહે પ્રયોગો દ્વારા સાબિત કર્યું છે કે ઝાડપાન પર સંગીતનો ધ્વનિ ઘણી સારી અસર કરે છે. જેથી તે ધ્વનિથી સ્પર્શિત બનતા વૃક્ષ-વેલા વધારે ફળ ફૂલ આપે છે, અને વધારે સારી રીતે વિકસે છે. એ વિષે હવે શંકા રહેતી નથી. કૅનેડામાં પણ ઘઉંના ખેતરો પર સૂર્યોદય સમયે લાઉડસ્પીકરો દ્વારા સંગીત વહેતું મૂકતું આવેલું, અને કૅલિફોર્નીઆમાં પણ વટાણાના ખેતરો પર શાસ્ત્રીય સંગીતની રેકર્ડો વગાડવામાં આવતાં, પાકપર તેની નોંધપાત્ર સુંદર અસર થઈ હતી.

અન્નામલાઇ યુનિવર્સિટીમાં થોડાક વૃક્ષ–વેલાને વાયોલિન તથા સિતારના સંગીત ધ્વનિનો લાભ અમુક વખત સુધી રોજ સવાર–સાંજ આપવામાં આવેલો, અને તે જ પ્રકારના બીજા થોડાક–વૃક્ષવેલાને એ જ સ્થિતિમાં પણ સંગીત વિહોણા રાખવામાં આવેલા. થોડાક મહિનાને અંતે બન્ને જૂથના વિકાસમાં સ્પષ્ટ ફેર પડેલો દેખાયો. સંગીત ધ્વનિ સ્પર્શિત વેલ–વૃક્ષ વધારે સારા ખીલી ઊઠયા હતા. વિજ્ઞાનની પરિભાષામાં સંગીતથી વનસ્પતિના 'પ્રોટોપ્લાઝમ'ની ગતિ ઝડપી બનતાં એ જલદી તથા વધારે સારી રીતે ખીલી ઉઠે છે. સવારે અને સાંજે સંગીતનું પાન કરાવવામાં આવે તો વનસ્પતિની સુસ્તી દૂર થાય છે, અને દોઢથી ડબલ પ્રમાણમાં ઓક્સિજનનો ઉચ્છ્વાસ કરે છે. કયા પ્રકારના વૃક્ષને કયા પ્રકારનો સંગીતધ્વનિ અનુકૂળ બને છે, તે હજી જાણી શકાયું નથી. અત્યાર સુધીમા ગ્રામોફોન રેકોર્ડ, વીજળીની ઘંટડી, ઘોંઘાટકારી અવાજ, વિવિધ વાદ્યોના ધ્વનિ, નૃત્યના ઘુઘરાનો રણકાર, વગેરે અનેક પ્રકારના સુરા અને બેસુરા અવાજોની અજમાયશ થઈ છે, એ ઉપરથી અત્યાર સુધીમાં માત્ર એટલું જાણી શકાયું છે કે, મોટા ભાગના વૃક્ષોને વાયોલિન અથવા સિતારના જેવા તીખા અને બારીક સૂર વધારેમાં વધારે પ્રિય લાગે છે. બીજા કેટલાક પ્રયોગો પરથી એમ જણાયું છે કે વનસ્પતિને હળવું સંગીત કે ફિલ્મી ગીતો કરતાં શાસ્ત્રીય સંગીત વધારે અનુકૂળ પડે છે.

જો કોઇ વનસ્પતિને વધારેમાં વધારે અનુકૂળ સંગીત

રોજ સવાર–સાંજ માત્ર અડધો કલાક સાંભળવામાં આવે છે તો, એનો પાક મબલખ બને છે, એ હકીકત પણ પ્રયોગ-સિદ્ધ છે. બાગમાં ટ્રાન્ઝીસ્ટર સેટ વગાડતાં એક વિજ્ઞાનીને ત્યા ગુલાબના છોડ અસાધારણ રીતે ખીલી ઊઠેલા. આ ઉપરથી સંગીતધ્વનિના સ્પર્શની અસર વનસ્પતિ ઉપર પણ કેવી અજાયબ રીતે થાય છે તે આ વૈજ્ઞાનિક પ્રયોગોથી પણ સિદ્ધ થઈ ચૂક્યું છે. વળી જ્યોર્જિઆના વૈજ્ઞાનિક, લીંબુના ઝાડને થતા એક અસાધ્ય રોગને અશ્રાવ્ય ધ્વનિથી નાબૂદ કરવામાં સફ્લ થયા છે. ઝાડની રોગિષ્ટ ડાળીઓને અશ્રાવ્ય ધ્વનિનાં મોજાંની અસર આપવામાં આવે છે. આ રીતે અસર પામેલાં છોડ ફરી વાવવાથી તેને રોગ લાગુ પડતો નથી. આ જ્યોર્જિઆના વૈજ્ઞાનિકોએ લીંબુના બગીચાઓમાં જ અશ્રાવ્ય ધ્વનિ પેદા કરી શકાય તેવું સાધન બનાવ્યું છે મનુષ્યોના પણ કેટલાક રોગોને ધીમા અવાજ વડે મટાડ-વાના પ્રયોગોમાં સફળતા પ્રાપ્ત થઈ હોવાના સમાચાર મુંબઈ સમાચાર સાપ્તાહિકના તા. ૨૯–૭–૧૯૫૬ના અંકમાં નીચે મુજબ પ્રકાશિત થયા હતા.

'છેલ્લાં કેટલાંક વરસથી યુનાઈટેડ સ્ટેટ્સમાં 'શાંત અવાજ' અને તેના ઉપયોગ માટે સંશોધન ચાલી રહ્યું છે. એ શાંત અવાજ અથવા 'અલ્ટ્રાસોનીક'નો ઉપયોગ સાંધાના દુઃખાવા ઉપર કરવામાં આવે છે. આજ, એ 'અલ્ટ્રાસોનીક, પ્રયોગશાળામાંથી ઇસ્પીતાલ અને દાકતરોના દવાખાનાઓ સુધી પહોચી ગઈ છે. સૌ કોઈ ને સહેજે પ્રશ્ન થાય કે

અલ્ટ્રાસોનિક એટલે શું ? સરલ રીતે સમજાવવું હોય તો તેને 'શાંત અવાજ' તરીકે ઓળખાવી શકાય. કારણ કે એનો અવાજ અને એના આંદોલન એટલા બધા મંદ છે કે આપણા સામાન્ય માનવીના કાનના પડદા એ અવાજને વર્તી શકતા નથી. આમ હોવા છતાં નિષ્ણાતો પણ આ મંદ નીરવરવ, તે દુઃખતા સ્નાયુઓ અથવા તો સૂજી આવેલા તંતુઓ પર કેવી રીતે અસર કરે છે તે કહી શકતા નથી. ઉપલી બાબતમાં ત્રણેક સિદ્ધાંતો માનવામાં આવે છે.

(૧) એ અવાજનાં મોજાંઓ શરીરના કોષોને સંદેશ આપે છે, લોહીની પૂર્તિ વધારે છે, અને જીવંત કોષોને ઉત્તેજન કરે છે. (૨) એ મોજાંઓનું ગરમીમાં પરિવર્તન થાય છે (જો કે એ ફેરફાર એકદમ સમજાતો નથી) અને એને લીધે દુઃખતાં જ્ઞાનતંતુને રાહત મળે છે. (૩) એ મોજાંઓ કોષોની અંદર સૂક્ષ્મ રાસાયણિક લાભદાયી ફેરફાર સર્જે છે.

'અલ્ટ્રાસોનીક'થી અપાતી માવજત સાવ સાદી છે. આ ક્ષેત્રના અગ્રણી ડો. જોહને અલ્ટ્રાસોનીક કેવી રીતે કામ કરે છે, તેનું પ્રાયોગિક દર્શન કરાવ્યું છે. જે સાધન આ અલ્ટ્રાસોનીક ઉત્પન્ન કરે છે, એમાં થોડાક ઉચ્ચાલનો ડાયલ અને બહાર કેટલીક લાઈટો હોય છે. એક બાજુથી ઇલેક્ટ્રીકના કેબલ પર સ્ટેઈનલેસ સ્ટીલ હોય છે, અને તે રેડિયો માઈક્રોફોનને મળતું આવે છે. જે ભાગ પર દર્દ થાય છે, તેના પર તે મૂકવામાં આવે છે, અથવા હાથ કે પગ પાણીની

અંદર મૂકીને તેનો ડટ્ટો ધીમે ધીમે ચામડીથી અડધોક ઇંચ દૂર રાખીને આગળ પાછળ ફેરવવામાં આવે છે. જ્યારે તે યંત્ર ચાલુ કરવામાં આવે ત્યારે દર્દી ધીમો અવાજ સાંભળે છે.

ડો. એલ્ડસ આ બાબત સમજાવતાં કહે છે કે ડટ્ટાની અંદર એક મોટા બટનના કદનું પાસાદાર ક્વાર્ટ્ઝ છે. જ્યારે વીજળીક કરન્ટ વારાફરતી એ ક્રીસ્ટલમાંથી પસાર થાય છે, ત્યારે એ સેંકડની ૧,૦૦૦,૦૦૦ વાર ગતિએ સંકોચાય છે, અને ફૂલે છે. અને એ જ ગતિએ એ અવાજનાં મોજાં ઉદ્ભવે છે. આને 'પ્રાઈઝે ઇલેકટ્રીક' કહેવામાં આવે છે. આ અવાજના મોજાં હાથમાં, પગમાં કે વાંસામાં દાખલ થાય છે. અને દુઃખાવા તથા પીડામાંથી રાહત આપે છે. એ બે-એક ઇંચ સુધી ઊંડે અસર કરે છે.

આ અલ્ટ્રાસોનીક મોજાઓ ચામડી, સ્નાયુ, લોહી અને હાડકાંની અંદર પસાર થાય છે. પરંતુ હવા તેને અવરોધે છે. આથી જ હાથ પગ જેવા ઉંચાનીચા ભાગો શરીરમાં છે, તેની માવજત પાણીની અંદર રાખીને કરવી જોઈએ.

ઈ.સ. ૧૯૫૦ થી અમેરિકાએ અલ્ટ્રાસોનીકની સંશોધન બાબતમા આગળ પડતો ભાગ લીધો છે. ખુદ ડો. એલ્ડસે ત્રણ હજાર કરતાં વધુ દર્દીઓની અલ્ટ્રા સાઉન્ડ વડે સારવાર કરી છે. અને સરેરાશ પાંચમાંથી ચાર દર્દીઓ આ રીતની માવજતથી સારા થયા છે.

ન્યુયોર્કમાં આવેલી કોલંબીયા યુનિવર્સિટી મેડીકલ સ્કૂલમાં બીજા તબીબે એક નાદુરસ્ત હાથની અલ્ટ્રાસાઉન્ડ વડે સારવાર કરી હતી. તેમાં તેને સફળતા મળી હતી. ડોકટરો ધંધામા અલ્ટ્રાસોનીક ડ્રીલ વાપરે છે અને તેનો ઉપયોગ કરીને તેઓ જાણવા માગે છે કે સાદી ડ્રીલ કરતાં તે વધારે સરલ નીવડે છે કે નહિ?

એક ૫૩ વર્ષની વૃદ્ધાનો હાથ આર્થરાઈટીસથી પીડાતો હતો. એને લીધે તે પેન્સીલ કે ટુથબ્રસ પણ ઉચકી શકતી ન હતી. પરંતુ એણે જ્યારે લાંબો વખત અલ્ટ્રાસોનીકની સારવાર લીધી ત્યારે એ હાથનું દર્દ મટી ગયું.

એક ૪૭ વર્ષનો આધેડ આદમી આઠ વર્ષથી અર્થ-રાઈટીસની બીમારીથી રીબાતો હતો. સ્નાયુના સંકોચ અને દુઃખથી એ તદ્દન નરવશ બની ગયેલો. બધી જાણીતી સારવાર તેણે લીધી પરંતુ એ બધી નાકામીયાબ બની. અલ્ટ્રાસોનીકની સારવારે એના પર સુંદર અસર કરી. એક તબીબે અભિપ્રાય આપ્યો છે કે જતે દહાડે અલ્ટ્રાસોનીકની સારવાર એકસ-રે અને એન્ટીબાયોટીકનું સ્થાન લેશે.

આ પ્રમાણે અવાજોનાં મોજાંદ્વારા શાકભાજી પકાવી શકવાના, પાણીને સ્વચ્છ કરી શકવાના, અલ્ટ્રાસોનીક વોશીંગ નામના મશીન વડે ગંદા કપડામાંથી મેલ અલગ કરવાના, પોલાદની લાદ્દીની અંદરના ભાગોમાં રહેલી અદૃશ્ય ખામી-ઓને શોધી કાઢવાના, રંગો અને રસાયણોને મિશ્ર કરી

આપવાના, વાતાવરણને રજકણો અને ધુમાડાથી મુક્ત કરી શકવાના, એમ અનેક પ્રકારનાં કાર્યો કરવામાં વર્તમાન વિજ્ઞાન સફળ બન્યું છે. ધ્વનિ તરંગો વડે કરાતાં કાર્યોને લખવા બેસીએ તો તેનું એક આખું સ્વતંત્ર પુસ્તક લખાય. પરંતુ આ લખાણનો મુખ્ય ઉદ્દેશ તો પ્રાણીઓની શારીરિક સારવારમાં કેવી રીતે ઉપયોગી છે, તે બતાવવાનો નહિં હોતાં ધ્વનિતરંગોનો સ્પર્શ, શરીર કે અન્ય પદાર્થો પર વૈજ્ઞાનિક આવિષ્કારો દ્વારા ઉપયોગી બની શકતો હોવાથી શબ્દ એ પુદ્ગલ પદાર્થ (Matter) હોવાની જૈનદર્શનની માન્યતાને બુદ્ધિગમ્ય રીતે પણ સત્ય પુરવાર કરી આપવાનો છે. આ રીતે પદાર્થવિજ્ઞાન અંગે લખાતા આ પુસ્તકમાં જૈન-દર્શન કથિત કોઈ કોઈ હકીકતને બુદ્ધિગમ્ય બનાવવા માટે જ્યાં જ્યાં વિજ્ઞાન આવિષ્કારિત પ્રયોગોનું વર્ણન બતાવવામાં આવે ત્યાં ત્યાં વાચક મહોદયે વિષયાતર થઈ જવાનું નહિં માની લેવું જોઈએ.

આ પ્રમાણે વળી પણ વિવિધ રીતે શબ્દની પુદ્ગલતા સિદ્ધ થાય છે. ભીંત પરથી જેમ પથ્થર પછડાઈને પાછો પડે છે, તેમ કોઈ વિશાળ ઘુમ્મટવાળા મકાનમાં બોલાતો યા કરાતો આ શબ્દ પછડાઈને સામે તેનો પડઘો પડે છે.

બહુ પવનના તોફાનમાં શબ્દને પવનનો વ્યાઘાત લાગવાથી સ્પષ્ટપણે શ્રોત્રગ્રાહ્ય થઈ શકતો નથી.

નગારા ઉપર પૈસો મૂકીને દાંડી વડે નગારૂં વગાડતાં નગારા પટ થતો ધ્રુજારો પૈસાને ઉછાળે છે.

પાછળ થતા શબ્દ કરતાં સન્મુખનો શબ્દ વધુ સ્પષ્ટ-પણે સંભળાય છે. પ્રબળ શબ્દ આગળ મંદ શબ્દ દબાઈ જાય છે.

આ બધી હકીકતો શબ્દને પુદ્ગલના પરિણામ રૂપે જ હોવાનું સાબિત કરે છે.

અર્થાત્ શબ્દ એ પુદ્ગલ દ્રવ્યની એક અવસ્થા છે. શબ્દરૂપ પુદ્ગલ અવસ્થા બે પ્રકારે છે. (૧) વૈસ્રસિક અને (૨) પ્રાયોગિક.

કોઈપણ જીવના પ્રયત્ન વિના સ્વયં વિવિધ સ્કંધોના સંઘર્ષથી ઉત્પન્ન થતો શબ્દ, તે વૈસ્રસિક શબ્દ કહેવાય છે. જેમકે વર્ષાનો ગર્જારવ. જે શબ્દની ઉત્પત્તિ જીવના પ્રયત્નથી થાય છે, તે પ્રાયોગિક શબ્દ કહેવાય છે.

પ્રાયોગિક શબ્દ બે પ્રકારે છે (૧) અવ્યક્ત પ્રાયોગિક શબ્દ અને (૨) વ્યક્ત પ્રાયોગિક શબ્દ

જે શબ્દમાં અ–આ–ક–ખ આદિ વ્યંજન કે સ્વર સ્પષ્ટપણે ન સમજાય તે 'અવ્યકત પ્રાયોગિક' શબ્દ પાંચ પ્રકારે છે.

(૧) તત–ઢોલ વગેરેનો અવાજ. (૨) વિતત–વીણા આદિ તંતુ વાદ્યનો અવાજ. (૩) ઘન–ઘંટા આદિનો શબ્દ (૪) મોઢેથી અગર બીજી કોઈ રીતે પવન પૂરાઈને થતો શંખ, વાંસળી વગેરેનો શબ્દ. (૫) સંઘર્ષ–લાકડું અને કરવતના ઘસારાથી થતો શબ્દ. જે શબ્દમાંથી અક્ષર સાફ

માલૂમ પડે તેવા વ્યવહાર માટે બોલાતા ભાષાત્મક શબ્દને 'વ્યક્ત પ્રાયોગિક' શબ્દ કહે છે. તેના નીચે મુજબ ભેદો પડે છે.

(૧) અક્ષર–પ્રાણીઓના કંઠ–તાળવું–મસ્તક–હોઠ આદિ સ્થાનોમાં અથડાઈને 'क' વગેરે વિવિધ ઉચ્ચારો થાય છે તે.

(૨) શબ્દ–અર્થ પ્રતિપાદક અક્ષર સમૂહનું ઉચ્ચારણ.

(૩) પદ–વાક્ય રચના સ્વરૂપે અર્થ પ્રતિપાદક અક્ષર-સમૂહનું ઉચ્ચારણ.

(૪) વાક્ય–એક કે ઘણા પદો મળીને બોલનારનો અભિપ્રાય સમજાવી શકે તેવો પદસમૂહ.

(૫) ભાષા–વાક્યોનો સમૂહ.

વળી શબ્દ એટલે અવાજ, ધ્વનિ, નાદ તે સચિત્ત, અચિત્ત અને મિશ્ર એમ ત્રણ પ્રકારે પણ કહી શકાય. જીવ, મુખ વડે બોલે તે સચિત્ત શબ્દ છે. જડ વસ્તુઓના પરસ્પર અથડાવાથી થયેલ તે અચિત્ત શબ્દ છે. અને જીવ પ્રયત્ન વડે વાગતાં ભુંગળ આદિનો અવાજ તે મિશ્ર શબ્દ છે.

જૈનેતર દર્શનકારોએ શબ્દને એક પુદ્દગલપર્યાય તરીકે નહિં સ્વીકારતાં આકાશના ગુણ તરીકે બતાવ્યો છે. ત્યારે જૈનદર્શને શબ્દને પુદ્દગલના ગુણ તરીકે બતાવી આકાશમાં ભરપુર પુદ્દગલપરમાણુઓના પર્યાય ( અવસ્થા )રૂપે

યુક્તિદ્વારા પોતાના ન્યાયગ્રંથોમાં સિદ્ધ કરી બતાવ્યો છે. તે વિષયમાં આધુનિક વિજ્ઞાને પણ શબ્દને પરમાણુઓની એક અવસ્થા સ્વરૂપે સ્વીકારી તેને યંત્રો દ્વારા સંગ્રહિત કરી, ટેલિગ્રાફ આદિ દ્વારા હજારો માઈલ દૂર પહોંચાડવાના પ્રયોગોમાં સફળતા પ્રાપ્ત કરી, શબ્દ અંગેની જૈનદર્શન પ્રરૂપિત, અનાદિ અને અચલ માન્યતાને સત્ય સ્વરૂપે પુરવાર કરી આપી છે.

એવી રીતે અંધકાર અને પ્રકાશના સંબંધમાં પણ જૈનદર્શન સ્પષ્ટ રીતે કહેતું આવ્યું છે કે તે પણ પુદ્ગલની જ એક અવસ્થા છે. અર્થાત્ અંધકાર અને પ્રકાશ તે પુદ્ગલ સ્વરૂપ જ છે.

સાધારણતઃ વિચારકોની માન્યતામાં અંધકાર એ પ્રકાશના અભાવ સ્વરૂપ છે. પરંતુ જૈનદર્શનમાં અંધકારના લક્ષણની વ્યાખ્યા.

'दृष्टि प्रतिवन्ध कारणं च प्रकाश विरोधी.'

એ પ્રમાણે કરી છે. અર્થાત્ અંધકાર એ વસ્તુને જોવામાં બાધાકારી અને પ્રકાશવિરોધી એવા પુદ્ગલસમૂહોની એક અવસ્થા સ્વરૂપ જ છે.

જૈન સિદ્ધાત દીપિકા પ્રકાશ–૧, સૂત્ર–૧૨ની ટીકામાં બતાવ્યું છે કે,

कृष्णवर्ण वहुलः पुद्गल परिणाम विशेषः तमः

અર્થાત્ 'કૃષ્ણ વર્ણ બહુલ પુદ્ગલનો પરિણામ વિશેષ'

તે જ અંધકાર છે. અંધકાર એ પ્રકાશનું પ્રતિપક્ષી છે અને વસ્તુની અદશ્યતાનું કારણ છે. અંધકારમાં વસ્તુઓ દેખી શકાતી નથી. કારણ કે વસ્તુનું રૂપ તે અંધકારના પરમાણુ સમૂહથી આચ્છાદિત બની જાય છે. જેમ આંખની ઉપર મોટા કપડાનો પાટો આવી જવાથી પદાર્થ દેખી શકાતો નથી, તેવી રીતે અંધકારમાં પણ પદાર્થ દેખી શકાતો નહિ હોવાથી કપડાની માફક અંધકારને પણ પુદ્ગલના પરિણામ રૂપે સમજવું જોઈએ. અંધકારસ્વરૂપ પુદ્ગલસમૂહ પર સૂર્ય–દીપક–અગ્નિ આદિનાં પ્રકાશ કિરણો ફેલાઈ રહે છે ત્યારે અંધકારનાં અણુઓ અન્ય વસ્તુઓના રૂપને પોતાની શ્યામતા દ્વારા આચ્છાદિત કરી શકતાં નથી; જેથી પ્રાણીઓ વસ્તુ-ઓને જોઈ શકે છે.

આધુનિક વિજ્ઞાન પણ અંધકારને અભાવાત્મક અર્થાત્ પ્રકાશના અભાવસ્વરૂપે નહિ માનતાં તેનું સ્વતંત્ર અસ્તિત્વ માને છે. વિજ્ઞાન કહે છે કે, ‘વિશ્વના તમામ પદાર્થોની માફક અંધકારમાં પણ તાપ કિરણો હોય છે. પણ એ એટલા બધાં સૂક્ષ્મ હોય છે કે તે જોવામાં આપણી ચક્ષુઓ અશક્ત છે. ઘુવડ અને બિલાડીની આંખો તથા ફોટોગ્રાફી પ્લેટ્સ જ તે તાપકિરણોથી પ્રભાવિત બની શકે છે.’ આ રીતે વૈજ્ઞાનિક વિદ્વાનોએ પણ અંધકારના દશ્યને પ્રકાશથી ભિન્ન એવા પુદ્ગલપર્યાયના અસ્તિત્વ સ્વરૂપે સ્વીકાર્યું છે. આ ઉપરથી પણ દૃષ્ટિપ્રતિઘાતના કારણરૂપ અંધકાર, તે પુદ્ગલપર્યાયના જ અસ્તિત્વ સ્વરૂપે હોવાની જૈનદર્શનની માન્યતા સત્ય જ

છે. અંધારાનો પડદો પાતળો હોય તો નજીકની ચીજો ઝાંખી દેખાય છે. પરંતુ દૂરની વસ્તુ જોવામાં વચ્ચે અંધારાનો જાડો પડદો આડો આવી જવાથી તે વસ્તુ જરા પણ દેખાતી નથી. માટે અંધારૂ એ પુદ્ગલરૂપ છે. સૂર્ય કે ચંદ્રાદિના પ્રકાશને લીધે વિશ્વમાં ભરેલાં પુદ્ગલોનો તેજસ્વી પરિણામ થાય છે, અને દરેક પુદ્ગલ ચમકે છે. એ પ્રકાશના જવાથી પુદ્ગલોનો જથ્થો કાળા પરિણામને પામે છે. તે જથ્થાનું નામ જ અંધારૂં છે. તેનો રંગ કાળો દેખાય છે. તેનો ગંધ–રસ–સ્પર્શ તે અવ્યક્ત હોય છે. 'પ્રકાશનો અભાવ' તે અંધારૂં છે, એ જાતની નૈયાયિકાદિકોની માન્યતા અવૈજ્ઞાનિક છે. અંધકારના પુદ્ગલો ઔષધ તરીકે પણ મદદ કરતા હોય છે. માટે અંધારૂં એ કાળા રંગે પરિણમેલા પુદ્ગલ અણુઓનો જ જથ્થો છે. સૂર્ય–દીપક–અગ્નિ આદિ પ્રકાશક પદાર્થોનો કિરણપ્રવાહ તે પ્રકાશકોમાંથી અનુક્રમે નીકળતા પ્રકાશકિરણો સાથે જ્યાં સુધી સંબંધિત રહે છે, ત્યાં સુધી તે પ્રકાશિત રહી અન્ય પદાર્થના રૂપને જોવામાં ચક્ષુધારક પ્રાણીઓને સહાયક બને છે. પરંતુ પ્રકાશક પદાર્થ દૂર હટી જાય છે, અથવા તેના આડે કોઈ આવરણ આવી જાય છે, ત્યારે આવરણ આવી ગયાના પહેલાંનાં પ્રસરિત કિરણ અણુઓનું, અંધકાર અણુઓમાં પરિવર્તન થઈ જાય છે. એટલે પ્રસરિત કિરણ અણુઓ નષ્ટ થતાં નથી. પણ, પ્રકાશસ્વરૂપ પુદ્ગલ પર્યાયમાંથી પલટો પામી અંધકારસ્વરૂપ પુદ્ગલપર્યાયને પામતાં હોવાથી પદાર્થના રૂપને જોવામાં પ્રાણીઓને સહાયક બની શકતાં નથી.

શબ્દ અને અંધકારની માફક છાયા પ્રતિબિંબને પણ

જૈનદર્શનમાં પુદ્ગલપર્યાય રૂપે બતાવેલ છે. પ્રકાશનું જે આવરણ તેને છાયા યા પ્રતિબિંબ કહેવાય છે, આ છાયા તે શીતસ્પર્શી હોવાથી પુદ્ગલના પરિણામરૂપે સાબિત થાય છે. ગ્રીષ્મ ઋતુના પ્રચંડ તાપમાં ચાલતો મુસાફર શીતલતા મેળવવા માટે વૃક્ષાદિની છાયાનો જ આશ્રય લે છે. ધોમધખતા ઉનાળાના મધ્યાહ્ન સમયે પણ મુસાફરી કરનાર મુસાફરોને શીતલ છાયા દ્વારા શીતલતાનો અનુભવ કરાવવા માટે મોટી મોટી સડકો ઉપર સડકની બન્ને બાજુએ વૃક્ષોની લાઈનો રોપાય છે, અને વૃદ્ધિ પામેલ વૃક્ષોની છાયામાં ચાલતો મુસાફર ભીષણ તાપની વર્ષા સમયે પણ શીતલતા અનુભવે છે. માટે શીતસ્પર્શ અર્પનાર છાયા પણ પુદ્ગલ સ્વરૂપ જ છે.

છાયાના સ્વરૂપને અતિ વિસ્તૃતપણે સમજાવતાં જૈનદર્શન કહે છે કે, 'સર્વ પ્રકારની ઈન્દ્રિયગમ્ય સ્થૂલ વસ્તુ તે ચય અને અપચય સ્વભાવવાળી અને કિરણોવાળી છે. કિરણો એ જ છાયાપુદ્ગલો કહેવાય છે અને તેનો પ્રત્યક્ષ–સિદ્ધ છાયાપુદ્ગલો તરીકે વ્યવહાર થાય છે. કારણ કે સર્વ સ્થૂલવસ્તુઓની છાયા હોય છે અને તે પ્રત્યક્ષથી બધા પ્રાણીઓને વિદિત છે. બીજું જો સ્થૂલ વસ્તુ કોઈ વસ્તુને અન્તરે રહેલી હોય તો તેનાં કિરણો આરિસા વગેરેમાં પડતાં નથી. તેથી તે વસ્તુ તેમાં દેખાતી નથી. માટે જણાય છે કે છાયા પુદ્ગલો તે તે સામગ્રીના વશથી વિચિત્ર પરિણામ પામવાના સ્વભાવવાળાં છે.' તે આ પ્રમાણે—

તે છાયા પુદ્‌ગલો દિવસે અભાસ્વર (અન્યને પ્રકાશિત નહિ કરનાર) વસ્તુમાં પડેલાં હોય તો તે સ્વસંબંધી દ્રવ્યની આકૃતિને ધારણ કરતાં શ્યામ રૂપે (કંઈક કૃષ્ણ રૂપે) પરિણત થાય છે. અને રાત્રે કૃષ્ણ રૂપે પરિણત થાય છે. આ વાત, દિવસે જ્યારે સૂર્યનાં કિરણો પ્રસરે છે ત્યારે, અને રાત્રે ચન્દ્રના પ્રકાશમાં પ્રત્યક્ષ સિદ્ધ છે. તે છાયા પુદ્‌ગલો આરિસાદિ ભાસ્વર (અન્યને પ્રકાશિત કરનાર) દ્રવ્યોમાં પ્રતિબિંબિત થયેલાં સ્વસંબંધી દ્રવ્યના આકારને ધારણ કરતા તથા સ્વસંબંધી દ્રવ્યમાં કૃષ્ણ–નીલ–શુકલ કે પીત, જેવા પ્રકારનો વર્ણ હોય તેવા રૂપે પરિણમે છે, અને તેઓની આરિસા વગેરેમાં ઉપલબ્ધિ થાય છે, એ પ્રત્યક્ષ સિદ્ધ છે: જે વસ્તુનાં છાયા પુદ્‌ગલો આરિસામાં સંક્રમીને પોતાના(અર્થાત્ વસ્તુના) વર્ણરૂપે અને આકારરૂપે પરિણમે છે, તે જ વસ્તુની તેમાં ઉપલબ્ધિ થાય છે, તો પણ તે પુદ્‌ગલો પ્રતિબિંબશબ્દ વાચ્ય છે. આ ઉપરથી સમજાય છે કે અભાસ્વર પદાર્થમાં પડેલી છાયા તે દિવસે કંઈક કૃષ્ણ રૂપે અને રાત્રિએ કૃષ્ણ રૂપે હોય છે. અને ભાસ્વર પદાર્થમાં પડેલી છાયા તે વસ્તુના પોતાના જ વર્ણ જેવી હોય છે. જે આરિસાદિમાં વસ્તુનાં છાયા પુદ્‌ગલો સંક્રાન્ત થાય છે તે આરિસાદિમાં જ તે વસ્તુની ઉપલબ્ધિ (પ્રત્યક્ષતા) થાય છે, બીજામાં થતી નથી. કોઈને અંતરે ન હોય અથવા અતિ દૂર ન હોય એવાં જ સ્થૂલ દ્રવ્યોનાં કિરણો આરિસા વગેરેમાં સંક્રાન્ત થાય છે.

આજે તો અતિ દૂર અને અન્ય પદાર્થોના અંતરે

રહેલ પદાર્થોને પણ તદ્દાકારે અને તદ્દવર્ણી સ્વરૂપે વૈજ્ઞાનિક પ્રયોગ દ્વારા પિંડિત બનાવી તેના પ્રતિબિંબ યા છાયાને જોઈ શકાય એ રીતની વૈજ્ઞાનિક શોધ થયેલી છે. જે ટેલિ-વિઝન નામે ઓળખાય છે. મનુષ્ય પોતાના ઘરમાં આરામથી બેઠો બેઠો પણ આ ટેલિવિઝન વડે દૂર દૂરના ગાયક અભિ-નેતાઓના ગાયન સાંભળે છે, નાચ દેખે છે, ચહેરા દેખે છે અને તેઓના અભિનય અને હાવભાવને હુબહુ નિહાળે છે. આ દૂરવીક્ષણ એ બહુ જટિલ કામ છે. એમા અભિનેતાના પ્રતિબિંબનાં લાખો રૂપકો બને છે, આકાશમાં ફેલાય છે, સંગ્રાહક યંત્ર વડે પુનઃ જોડાય છે, અને અસલી પ્રતિબિંબ રૂપે રજુ થાય છે. એ રીતે પ્રતિબિંબના રૂપકો–ખંડો ફેલાય છે, અને પુનઃ જોડાય છે, એની વચ્ચે તે અનેક સંસ્કારો માંથી પસાર થાય છે. આ રીતે પ્રતિબિંબ ઉપર વિવિધ સસ્કારો થઈ શકતા હોવાથી પ્રતિબિંબ એ, પુદ્ગલ પરમાણુ-ઓની જ એક અવસ્થા હોવાનું આ ટેલિવિઝન દ્વારા સિદ્ધ થાય છે. કેમેરાની પ્લેટ ઉપર ફોટો ખેંચાવનારનું પ્રતિબિંબ સંગ્રહિત બની રહે છે, તે પણ પ્રતિબિંબની પુદ્ગલતા સાબિત કરે છે. પ્રતિબિંબ એ એક પદાર્થ ન હોત તો ટેલિવિઝન વડે તેના ઉપર વિવિધ સંસ્કારો થઈ શકત નહિ. અને કેમેરા દ્વારા તેને સંગ્રહિત કરી શકાત નહિ.

જૈનદર્શન કહે છે કે, બાદરપરિણામી પુદ્ગલ સ્કંધો-માંથી પ્રતિસમય જળના ફુવારાની માફક આઠસ્પર્શી પુદ્-ગલ સ્કંધોનું વહન ચાલુ જ રહે છે. તે એટલા બધા સૂક્ષ્મ

હોય છે કે આપણે તેને જોઈ શકતા નથી. તો પણ તે પુદ્ગલ સ્કંધોનો સમુદાય, પ્રકાશાદિના નિમિત્ત દ્વારા અગર કોઈ વૈજ્ઞાનિક પ્રયોગો દ્વારા તદાકાર પિંડિત થઈ જાય છે, ત્યારે આપણે તેને જોઈ શકીએ છીએ અને તેને છાયા યા પ્રતિબિંબના નામે ઓળખીએ છીએ. પ્રતિબિંબ યા છાયા–સ્વરૂપે પિંડિત બની રહેલ અને પિંડિત થયા પહેલાં ફુવારાની ધારની માફક છૂટા છુટા વહી રહેલ તે સૂક્ષ્મ પુદ્ગલ સ્કંધોની પ્રાણીઓ ઉપર સારી યા નરસી અસર થઈ શકતી હોવાથી પણ તે પુદ્ગલસ્વરૂપ હોવાનું નક્કી થાય છે.

પદાર્થમાંથી ફુવારાની માફક વહેતા સૂક્ષ્મ પુદ્ગલ સ્કંધોને કોઈક લોકો ઓજસ–આભા–પણ કહે છે. અંગ્રેજીમાં તેને મેગ્નેટીઝમ અથવા મેગ્નેટીક ફ્લ્યુડ કહે છે. તે વિશ્વના સ્થૂલ પરિણામી પદાર્થોમાંથી નજરે ન દેખાય તેવું પાણી યા વીજળી જેવું વહેતું સૂક્ષ્મ દ્રવ્ય છે.

કેટલીક વસ્તુઓમાંથી વહેતા એ દ્રવ્યને આપણે આપણી સુંઘવાની ઇંદ્રિયથી જાણી શકીએ છીએ. કપુર અને હિંગ તે આપણાથી દસ હાથ છેટે પડયાં હોય તો પણ તેમાંથી વહેતા દ્રવ્યના ગુણથી નાક વડે આપણે તેને જાણી શકીએ છીએ. આવી રીતે લાકડું, લોઢું, પથ્થર ગમે તે વસ્તુમાંથી દ્રવ્ય તો નીકળ્યા જ કરે છે. પણ તે દ્રવ્યની સુગંધને આપણું નાક જાણી શકતું નથી. માટલામાં ભરેલી સાકરને આપણું નાક ન જાણી શકે, પણ કીડીનું નાક જાણી લે છે. આવી રીતે માણસ, ઘોડો, ગાય, બિલાડી, કૂતરો, પોપટ અને

જંતુઓ વગેરેમાંથી સૂક્ષ્મ અણુઓ વહે છે. એક માઈલ દૂર હોવા છતાં સિંહનું નાક, ઘોડા–હાથી અને માણુસને જાણી શકે છે. પ્રાણીઓના શરીર તથા પદાર્થમાંથી નીકળતું આ દ્રવ્ય તેની જાતી પ્રમાણે વિવિધ ગુણધર્મવાળું હોય છે. કપુરમાંથી નીકળતું દ્રવ્ય આપણા મનને પ્રસન્નતા ઉપજાવે છે. કેટલાક વૃક્ષોમાંથી (જેમ કે લીમડો) વહેતા દ્રવ્યના સત્ત્વના ગુણુથી માણુસનું આરોગ્ય વધે છે. અને કેટલાક વૃક્ષોથી (જેમ કે આમલી) વહેતા દ્રવ્યથી માણુસનું આરોગ્ય કથળી જાય છે. એક માંદા માણુસને લીંબડાના ઝાડ નીચે સુવા બેસવાનું રાખેલ, તે માણુસ થોડા જ મહિનામાં નિરોગી થઈ ગયો. અને એક તંદુરસ્ત માણુસને આમલીના ઝાડ નીચે સુવા બેસવાનું રાખ્યું ત્યારે તે થોડા જ મહિના-માં બિમાર થઈ ગયો. તે પ્રમાણે મનુષ્યના શરીરમાંથી વહેતા દ્રવ્યના ગુણ તે મનુષ્યના સ્વભાવ પ્રમાણે જુદા જુદા હોય છે. તમોગુણુવાળા મનુષ્યના શરીરમાંથી વહેતા આ સૂક્ષ્મ દ્રવ્યનો ગુણ, તમસને ઉત્પન્ન કરે છે. રજોગુણુવાળા મનુષ્યોના શરીરમાંથી વહેતા દ્રવ્યનો ગુણ, રજસ ઉત્પન્ન કરે છે. અને સત્ત્વગુણુવાળા મનુષ્યના શરીરમાંથી વહેતા દ્રવ્યનો ગુણ, સત્ત્વ ઉત્પન્ન કરે છે. તેથી જ સત્‌સંગનો મહિમા ગવાયો

પ્રસિદ્ધ વિચારક શ્રી ગણેશદત્ત ગૌડના કથન

દરેક માનવીના શરીરમાંથી છૂટતી આભા–તેજ–તે રંગ–ઉપરંગી હોય છે. પરોપકારી માનવીના વહેતી પ્રભા ઉજળી હોય છે. ઈર્ષાળુ સ્વભાવીની પ્રભાનો રંગ મેઘ જેવો શ્યામ

હોય છે કે આપણે તેને જોઈ શકતા નથી. તો પણ તે પુદ્ગલ સ્કંધોનો સમુદાય, પ્રકાશાદિના નિમિત્ત દ્વારા અગર કોઈ વૈજ્ઞાનિક પ્રયોગો દ્વારા તદાકાર પિંડિત થઈ જાય છે, ત્યારે આપણે તેને જોઈ શકીએ છીએ અને તેને છાયા યા પ્રતિબિંબના નામે ઓળખીએ છીએ. પ્રતિબિંબ યા છાયા–સ્વરૂપે પિંડિત બની રહેલ અને પિંડિત થયા પહેલાં ફુવારાની ધારની માફક છૂટા છુટા વહી રહેલ તે સૂક્ષ્મ પુદ્ગલ સ્કંધોની પ્રાણીઓ ઉપર સારી યા નરસી અસર થઈ શકતી હોવાથી પણ તે પુદ્ગલસ્વરૂપ હોવાનું નક્કી થાય છે.

પદાર્થમાંથી ફુવારાની માફક વહેતા સૂક્ષ્મ પુદ્ગલ સ્કંધોને કોઈક લોકો ઓજસ–આભા–પણ કહે છે. અંગ્રેજીમાં તેને મેગ્નેટીઝમ અથવા મેગ્નેટીક ફ્લ્યુડ કહે છે. તે વિશ્વના સ્થૂલ પરિણામી પદાર્થોમાંથી નજરે ન દેખાય તેવું પાણી યા વીજળી જેવું વહેતું સૂક્ષ્મ દ્રવ્ય છે.

કેટલીક વસ્તુઓમાંથી વહેતા એ દ્રવ્યને આપણે આપણી સુંઘવાની ઇંદ્રિયથી જાણી શકીએ છીએ. કપુર અને હિંગ તે આપણાથી દસ હાથ છેટે પડયાં હોય તો પણ તેમાંથી વહેતા દ્રવ્યના ગુણથી નાક વડે આપણે તેને જાણી શકીએ છીએ. આવી રીતે લાકડું, લોઢું, પથ્થર ગમે તે વસ્તુમાંથી દ્રવ્ય તો નીકળ્યા જ કરે છે. પણ તે દ્રવ્યની સુગંધને આપણું નાક જાણી શકતું નથી. માટલામાં ભરેલી સાકરને આપણું નાક ન જાણી શકે, પણ કીડીનું નાક જાણી લે છે. આવી રીતે માણસ, ઘોડો, ગાય, બિલાડી, કૂતરો, પોપટ અને

જંતુઓ વગેરેમાંથી સૂક્ષ્મ અણુઓ વહે છે. એક માઈલ દૂર હોવા છતાં સિંહનું નાક, ઘોડા-હાથી અને માણુસને જાણી શકે છે. પ્રાણીઓના શરીર તથા પદાર્થમાંથી નીકળતું આ દ્રવ્ય તેની જાતી પ્રમાણે વિવિધ ગુણધર્મવાળું હોય છે. કપુરમાંથી નીકળતું દ્રવ્ય આપણા મનને પ્રસન્નતા ઉપજાવે છે. કેટલાક વૃક્ષોમાંથી (જેમ કે લીમડો) વહેતા દ્રવ્યના સત્ત્વના ગુણથી માણુસનું આરોગ્ય વધે છે. અને કેટલાક વૃક્ષોથી (જેમ કે આમલી) વહેતા દ્રવ્યથી માણુસનું આરોગ્ય કથળી જાય છે. એક માંદા માણુસને લીંબડાના ઝાડ નીચે સુવા બેસવાનું રાખેલ, તે માણુસ થોડા જ મહિનામાં નિરોગી થઈ ગયો. અને એક તંદુરસ્ત માણુસને આમલીના ઝાડ નીચે સુવા બેસવાનું રાખ્યું ત્યારે તે થોડા જ મહિનામાં બિમાર થઈ ગયો. તે પ્રમાણે મનુષ્યના શરીરમાંથી વહેતા દ્રવ્યના ગુણ તે મનુષ્યના સ્વભાવ પ્રમાણે જુદા જુદા હોય છે. તમોગુણવાળા મનુષ્યના શરીરમાંથી વહેતા આ સૂક્ષ્મ દ્રવ્યનો ગુણ, તમસને ઉત્પન્ન કરે છે. રજોગુણવાળા મનુષ્યોના શરીરમાંથી વહેતા દ્રવ્યનો ગુણ, રજસ ઉત્પન્ન કરે છે. અને સત્ત્વગુણવાળા મનુષ્યના શરીરમાંથી વહેતા દ્રવ્યનો ગુણ, સત્ત્વ ઉત્પન્ન કરે છે. તેથી જ સત્સંગનો મહિમા ગવાયો છે.

પ્રસિદ્ધ વિચારક શ્રી ગણેશદત્ત ગૌડના કથન પ્રમાણે દરેક માનવીના શરીરમાંથી છૂટતી આભા-તેજ-તે અનેક રંગ-ઉપરંગી હોય છે. પરોપકારી માનવીના દેહમાંથી વહેતી પ્રભા ઉજળી હોય છે. ઈર્ષાળુ અર્થાત્ દ્વેષીલા સ્વભાવીની પ્રભાનો રંગ મેઘ જેવો શ્યામ હોય છે. ક્રોધી

માનવીના શરીરમાંથી વહેતી આભા-તેજ તે ઘેરા લાલ રંગની હોય છે. અને વિદ્વાન તથા બુદ્ધિશાલીઓના શરીરમાંથી વહેતું દ્રવ્ય તે પીળા રંગનું હોય છે. લોભી વૃત્તિવાળાનું નારંગી રંગનું, અપવિત્ર તથા દુષ્ટ સ્વભાવીનું વહેતું દ્રવ્ય ઘેરા રંગનું, અને ધાર્મિક ભાવનાવાળાનું દ્રવ્ય લીલા રંગનું હોય છે.

આયુર્વેદમાં અમુક ચેપી રોગીઓથી દૂર રહેવાનું કહેવામા આવ્યું છે, તેનું રહસ્ય પણ એજ છે કે રોગીના શરીરમાંથી નીકળતી આભાના અણુઓ, પાસે બેસેલાને અસર કરે છે.

મહાપુરુષના શરીરમાંથી વહેતા સૂક્ષ્મદ્રવ્યનો ગુણ, શુદ્ધ સત્ત્વગુણને ઉત્પન્ન કરનારો હોય છે. તેમના નેત્રમાંથી, હાથમાંથી, તેમ જ ચરણમાથી આ દ્રવ્ય અધિક પ્રમાણમાં વહે છે. તે કારણથી જ મહાપુરૂષને નમન કરીએ છીએ, ત્યારે તેમનો હાથ, આપણા મસ્તક ઉપર મૂકાવીએ છીએ.

અટકાવ આવેલ સ્ત્રીએ રાંધવું નહિ, કોઈ ચીજને અડવું નહિ, વગેરે નિયમો શાસ્ત્રમાં શા માટે છે? કારણ કે તેવી સ્ત્રીમાંથી નીકળતા દ્રવ્યનો ગુણ તમસ ઉત્પન્ન કરે છે. લોટ બાંધે ત્યારે તેની હથેલીમાંથી વહેતું દ્રવ્ય તે લોટને તમસગુણી બનાવે, અને જે માણસ ખાય તેને તમોગુણી વિચાર આવે. જૈનધર્મમાં પણ આપણા પૂર્વપુરૂષોએ આના અંગે નૈતિક મર્યાદા દર્શાવી છે. પૂ. શ્રી જીવવિજયજી મહારાજ કે

જેઓશ્રીએ સકલતીર્થ સ્તોત્રની રચના કરી છે, તે મહાપુરૂષે એક સ્તુતિમાં સ્પષ્ટ ઉપદેશ આપ્યો છે કે—

'ઋતુવંતી અડકે નહિ એ,
ન કરે ઘરનાં કામ તો;'

આથી એ સ્પષ્ટ છે કે માસિક ધર્મના સમયે સ્ત્રીઓએ હરેક પ્રકારની ઘરકામની પ્રવૃત્તિથી અલગ રહેવું. કોઈને સ્પર્શ ન થઈ જાય તે રીતે રહેવું. માસિક ધર્મને પ્રાપ્ત સ્ત્રીના પડછાયાથી વડી–પાપડમાં વિકૃતિ થવાના દાખલાઓ ઘણાઓને અનુભવસિદ્ધ છે.

પ્રાચિન લેખક 'પ્લીની' લખી ગયેલ છે કે 'માસિક ધર્મવાળી સ્ત્રીની હાજરીથી દારૂ ખોટો થઈ જતો હતો. ઝાડો પરનાં ફળ ખરી પડતાં હતાં. કાચા ફળ સુકાઈ જતાં હતાં. તથા ઝાડ વાંઝીઆં થઈ જતાં હતાં. વળી આરસીઓના કાચ ઝાંખા થઈ જતા હતા. ધારદાર હથિઆરો બૂઠાં થઈ જતાં હતાં. પિત્તળ ઉપર કાટ ચઢતો હતો.'

વિએના યુનિવર્સીટીના એક પ્રાધ્યાપક ડો. સીકીએ મેડીકલ રીવ્યુમાં એક વિસ્તારપૂર્વકની નોંધ આપતાં જાહેર કર્યું છે કે–'રજસ્વલા સ્ત્રીનો સ્પર્શ ચેતન–જીવંત સૃષ્ટિ ઉપર ખૂબ જ માઠી અસર કરે છે. તે અંગે તેઓશ્રી વધુ સ્પષ્ટતા કરતાં કહે છે કે આર્ત્તવદર્શનનું ઝેર રજસ્વલાના શ્વાસોચ્છ્વાસમાં નથી, પણ એના પરસેવામાં છે. જે લોહીના લાલ રજકણોમાં જોવા મળે છે. આ ઝેર, પસીનો અને રક્ત કણો દ્વારા બહાર આવે છે. અને એની વિશિષ્ટ સ્થિતિ તો

એ છે કે એ ઝેર શરીરમાં ૧૦૦ ડીગ્રીએ ઉકળતા પાણીમાં પણ નાશ પામતું નથી. ગરમીમાં રાખ્યા પછી કે પાણીમાં ઉકાળ્યા પછી પણ એની વનસ્પતિ સૃષ્ટિ ઉપર ઉગ્ર અસર કરવાની તાકાત જેમની તેમ જ જોવા મળે છે. શરીર સ્વાસ્થ્ય માટે આ ઝેર હાનીકારક છે. તેના સ્પર્શથી જીવનશક્તિનો ક્ષય થાય છે.'

રજસ્વલા સ્ત્રી અસ્પૃશ્ય શા માટે ગણાવી જોઈએ ? તેની આ એક વૈજ્ઞાનિક આવૃત્તિ છે. પ્રાચીન સંસ્કારને આ માહિતીથી ભારે પ્રમાણભૂત બળ મળે છે.

મુંબઈથી પ્રકાશિત 'નવનીત' ગુજરાતી ડાયજેસ્ટ (માસિક)ના સપ્ટેમ્બર ૧૯૬૨ ના અંકમાં 'મક્કા અને કાબા શિર્ષક લેખમાં તેના લેખકે જણાવ્યું હતું કે, 'મકકામાં રહેલ સંગેઅસવદ' નામે પથ્થર જે મુસલમાનોને પૂજનીય છે, તે મુસલમાનોની માન્યતાનુસાર પ્રથમ દૂધ જેવો સફેદ હતો. પરંતુ એક રજસ્વલા સ્ત્રીના સ્પર્શથી કાળો પડી ગયો હતો.'

ચંદન, તુલસી, લીમડો, વડ, પીપળો, આંબળા વગેરે તંદુરસ્તી માટે ઉપયોગી માન્યાં છે, તેની પાછળ પણ તે તે પદાર્થોમાંથી વહેતા પરમાણુનું તત્ત્વજ્ઞાન છે.

એક પાશ્ચાત્ય ડોકટરે ભારતમાં લીંબડાના ઝાડ જોઈ આશ્ચર્ય પામીને કહ્યું હતું કે, 'આ દેશમાં આવાં રોગનાશક વૃક્ષો હોવા છતાં, યુવકો અને બાળકોનું આવડું મોટું

મરણુ પ્રમાણુ જાણી મને આશ્ચર્ય સાથે દુઃખ પણુ થાય છે. તુલસી, પીપલો, વડ વગેરે વૃક્ષો પૂજવા પાછળનું રહસ્ય પણુ આ જ છે. નંગો પહેરવા પાછળનું મનોવિજ્ઞાન પણુ આ જ છે.

દરેક વસ્તુમાંથી વહેતો આ કિરણુસમૂહ એટલો બધો સૂક્ષ્માતિસૂક્ષ્મ હોય છે કે તે આપણી આંખે જોઈ શકાતો નથી. તો પણુ ઉપર જણુાવેલ દષ્ટાંતાનુસાર તેનાથી થતી સાનુકુળ યા પ્રતિકુળ અસરથી તેના અસ્તિત્ત્વની સાબિતી થાય છે.

મંદિરો તથા પ્રાણુપ્રતિષ્ઠા કરેલ મૂર્તિઓમાંથી વહેતો સૂક્ષ્મ અને અદશ્ય પ્રવાહુ તે મૂર્તિઓના દર્શકની માનસિક તથા શરીરિક શુદ્ધિમાં એટલો બધો અસરકારક છે કે સૂક્ષ્મ બુદ્ધિથી તેનો વિચાર કરવામાં આવે તો વૈજ્ઞાનિક દષ્ટિએ પણુ મંદિર અને પ્રાણુપ્રતિષ્ઠત પ્રતિમાઓ એ વિશ્વનાં અજોડ સેનેટરીયમ સિદ્ધ થાય છે. તે પ્રતિમાઓની જળ આદિ વડે થતી પૂજા, આરતિ વગેરે ક્રિયાઓમાં પણુ પરમાણુનું તત્ત્વજ્ઞાન ભરપુર છે.

જ્યાં અનેક આત્માઓ નિર્વાણુ પામ્યા હોય, જ્યાં અનેક સંયમી મહાપુરૂષો વિચર્યા હોય તે ભૂમિઓ તીર્થ—તરીકે વિખ્યાત પામી હોય છે. તે ભૂમિનાં દર્શન કરવા—દ્વારા આત્મસંતોષ અનુભવાય છે. તેમાં પણુ આ પરમાણુનું જ તત્ત્વજ્ઞાન છે. મહાપુરૂષો જ્યાં જ્યાં વિચરે છે, ત્યાં ત્યાં તેમના શરીરમાંથી વહેતી આભા, સૂક્ષ્મરૂપે પિંડિત બની રહે છે.

પુદ્ગલનો સ્વભાવ છે કે તે એક સ્થાનકે અસંખ્યાત વર્ષો સુધી તે તે સ્વરૂપે પણ રહી શકે છે. જેથી તે સ્થાનકે જનાર યાત્રિકને તે પરમાણુસમૂહના નિમિત્તદ્વારા આધ્યાત્મિક વિચારધારા ઉત્પન્ન થવા વડે પરમ ચિત્તસમાધિ અનુભવાય છે.

જૈનદર્શન કથિત બ્રહ્મચર્યની નવ વાડોમાં કહ્યું છે કે, 'જ્યાં સ્ત્રી બેઠી હોય તે આસને પુરૂષે બે ઘડી સુધી બેસવું નહિ જોઈએ.' આ કથનમાં પણ આસન પર બેઠેલ વ્યક્તિના શરીરમાંથી છૂટેલ અણુસમૂહનો સ્પર્શ જ માનસિક બ્રહ્મચર્યને હાનિકારક હોવાનું વિધાન છે.

આધુનિક વિજ્ઞાનથી પણ આ હકીકત સત્ય પૂરવાર થાય છે. કોઈ સ્થાને અમુક માલની ચોરી કરી પલાયન થઈ જનાર માણસના પલાયન થઈ ગયા બાદ તે સ્થાને તેની ઉપસ્થિતિ નહિં હોવા છતાં પણ તે જગ્યા ઉપરથી અમુક જાતના કેમેરા વડે પોલીસ ફોટો ખેંચે છે, તો હુબહુ તે માણસનો જ ફોટો કેમેરાની પ્લેટ ઉપર અંકિત થઈ જાય છે. પરંતુ તે જગ્યાએ અન્ય કોઈ માણસ પ્રવેશેલ ન હોય તો અમુક ટાઈમ સુધી જ આ ફોટો ખેંચવામાં ફલિભૂત થઈ શકાય છે.

પોતાના મકાનમાં સંતપુરૂષોનાં પગલાં કરાવવાનાં ભારતવાસીઓમાં જે રિવાજ છે, તેમાં પણ સંતપુરૂષોની પ્રતિછાયા સ્વરૂપે પિંડિત બની રહેલ અણુસમૂહથી થતા લાભનો જ હેતુ છે.

જે માનવીના દેહમાંથી પ્રતિસમય વહેતી અણુધારા યા પ્રતિછાયા, પવિત્ર યા શુભ છે તે માનવી સ્પૃશ્ય, અને જેની પ્રતિછાયા અપવિત્ર આ અશુભ છે, તે માનવી અસ્પૃશ્ય છે.

માનવીઓમાં છૂતાછૂતની માન્યતા તે માનવી પ્રત્યેની ઘૃણા નથી. પરંતુ પોતાની શુદ્ધિ સાચવી રાખવાના હેતુથી છે. મૃત માતાપિતાનાં શરીરને સ્પર્શ કર્યા બાદ પણ સ્નાન કરાય છે. સજાતીય રજસ્વલા સ્ત્રીનો પણ સ્પર્શ થઈ જાય તો સ્નાન કરાય છે. ડોકટરો પણ એક બીમારને સ્પર્શ કરી બીજા બીમારને જોવા પહેલાં હાથ ધોઈને દેખે છે. મલ-મૂત્રાદિને સ્પર્શ કર્યા બાદ પણ સ્નાન કરાય છે, યા હાથ ધોવાય છે. આ સર્વ વાતોથી સ્પષ્ટ થાય છે કે પોતાની શુદ્ધિ સાચવવા માટે છૂતાછૂતની માન્યતાને ગેરવ્યાજબી માનવામાં ભૂલ છે.

આજે આપણા ભારત દેશની એ દશા વર્તી રહી છે કે જે ભોજનપાનથી માનવના શરીરમાં રોગાદિ થાય છે, તેવાથી તો જનતાને દૂર રાખવાની કોશિષ કરાય છે. પરંતુ જે ભોજનપાનના સત્સંગથી આત્માના ગુણોમાં વિકાર પેદા થાય તેવા આહારપાણીના ઉપયોગથી જનતાને દૂર રાખવામાં ઉપેક્ષા સેવાય છે. આનું મુખ્ય કારણ એ છે કે વિશેષે કરીને આજે ભારતવાસીઓની સંસ્કૃતિ, આત્મતત્ત્વની સત્તામાં જ અવિશ્વાસુ અને સંદેહવાળી બની રહી છે.

ભોજનપાનના અનુસારે જ માનવની બુદ્ધિ બને છે.

શુદ્ધ ભોજનપાનથી ત્યાગભાવના અને અશુદ્ધ ભોજનપાનથી ભોગ ભાવના, સ્વાર્થભાવના, હિંસા, જૂઠ, ચોરી વ્યભિચાર આદિને પ્રોત્સાહન અને સંવર્ધન મળે છે. અને તેથી દેશમાં નૈતિક પતન થાય છે.

અસ્પૃશ્યતામાં ભોજનપાનની શુદ્ધિનું તત્ત્વ નિહિત રહે છે. માતા પિતાઓના રજોવીર્યનો સમ્બન્ધ અને મલ-મૂત્ર-ચર્મ-માંસ-મદિરા આદિના પરમાણુઓમાં રાતદિવસ રહેવા પૂર્વક તેમાં જ રાત દિવસ પ્રવૃત્તશીલ રહેવાથી શરીર અને આત્મા બન્નેમાં અમુક અપેક્ષાએ અશુદ્ધિ આવી જવાથી આત્મામાં શુદ્ધ ભાવોનો ઉદય હોઈ શકતો નથી. એવા અશુદ્ધ ભાવોદયથી મનુષ્યના શરીરમાંથી પ્રસરતી આભા તેના સંસર્ગમાં આવનારને પણ અશુદ્ધ ભાવોદયી બનાવે છે.

ધર્મ એ અવશ્ય આત્માની જ વસ્તુ છે. પરંતુ શરીરની સાથે આત્માનો અતિનિકટ સંબંધ છે. આત્મામાં કોઈ પણ વસ્તુના પ્રવેશ માટે દ્વારની જરૂરીયાત છે. આત્માનું દ્વાર શરીર છે. શરીરમાં થઈને જ આત્મામાં આત્માની દ્વારા કંઈ પણ ધારણ કરી શકાય છે. ધર્મનો અર્થ ધારણ કરવું થાય છે. માટે જયારે શરીર, ધર્મથી અનુરૂપ હોય ત્યારે જ આત્મા વડે ધર્મ નામની વસ્તુ ધારણ કરી શકાય છે. જો શરીરરૂપી દ્વાર અશુદ્ધ હોય તો તેમાં થઈને જે ચીજ આત્મામાં જાય છે, તે અશુદ્ધ અને અપવિત્ર બની જાય છે. અને તેથી આત્માને કોઈ પણ રીતે લાભદાયક થતી નથી. માટે માનવું પડે છે કે આત્માની શુદ્ધિ માટે શરીર શુદ્ધિની

જરૂરીઆત છે. અને શરીર શુદ્ધિના માટે આહારપાણી અને વ્યવસાયાદિની શુદ્ધિ પણ પરમ આવશ્યક છે.

પ્રસિદ્ધ ચિકિત્સક મહામહોપાધ્યાય સ્વ. ડૉકટર ગણનાથ સેને એક વખત કહ્યું હતું કે, 'સાત વર્ષ સુધી પંદર પંદર દિવસ લાગલગાટ કેરીની ઋતુમાં આંબાના ફૂલો પોતાના હાથની હથેલીઓમાં ઘસતા રહેવાથી તે હાથોમાં સર્પ ઉતારવાની શક્તિ પેદા થાય છે.'

આ ઉપરથી પણ સ્પષ્ટ સમજાય છે કે જે મનુષ્ય અશુચિ પદાર્થોથી જ પ્રતિસમય સંપર્કમાં રહેવા પૂર્વક વ્યવસાય કરે છે, તે વ્યવસાયથી જ ધનોપાર્જન કરવા વડે પોતાની આજીવિકા ચલાવે છે, તે મનુષ્યના શરીરમાંથી પ્રસરતી આભા, નિકટવર્તી મનુષ્યને સ્પર્શિત થવાથી તે મનુષ્યને શારીરિક યા માનસિક કેવી અસર કરે છે, તે બુદ્ધિવંત મનુષ્યો સહેજે સમજી શકે છે.

આ પ્રમાણે મનુષ્યના શરીર આદિ બાહ્ય સ્થૂલ પદાર્થમાંથી પ્રસરતી આભા-પ્રતિછાયા તે કેવી કેવી રીતે અનુગ્રહ અને ઉપઘાત કરવાના સ્વભાવવાળી છે? તે સહેજે સમજી શકાય તેવી હકીકત છે. અને તેનો સ્પર્શ અનુભવનાર વ્યક્તિને શારીરિક યા માનસિક લાભ નુકશાન થતો હોવાના હિસાબે તે છાયા-પ્રતિબિંબમાં પુદ્ગલપદાર્થપણું અવશ્ય સિદ્ધ થાય છે.

# પ્રકરણ ૬ ઠું

## આતપ-ઉદ્યોત-પ્રભા

શબ્દની માફક અંધકાર તથા છાયા (પ્રતિબિંબ) પણ પુદ્‌ગલસ્વરૂપ જ છે. તે અગાઉના પ્રકરણમાં વિચારાઈ ગયું છે. એવી રીતે આતપ, ઉદ્યોત અને પ્રભા સ્વરૂપે વર્તતો પ્રકાશ પણ પુદ્‌ગલની જ એક અવસ્થા છે. આ ત્રણ શબ્દો વિશેષે કરીને તો મારા ખ્યાલ પ્રમાણે જૈન સિદ્ધાંતોમાં જ દૃષ્ટિગોચર થાય છે. છતાં અન્ય સિદ્ધાંતોમાં યા વૈજ્ઞાનિક ક્ષેત્રોમાં તે શબ્દોનો ઉપયોગ હશે તો મને પૂરતો ખ્યાલ નથી. એટલે આતપ, ઉદ્યોત અને પ્રભા એ શું છે? તે તો તે તે સ્વરૂપના વિસ્તૃત વર્ણન સમયે સ્વયં ખ્યાલમાં આવી જશે.

અંધકાર, છાયા (પ્રતિબિંબ), આતપ, ઉદ્યોત અને પ્રભા, એ પાંચેનો સમાવેશ અંધકાર અને પ્રકાશ એ બે સ્વરૂપે પણ કરી શકાય. તેમાં છાયાનો સમાવેશ અંધકારમાં થઈ શકે અને આતપ, ઉદ્યોત તથા પ્રભા એ ત્રણે સ્વરૂપો વિવિધ રીતે વર્તતા પ્રકાશમાં જ હોઈ, તે ત્રણેને પ્રકાશ સ્વરૂપે કહી શકાય.

તેમાં પ્રથમ 'આતપ' એ કેવા અને કોના પ્રકાશસ્વરૂપ

છે ? અને તે પુદ્દગલઅવસ્થારૂપ હોવાનું કેવીરીતે સિદ્ધ થાય છે ? તે આ લેખમાં વિચારવાનું છે.

रविबिंबे उ जिअंगं, ताव–जुअं आयवाउ, नउ जलणे ।
जमुसिण–फासस्स तहिं, लोहिअ वण्णस्स उदउत्ति ॥

સૂર્યના બિંબને વિષે પૃથ્વીકાય પર્યાપ્તા જીવનું જે શરીર, તાપયુક્ત હોય–પોતે શીતળ છતાં ઉષ્ણ પ્રકાશ કરે, તે આતપ. અગ્નિના ઉષ્ણ પ્રકાશને આતપ ન કહેવાય. કારણ કે તેને ઉષ્ણ સ્પર્શ અને લાલ વર્ણનો ઉદય છે માટે.

સૂર્યનું વિમાન તે ગરમી ઉત્પન્ન કરનાર અતિ મૂલ્યવાન રત્નોનું બનેલું છે. આ રત્નો તે બાદરપર્યાપ્તા પૃથ્વીકાય જીવોના શરીર સ્વરૂપે છે. કેટલાક પાશ્ચાત્ય વિદ્વાનોના મત પ્રમાણે સૂર્ય એ હાઈડ્રોજનનો વિરાટ ગોળો છે. એ વાત જૈન સિદ્ધાન્ત મુજબ સત્ય નથી. કારણ કે સૂર્ય, ચંદ્ર, ગ્રહ, નક્ષત્ર અને તારા એ વૈમાનિક અર્થાત્ વિમાનમાં વસવાટ કરનાર દેવો છે. તે વિમાનો રત્નનાં બનેલાં હોવાથી પૃથ્વી પર તેનો પ્રકાશ ફેલાય છે. તેમાં સૂર્યના વિમાનમાંથી પ્રસરતા પ્રકાશને જૈનસિદ્ધાંતોમાં ‘ આતપ ’ સ્વરૂપે વર્ણવ્યો છે. આ ‘ આતપ ’સ્વરૂપ સૂર્યનોપ્રકાશ પૃથ્વીઉપર ઉષ્ણતા અર્પે છે. પરંતુ જે રત્નોમાંથી તે પ્રકાશ નીકળે છે, ત્યાં તેનો સ્પર્શ, શીત (ઠંડો) સ્વરૂપ છે. આ માટે જૈનસિદ્ધાંત કહે છે કે અમુક જીવોના શરીરમાં ‘-આતપ ’ નામે એક એવો પરિણામ ઉત્પન્ન થાય છે કે તેને આપણે સ્પર્શ કરીએ તો ઠંડો લાગે, પરંતુ તેમાંથી બહાર પડતાં કિરણો

દૂર દૂર ગરમ લાગે અને બીજી વસ્તુને પણ ગરમ કરી શકે છે. અગ્નિની માફક જેનો સ્પર્શ ગરમ હોય તેનો પ્રકાશ તો ગરમ હોય જ તે સ્વાભાવિક છે. પરંતુ આ 'આતપ' નામે પરિણામમાં તો ખૂબી એ છે કે, તે પરિણામ પામેલા શરીરનો સ્પર્શ શીત છે, અને પ્રકાશ ઉષ્ણ છે. આવો પરિણામ, જગતના બીજા કોઈ પ્રાણીઓના શરીરમાં નહિ હોતાં માત્ર સૂર્યના વિમાનની નીચે રહેલા બાદર પૃથ્વીકાયના જીવોને જ હોય છે. સૂર્યનું બિંબ જે આપણે જોઈએ છીએ તે સોના, લોઢા વગેરેની માફક એક જાતની પાર્થિવ રચના છે. અને તેમાં સૂર્ય નામની દેવજાતિ રહે છે. પરંતુ એ પાર્થિવ બિંબમા પૃથ્વીકાય જીવો ઉત્પન્ન થાય છે. અર્થાત્ એ બિંબ, અસંખ્ય પાર્થિવજીવોના શરીરના સમૂહરૂપ હોય છે. તેમાં મૂળ સ્થાને ગરમી નથી, પણ દૂર દૂર વધારે ને વધારે ગરમી હોય છે. જો કે આ એક વિચિત્ર હકીકત છે, પણ તે ખાસ જાણવા જેવી છે. સૂર્યનો તાપ આપણને ઉષ્ણ લાગે છે, પણ શાસ્ત્રકારો આપણને સમજાવે છે કે સૂર્ય પોતે એટલો ગરમ નથી. આ ઉપરથી સ્પષ્ટ સમજી શકાશે કે કયા સ્વરૂપે વર્તતા પ્રકાશને જૈન સિદ્ધાંતકારે 'આતપ' તરીકે ઓળખાવ્યો છે. હવે તે આતપસ્વરૂપ પ્રકાશ તે એક પદાર્થ અર્થાત્ મેટર સ્વરૂપે કેવીરીતે સાબિત થાય છે, તે વિચારવાનું છે.

એક વાત આધુનિક વૈજ્ઞાનિક ક્ષેત્રમાં પણ સિદ્ધ થઈ ચૂકી છે કે ગુણ તે પદાર્થને આશ્રિત જ હોય. પદાર્થ સિવાય

એકલો ગુણ રહી શકતો નથી. એટલે પ્રકાશ અને પ્રકાશક પદાર્થ, એ બન્ને કથંચિત્ અભિન્ન હોવાથી, તેને પદાર્થ સ્વરૂપે માનવો જ પડશે. વળી જૈનસિદ્ધાંત મુજબ પુદ્ગલ પદાર્થનું લક્ષણ તો વર્ણ, ગંધ, રસ, સ્પર્શ હોવાથી એ વર્ણાદિ ચારે યુક્ત 'આતપ' સ્વરૂપે વર્તતો સૂર્યના કિરણોનો પ્રકાશ, એ પુદ્ગલપદાર્થ તરીકે જ ઓળખાય.

સૂર્યનાં કિરણોમા સાત રંગ છે. તે સપ્તરંગી કિરણો, દરેક પ્રાણી (જીવ)ને સપ્તધાતુ રૂપે પ્રતિબિંબિત કરે છે. એ હકીકત નીચે મુજબ પ્રત્યક્ષ સત્યરૂપે બનેલી, બીના ઉપરથી સમજી શકાશે.

જાણીતા આંગ્લ તત્ત્વજ્ઞાની અને ભારતીય યોગવિદ્યાના ઉપાસક 'ડૉ. પોલબ્રન્ટન' ભારતમાં ભ્રમણ કરતાં કરતાં એક વખત કાશી પહોંચ્યા. અહિં એમનો સાક્ષાત્કાર પ્રસિદ્ધ યોગીરાજ, સ્વામી શ્રી વિશુદ્ધાનંદજી સાથે થયો. કોઈક ચમત્કાર બતાવવાની માગણી કરતાં યોગીરાજે તેમની જિજ્ઞાસા સંતોષવા તેમને બહાર સૂર્યના પ્રકાશમાં ઊભા રહેવાનું કહ્યું, 'શ્રી બ્રન્ટન' સૂર્યપ્રકાશમાં ઊભા રહ્યા. યોગીરાજે તેમને કહ્યું કે, 'આ સફેદ રૂમાલને સૂર્યના પ્રકાશમાં રાખો, અને પછી તમારી ઇચ્છા હોય તેવો રંગ તથા સુગંધની કલ્પના કરો, એટલે એ રંગ તથા સુગંધ રૂમાલમાં આવી જશે.' બ્રન્ટન સાહેબ નવાઈ પામી ગયા. તેમણે લીલો રંગ અને ગુલાબની સુગંધની ઇચ્છા કરી. તરત ચમત્કાર થયો. એ રૂમાલના એક ખૂણામાં લીલો રંગ દેખાયો અને

બીજા ખૂણામાંથી ગુલાબના ફૂલની સુગંધ આવવા લાગી. બ્રન્ટન આશ્ચર્ય પામી ગયા. પછી તેમણે રૂમાલના બીજા ખૂણાઓમાં પણ વિવિધ રંગ અને ગંધની ઇચ્છા કરી. અને તે પ્રમાણે રંગ તથા ગંધ આવ્યા પણ ખરા!

યોગીરાજે રૂમાલને સ્પર્શ કર્યા વિના જ પોતાના યોગબળે સૂર્યનાં કિરણોમાંથી રંગ તથા ગંધનું આકર્ષણ કર્યું હતું. અને એ રંગ તથા ગંધ અનેક દિવસો સુધી તે રૂમાલમાં રહ્યાં હતાં. શ્રી બ્રન્ટને પોતે અનુભવેલા આ ચમત્કારનું વર્ણન પોતાના જાણીતા ગ્રંથમાં કર્યું છે.

સૂર્યનાં કિરણો સફેદ પ્રકાશ પાડે છે, પણ એ પ્રકાશ ખરેખર સફેદ નથી. સાત રંગોનો એ મિશ્ર રંગ છે. એ હકીકત ત્રણસો વરસ પહેલાં બ્રિટિશ વિજ્ઞાની 'સર ન્યૂટને' સૂર્યકિરણોની આડે ત્રિપાર્શ્વ કાચ ધરીને પૂરવાર કરી આપી હતી. જાંબલી, ગળીનો રંગ, વાદળી રંગ, લીલો, પીળો, નારંગી અને રાતો એમ સાત જુદા જુદા રંગ સૂર્યકિરણોમાં હોય છે. વૈજ્ઞાનિકોએ સૂર્યના પ્રકાશની ગતિ સેકન્ડના ૧,૮૬૦૦૦માઈલની જણાવી છે. પણ પ્રયોગોએ પૂરવાર કર્યું છે, કે, કિરણોના સાતે રંગોની ગતિ સરખી હોવા છતાં એના પ્રકાશમોજાંની લંબાઈ (વેવલેન્થ) ઓછી-વધતી હોય છે. એક સેકન્ડ માટે માપ લેવાતાં આ ખબર પડી. અને એમાંથી વિજ્ઞાને નવી દિશા પકડી કે આમાંનો એક જ રંગ જુદો વાપરી શકાય કે નહિ?

વર્તમાન વિજ્ઞાને ખરેખર! એક અત્યંતતીવ્ર, એવું

પ્રકાશકિરણુ શોધ્યું છે કે, જે પ્રકાશકિરણુ જુદા જુદા વેવ-લેન્થના વિવિધાંગી પ્રકાશ કરતાં એક જ રંગના ચોક્કસ વેવલેન્થવાળા એકાંગી પ્રકાશનાં કિરણુને જુદાં પાડી તેને ખૂબ વિસ્તારીને તેમાં અસાધારણુ મજબૂતી અને તીવ્રતા આપે છે. આ રીતે એક જ રંગ વાપરનાર તીવ્ર પ્રકાશ-કિરણુનું નામ અંગ્રેજીમાં 'લેઝર' કિરણુ તરીકે ઓળખાય છે. એટલે આ 'લેઝર'ના આવિષ્કાર દ્વારા એકાંગી પ્રકાશ-કિરણુને જુદું પાડી તેનો ઉપયોગ કરવાની ઉપરોક્ત કાચ દ્વારા થતા, સૂર્યકિરણોના ઉપયોગની હકીકત, સત્ય ઠેરાવી છે.

પ્રાકૃતિક સારવારમાં એક એવો વિભાગ છે કે જેને 'સૂર્યચિકિત્સા' કહે છે. રગીન બાટલીઓમાં પાણી ભરી રાખી સૂર્ય કિરણો ભેગા કરવામાં આવે છે. એના દ્વારા કેટલાક રોગોની ચિકિત્સા થાય છે.

કોમોપેઠા યાને સૂરજની રોશની વાટે જુદી જુદી જાતના રંગો શરીરમાં પ્રવેશ કરાવી દરદો સાજાં કરવામાં આવે છે. એ વિદ્યા, કુદરતી અને સૂક્ષ્મ છે. ગમે તેવું એક દરદ કે વધારે દરદો સામટાં થાય છે, તે ચોક્કસ જાતનો રંગ, શરીરમાં કમતી અથવા વધારે થતો હોવાથી થાય છે. અને તે રંગ શરીરમાં પાછો પુરવાથી દરદો સાજાં થાય છે. જાતજાતની કાચોની શીશીમાં ચોકખું પાણી ભરી, સૂરજના તાપમાં તેને બેથી ત્રણુ કલાક મૂકી રાખવાથી જે રંગની તે શીશી હોય તે જાતનો રંગ, પાણીમાં સૂરજની ગરમીનાં

કિરણો અને પરમાણુઓ મારફતે આકર્ષાય છે. જેથી તે પાણી તે જાતના રંગનો ગુણ પોતામાં લે છે. દરદીને તે પાણી પાવાથી આરામ થાય છે. વળી ચોક્કસ શરીરના ભાગો પર કાચની કેબીન બનાવીને અથવા કાચના કટકા વડે દરદવાળા ભાગ પર તેવા રંગનું જ અજવાળું સૂર્યના તડકા મારફતે નાખવાથી દરદ સાજું થાય છે. ગરમી ઉત્પન્ન કરનારો રંગ જો શરીરમાં ઓછો થઈ જાય છે, તો માનવીને શરદીનું દરદ થાય છે. તેવે વખતે ગરમી ઉત્પન્ન કરનારા તે જાતના રંગનું પાણી, યાને તેવી રીતની રંગની બાટલીમાં સૂર્યનો તાપ દેખાડેલું સ્વચ્છ પાણી કે સૂર્યના તેવા રંગનાં કિરણો મારફતે શરદી દૂર થઈ શકે છે. તે જ પ્રમાણે શરદીનો રંગ કમતી થયે, માનવીને ગરમીનાં દરદો થાય છે. એ રીતે જુદી જુદી શારીરિક મુશ્કેલીમાં ઘણા રંગના કાચો વપરાય છે. પણ મુખ્ય તો ત્રણ છે.

(૧) બ્લુ રંગ–ઘણો જ ઠંડક આપનારો વીજળિક અસરવાળો અને અગન નરમ પાડનારો છે. તથા ગરમીનાં દરદો પર ઘણો અકસીર છે. જે જુદી જુદી રીતે વપરાય છે. ઘેરા રંગમાં લાલ રંગનું તત્વ આવે છે, જેથી કેટલાંક એવાં દરદો છે કે જેમાં ઠંડકની અસર સાથે સહેજ ગરમી પણ આપવાની જરૂર રહે છે, તેવે વખતે ઘેરો બ્લુરંગ વાપરવામાં આવે છે.

(૨) પીળો રંગ–ઝાડાની કબજીયાત મટાડવા માટે ઘણો જ અકસીર છે. એ જ પ્રમાણેઃ–

(૩) લાલરંગ—ઘણો ગરમી આપનારો છે. કુદરતમાં પ્રકાશની દરેક વસ્તુ તથા જમીન ઉપર ઉગતી દરેક વનસ્પતિ આપણી નજરને ઠંડક આપવા જ્યારે તે જન્મે છે, ત્યારે તેમાં બ્લુ તત્ત્વ વધારે હોવાથી રળીયામણી લાગે છે. અને જ્યારે તે નાશ પામે છે, ત્યારે સુકું થવા અગાઉ જ રતાશ પકડી લાલ રંગની સખ્ત ગરમીથી બળીને ભસ્મ થઈ જાય છે, એ દેખીતું છે. એક સાહુદત તરીકે જુઓ ! ખાવાનાં પાન કે જેને આપણે ખોરાક પાચન કરવા માટે ખાઈએ છીએ, તે દેખાવે રંગમાં તો લીલાં હોય છે, પણ તે માંહેથી જે રસ નીકળે છે, તે નારંગીઆ અથવા પીળા રંગનો હોય છે. હવે પીળો રગ હજીમયત અને ઝાડો લાવવા માટે છે. તે જ પ્રમાણે પાન પણ હજીયમત અને ઝાડો લાવે છે. એ પ્રમાણે જમીન પર ઉગતી ચીજો, સૂર્યનાં કિરણો માંહેલો જુદી જુદી જાતનો રંગ પોતામાં આકર્ષે છે. જેથી તે ચીજ તેવી જ જાતના ગુણો ધરાવે છે, અને તે પ્રમાણે તેનો વપરાશ થાય છે.

અર્થવેદમાં સૂર્ય અને તેની શક્તિનો ઉલ્લેખ છે. તેમાં કહ્યું છે કે સૂર્યમાં અનેક પ્રકારની શક્તિ રહેલી છે. આ શક્તિઓ સૂર્યનાં કિરણો દ્વારા કેટલીક વનસ્પતિઓમાં પ્રવેશે છે. એનાથી વનસ્પતિઓને અપૂર્વ બળ પ્રાપ્ત થાય છે. આ બળ, રોગનો નાશ કરવાની પ્રાણશક્તિ ધરાવે છે. વળી આ વેદમાં સૂર્યનાં કિરણોને શક્તિવાળાં પણ કહ્યાં છે. એટલે જો નગ્ન શરીર પર સૂર્યનાં કિરણોનો પ્રવેશ કરાવવામાં આવે તો

સૂર્યની શક્તિ આપણા શરીરમાં પ્રવેશ કરે છે. એ એક સિદ્ધ થયેલી વાત કહી શકાય છે.

આયુર્વેદમાં પણ સૂર્યસ્નાન અને સૂર્ય ચિકિત્સાના પ્રકારો વર્ણવેલા છે. સૂર્ય ચિકિત્સાનું આખું શાસ્ત્ર જ ભિન્ન છે. એમાં કઈ રીતે અને કેવા પ્રકારે સૂર્યનાં કિરણોનો શરીરમાં પ્રવેશ કરાવવો, કયા સમયે, કેવી રીતે, વગેરે બધું દર્શાવવામાં આવ્યું છે. સૂર્યનાં કિરણોની ચિકિત્સા દ્વારા સૂર્યનું બળ શરીરમાં દાખલ થાય છે, અને તેના પ્રભાવથી દુષ્ટરોગ તથા ચામડી અને શરીરના જે વિકારો હોય છે, તેનો નાશ થાય છે.

આ પ્રમાણે સૂર્યનું વિમાન, ગરમી ઉત્પન્ન કરનારા અતિ મૂલ્યવાન રત્નોનું બનેલું હોઈ, આ રત્નોનો પ્રકાશ ફેલાતાં પૃથ્વી ઉપર રહેલા જીવોમાં ઉત્સાહ વધે છે. વનસ્પતિ ખીલી ઊઠે છે. ધંધા રોજગાર ચાલુ થાય છે. એટલું જ નહિં પણ તે રત્નોના કિરણોદ્વારા હવા શુદ્ધ થાય છે. ગરમી મળે છે. ગંદકી દૂર થાય છે. સવારે દશ વાગ્યાના સુમારે વરાધવાળા બાળકને સૂર્યનો તડકો શરીર પર પડે તેમ કરવાથી, સૂર્યનો તડકો લોહીમાં ભળી, રક્તકણ અને શ્વેતકણ વધારે છે. જેથી શરીરમાં ચેતના પ્રગટે છે. અગ્નિ વધી પાચનક્રિયા વધે છે. લોહીમાં ઉષ્ણતા લાવે છે. જે કફના દોષને તોડવામાં સહાયભૂત બને છે. બળ, બુદ્ધિ અને આયુષ્ય વધારે છે.

આ સૂર્યનાં કિરણો અત્યંત ગરમ છે. તેનો તાપ

પણ બહુ જ ગરમ છે. તેના તાપથી ધરતી તથા સમુદ્રનું પાણી અત્યંત ગરમ થઈ જાય છે. ધરતીનો બાફ પણ ગરમ લાગે છે. વરાળ થઈને ઉડી જાય એટલું પાણી પણ ગરમ થઈ જાય છે. એટલે સૂર્યનાં કિરણો ઘણાં ગરમ છે. સૂર્યના કિરણોની એ ગરમીથી ભૂતકાળમાં ભારતભૂમિ પર લોકોપયોગી કેવા આવિષ્કારો વર્તતા હતા, અને અતિદીર્ઘ સમયના ભોગે તથા અઢળક ધનવ્યય દ્વારા આવિષ્કારિત આધુનિક વીજળીની ગરમીથી થતા લોકોપયોગી આવિષ્કારો કરતાં તે આવિષ્કારો કેવા અલ્પ ધન અને સમયના વ્યયવાળા હતા, તેનો ખ્યાલ તો આપણુને આપણો ભૂતકાળનો ઈતિહાસ સંગ્રહિત હોત તો જ આપણે સમજી શકત. નળ–દમયંતી ચરિત્રમાંથી મળતી સૂર્યપાક રસોઇની હકીકત તે એના એક દૃષ્ટાંત રૂપે છે.

પદાર્થ અંગેની કેટલીક હકીકતો એવી હોય છે કે સામાન્ય જનતાને તે બુદ્ધિગમ્ય થઇ શકતી નથી. એટલા માત્રથી બુદ્ધિગમ્ય ન થઈ શકે તેવી હકીકતો અસત્ય ગણાય એવો સિદ્ધાંત ઘડી શકાય નહિ. સામાન્ય માણુસની બુદ્ધિ જ્યાં પહોંચી શકે નહિ, એવા સ્વરૂપે અવસ્થાવંત પદાર્થ પણ હોઈ શકે છે.

વૈજ્ઞાનિકો દ્વારા ફોનોગ્રાફની રેકર્ડમાં શબ્દને સંગ્રહિત કરી રાખી શકવાના કે શબ્દના અણુને દૂર દૂર સુધી પહોંચાડી શકવાના આવિષ્કારો જ્યાં સુધી આધુનિક વૈજ્ઞાનિક ક્ષેત્રમાં થયા ન હતો ત્યાં સુધી ‘શબ્દ’ એ એક પદાર્થ

સ્વરૂપ છે, અને તેના વિવિધ પ્રયોગ દ્વારા વિવિધ પરિણમનો તેનાં થઈ શકે છે, એવી જૈનદર્શન કથિત હકીકતને જૈન-દર્શન સિવાયની સર્વ દુનિયા સત્ય સ્વરૂપે સ્વીકારતી ન હતી. પરંતુ વૈજ્ઞાનિક પ્રયોગો દ્વારા સિદ્ધ થયું ત્યારે તે જ માણસોને એમ લાગ્યું કે તે સ્વરૂપને સમજવામાં અમારી બુદ્ધિની શક્તિનો જ અભાવ હતો.

જૈનદર્શનમા પુદ્‌ગલપદાર્થ અંગેની ઘણી હકીકતો એવી છે કે જે હકીકત પહેલાં અમુક મર્યાદિત બુદ્ધિવતોને અસંગત લાગતી હતી, તેમાંની કેટલીયે હકીકતો આધુનિક વૈજ્ઞાનિક ક્ષેત્રમાં સત્ય પૂરવાર થઈ ચૂકી છે અને થતી રહે છે. એટલે જૈનદર્શનના પ્રણેતા શ્રી તીર્થંકર પરમાત્માઓ પૂર્ણજ્ઞાની (કેવળજ્ઞાની)હોઈ, વિશ્વના તમામ પદાર્થોની થતી વિવિધ રીતની ત્રિકાળ અવસ્થાઓને જાણી શકવાવાળા હોય છે, એ રીતની પૂર્ણશ્રદ્ધાવાળા વિશ્વના જે જે મનુષ્યો જ્યાં સુધી ન બને ત્યાં સુધી તે તે મનુષ્યો પદાર્થના વાસ્તવિક સ્વરૂપને સમજ્યા વિના સ્વોત્કર્ષ સાધી શકતા જ નથી. ભલે આ વાત કોઈ ન સ્વીકારે પણ વસ્તુસ્વભાવ તો જે જે રીતનો હશે તે તે રીતેજ રહેવાનો.

જે મનુષ્ય પોતાની બુદ્ધિરૂપ કસોટીએ શ્રી તીર્થંકર પરમાત્માનાં વચનોને કસવા પહેલાં શ્રી તીર્થંકર પરમાત્મા-ઓની વીતરાગતા અને સર્વજ્ઞતા સમજવાની કોશિષ કરે તે જ મનુષ્ય શ્રી તીર્થંકરપરમાત્માના વચનો પ્રત્યે શ્રદ્ધાવંત બની શકે છે. એ વાત ભૂલવી ન જોઈએ.

જૈન દર્શનમાં વર્ણવેલ આતપ સ્વરૂપ સૂર્યનો પ્રકાશ તે પુદ્‌ગલપદાર્થની એક અવસ્થા જ છે, તે હકીક્ત સૂર્યના કિરણોમાં રહેલ વર્ણાદિના અસ્તિત્વથી તથા તે કિરણો દ્વારા મનુષ્યો અને અન્ય પ્રાણીઓને થતી અનુકુળ યા પ્રતિકુળ અસરથી સ્વયં સત્ય ઠરે છે જૈનદર્શન સિવાય અન્ય કોઈ દર્શનકાર કે વૈજ્ઞાનિક, સૂર્યકિરણોના પ્રકાશને પદાર્થ સ્વરૂપે સમજી શક્યો નથી. તેનો ઉપયોગ તે સર્વે ભલે ગમે તે રીતે કરતા હોય, પરંતુ તે પ્રકાશ પદાર્થસ્વરૂપ છે, એવું કહેનાર એક જૈનદર્શન જ છે.

આ લેખમાં સૂર્યસ્નાનાદિ ચિકિત્સાનું વર્ણન, કોઈને તે ચિકિત્સા શીખવવાના હેતુથી નહિ કરતાં જૈન દર્શને કહેલ તેને પદાર્થ સ્વરૂપે સિદ્ધ કરી બતાવવા માટે જ દર્શાવ્યું છે. તે વાંચકવૃંદે ભૂલી જવું ન જોઈએ અને હવે પછી 'ઉદ્યોત' સ્વરૂપ ચંદ્રાદિકના કિરણોમાં પણ આવી જે હકીકત લખાય, તેમાં અમારો હેતુ તે તે કિરણોને પદાર્થસ્વરૂપે સિદ્ધ કરવાનો જ હશે એ પણ સમજી લેવું.

સૂર્યનાં કિરણોદ્વારા અષ્ટાપદ પર્વત ઉપર ચડી જઈ તીર્થયાત્રા કરનાર અને તે પર્વત ઉપર ચડવાને કોશિષ કરતા અને તપથી કૃષ થયેલા પંદરસો તાપસોને પ્રતિબોધ પમાડનાર પ્રભુ શ્રી મહાવીર દેવના પ્રથમ ગણધર શ્રી ગૌતમ સ્વામીની હકીકતથી કેટલાકને આશ્ચર્ય થાય છે કે સૂર્ય કિરણોને પકડી જ કેમ શકાય? પરંતુ યોગશક્તિથી કે અન્ય કોઈ વૈજ્ઞાનિક પ્રયોગથી એમ બને એમાં કંઈ આશ્ચર્ય જેવું

નથી. સને ૧૯૫૮ ના માર્ચ માસમાં અમેરિકાના ન્યૂયોર્ક શહેરમાં સૂર્યકિરણોથી ચાલતી મોટરનું પ્રદર્શન કરવામાં આવ્યું હતું. આ ગાડી ઉપર એક એવી મોટી બેટરી જોડવામાં આવી હતી કે જેમાં સૂર્ય કિરણો સ્થગિત થઈ તેની શક્તિ દ્વારા મોટરને ગતિ આપે. આ રીતે સૂર્યનાં કિરણો સ્થગિત કરવાના અને તેના દ્વારા વીજળી ઉત્પન્ન કરવાના પ્રયોગો સિદ્ધ કરવા માટે આધુનિક વૈજ્ઞાનિક ક્ષેત્રોમાં પણ પ્રયત્નો શરૂ થયા છે. તેમ છતાં સૂર્ય શું છે ? તેનાં કિરણો જ્યાંથી નીકળે છે તે સ્થાન શીતસ્પર્શી છે અને દૂર દૂર પ્રસરે છતે તે ઉષ્ણસ્પર્શી બને છે, એ હકીકત આધુનિક વિજ્ઞાન હજુ સમજી શક્યું નથી. વર્તમાન વૈજ્ઞાનિકો સમજી ન શકે તેથી કંઈ તે હકીકત અસત્ય ઠરતી નથી. કારણ કે સૂર્ય અંગેની આધુનિક વિજ્ઞાને કથિત ઘણી માન્યતાઓ હજુ જૈનદર્શન કથિત હકીકતથી ઘણી વિપરીત છે. ધીમે ધીમે તેમની તે માન્યતાઓ સદા એક સ્વરૂપે નહિં રહેતાં બદલતી જ રહે છે, એ જ તેમની માન્યતાને અપૂર્ણ ઠેરવે છે. તેમની તે માન્યતાઓનું વૈજ્ઞાનિક ક્ષેત્રમાં પણ કેવું પરિવર્તન થતું રહ્યું છે, તે હકીકત વિસ્તૃત રીતે લખતાં આ લેખ ઘણો લાંબો થઈ જાય. વળી અહિં તો આપણે સૂર્યકિરણોના પ્રકાશને પદાર્થ સ્વરૂપે જ સિદ્ધ કરવાનો હોઈ બીજી હકીકત લખતાં વિષયાંતર થઈ જાય. એટલે અન્ય વિષય પર દૃષ્ટિપાત નહિં કરતાં ઉપરોક્ત દર્શિત સૂર્યચિકિત્સાદિના વર્ણન દ્વારા સૂર્ય-કિરણોના પ્રકાશને પુદ્ગલપદાર્થની અવસ્થા રૂપ જ સિદ્ધ કર્યું છે. બાકી આધુનિક વિજ્ઞાન ભલે ગમે તે માને, પરંતુ સૂર્ય

–ચંદ્રાદિ જ્યોતિષિઓ અનાદિ છે. દરેકનાં મૂળભૂત દ્રવ્યો જુદા જુદા પ્રકારનાં છે. સૂર્યનાં પ્રકાશકિરણ 'આતપ' સ્વરૂપ અને ચંદ્રાદિનાં પ્રકાશકિરણ ઉદ્યોત–સ્વરૂપ હોઈ એક પદાર્થ છે, પુદ્ગલની અવસ્થા છે, એ રીતની જૈનદર્શન કથિત હકીકત ત્રિકાલ અબાધિત અને નક્કર સત્ય જ છે.

જૈન દર્શન કથિત 'આતપ' સ્વરૂપ પ્રકાશનું વર્ણન કર્યા બાદ હવે 'ઉદ્યોત' સ્વરૂપ પ્રકાશનું વર્ણન વિચારવાનું છે, ઘણાઓને આશ્ચર્ય થશે કે પ્રકાશ એટલે અજવાળું થાય. તેમાં એક અજવાળું સૂર્યનું અને બીજું અજવાળું ચંદ્રાદિનું છે. તેને વળી અનુક્રમે આતપ તથા ઉદ્યોત સ્વરૂપે ઓળખાવવામાં શું વિશેષતા છે? અને તેના માટે આટલા લાંબા લખાણની શી જરૂર છે? આના ખુલાસા રૂપે જણાવવાનું કે વિશ્વમાં વિવિધ સ્વરૂપે વર્તતા પદાર્થો તેના ગુણ–દોષને અનુરૂપ સંજ્ઞાથી વ્યવહારાય છે. સામાન્યપણે પ્રકાશને માત્ર અજવાળા યા પ્રકાશની સંજ્ઞાથી જ ઓળખાવનારાઓ અજવાળાને માત્ર અંધકાર દૂર કરવા પૂરતું જ સમજે છે. જ્યારે એ જ અજવાળામાંથી અમુક અજવાળાને 'આતપ' સ્વરૂપે અને અમુક અજવાળાને 'ઉદ્યોત' સ્વરૂપે બતાવનાર જૈન દર્શનકારોએ તે બન્ને પ્રકારના અજવાળામાં રહેલી વિવિધતાનો વિશ્વને ખ્યાલ આપ્યો છે. સૂર્ય અને ચન્દ્ર બન્નેના પ્રકાશમાં કેવા પ્રકારની ભિન્નતા રહેલી છે, તેનો ખ્યાલ તો 'આતપ' અને ઉદ્યોત' શબ્દથી જ આવી શકે છે. એટલે પ્રકાશનું યથાર્થ સ્વરૂપ તો જૈન

દર્શન કથિત ‘આતપ’ અને ‘ઉદ્યોત’ શબ્દથી જ સમજી શકાય. અર્થાત્ ‘આતપ’ શબ્દ તે શીતસ્પર્શી પદાર્થના ઉષ્ણ પ્રકાશનો સૂચક છે, જ્યારે ‘ઉદ્યોત’ શબ્દ તે શીત-સ્પર્શી પદાર્થના શીત પ્રકાશનો સૂચક છે.

વિશ્વમાં કેટલાક પદાર્થોમાંથી તો પ્રકાશનો પ્રવાહ એવી અગમ્ય રીતે વહે છે કે સામાન્ય માણસને તો તે પ્રકાશ જોઈને આશ્ચર્ય જ થાય. અરે! કેટલાક તો તેને ચમત્કાર સ્વરૂપે સમજે. કેટલાક તો તેને કુદરતની અગમ્ય લીલા કહીને જ પતાવી દે. પરંતુ આ બધી રીતના પ્રકાશોનું પ્રગટીકરણ કયા નિમિત્તને પામીને કેવી રીતે થાય છે, તેનું યથાર્થ સ્પષ્ટીકરણ તો કેવળ જૈન દર્શન જ કરી શક્યું છે.

આતપ સ્વરૂપ, સૂર્યના પ્રકાશનું સ્પષ્ટીકરણ વિચારાઈ ગયું. હવે અહિં ઉદ્યોત સ્વરૂપ પ્રકાશ તે વિશ્વના ક્યા ક્યા પદાર્થોમાં હોઈ શકે? તે તે પદાર્થોમાં તે પ્રકાશશક્તિ ક્યાંથી આવી? તે સર્વ હકીકત સમજી શકાશે.

દુનિયામાં ઘણા ખરા પ્રદેશોમાં પ્રકાશ તેમજ બળતણની શક્તિ મેળવવા માટે વિજ્ઞાને શોધી આપેલી વીજળીનો ઉપયોગ થતો હોય છે. આમ છતાં કેટલાક પછાત રહી જવા પામેલા પ્રદેશોમાં ઘી તેલનાં કોડિયાં બાળીને કે ગેસ તથા કેરોસીનની બત્તી પેટાવીને માણસો પ્રકાશ મેળવે છે. આ બધા પ્રકાશો તો ઉષ્ણતા દાયક હોય છે. દુનિયામાં

એવા પણ કેટલાક પ્રદેશો છે કે જ્યાં વિજ્ઞાને તૈયાર કરેલી વીજળીના પ્રકાશને બદલે કુદરતે બક્ષીસ આપેલા પ્રકાશની મદદથી માણસો પોતાનું કામ ચલાવી લેતા હોય છે.

કેટલાક જીવ જંતુઓ અને વનસ્પતિઓમાંથી એવો પ્રકાશ નીકળતો હોય છે કે આધુનિક વિજ્ઞાનઆવિષ્કારિત વીજળીનો પ્રકાશ, તેની આગળ મામુલી ગણી શકાય છે. જીવજંતુ અને વનસ્પતિના એ પ્રકાશનો ઉપયોગ વગર ખર્ચે અને વગર ખટપટે કેવી રીતે થઈ શકતો હોય છે, અને એ પ્રકાશની ચમક, અંધકારની વચ્ચે કેવી ચમકે છે તેનાં કેટલાંક ઉદાહરણો તપાસવાથી સરળ રીતે સમજી શકાશે.

## રાત્રે ચમકતા વાંદા

મેક્સિકોમાં આવેલું ટાબોસ્કોનું વિસ્તૃત જંગલ એટલું બધું ગીચ અને મોટું છે કે તેમાંથી પસાર થનારા માણસને રાતને વખતે તેમાંથી માર્ગ કાઢવાનું મુશ્કેલ લાગે છે. એ જંગલથી અજાણ્યા માણસો રાતને સમયે તેમાંથી પસાર થવાનો વિચાર સુદ્ધાં કરતાં નથી. પણ જેઓ ત્યાં આજુબાજુના વિસ્તારમાં વસે છે, તેઓની નજરે રાત્રે પ્રવાસ કરવાનું કામ તદ્દન સહેલું હોય છે. એ જંગલમાં વાંદા જેવું એક વિચિત્ર જંતુ થાય છે. એ જંતુ દિવસે તદ્દન અલ્પ અને નકામું જણાતું હોય છે. પણ રાત્રે તે એટલું બધું ઝબકારા મારતું હોય છે કે એના પ્રકાશમાં માણસને રસ્તો શોધવા માટે બત્તીની કે બીજા કશાની જરૂર પડતી નથી. રાતના અંધકાર વચ્ચે કોઈ પણ માણસ એ જંગલમાં

દાખલ થયા પછી એ જીવડું નજરે પડે ત્યાં ઊભો રહી એકાદ છાપું કાઢી વાંચવા માંડે તો સહેલાઈથી વાંચી શકે એટલું એ તેજસ્વી હોય છે. ફક્ત એવાં ચાર જંતુઓને પકડી, કાચની બાટલીમાં ભરીને કોઈ માણસ આગળ વધે તો એને પોતાની સાથે ફાનસ રાખવાની જરૂર રહેતી નથી.

## પ્રકાશનો ઘુઘરો

મેક્સિકોના જંગલના પ્રદેશમાં વારંવાર પ્રવાસ કરતા આદિવાસીઓ એ જીવડાંઓનો ઉપયોગ વિચિત્ર રીતે કરતા હોય છે. જ્યારે એ જંગલ પસાર કરીને રાતને સમયે આગળ વધવાનું હોય છે, ત્યારે તેઓ નજીકના ઝાડ પાન આગળ ઉડ્ડયન કરતાં એ ચાર જીવડાંને પકડી એક દોરી સાથે બાંધીને ઘુઘરા જેવું કંઈક બનાવી દે છે. આ ઘુઘરાને પોતાના ઘુંટણ આગળ બાંધી દઈ તેના આધારે માર્ગ ક્રમણ કરીને તેઓ આગળ વધતા હોય છે. આ જીવડામાંથી પ્રગટતી વીજળીની ચમક એવી તેજસ્વી હોય છે કે આજુ બાજુના અમુક ફૂટના વિસ્તારમાં તેનાથી અજવાળું ફેલાઈ જાય છે.

## આગિયાનું અજવાળું

કુદરતી રીતે પ્રકાશના તેજથી ચમકતાં જંતુઓમાં વેસ્ટ ઈંડિઝ ટાપુઓમાંનાં આગિયાંને પણ ગણાવી શકાય. રાત્રે એક ઝાડથી બીજે ઝાડે ઊડીને ધ્યાન ખેંચતાં એ આગિયાંઓનો ચમકારો વળી જુદી જ જાતનો હોય છે. એના તેજનો ઉપયોગ કેટલાક લોકો વિચિત્ર રીતે કરતા

હોય છે. તેઓ કાચની એકાદ હાંડી કે કૂંજા જેવું વાસણ લાવી, તેમાં થોડાંક આગિયાઓને પકડી પૂરી દેતા હોય છે. આ રીતે કાચના વાસણમાં કેદ થયેલાં આગિયાઓનો પ્રકાશ ટોર્ચ લાઇટના તેજને પણ ઝાંખું પાડી દે તેવો હોય છે. આગિયાના તેજનો સંગ્રહ કેટલીકવાર મોટા મકાનોને પણ ચમકાવી મૂકે છે. આ બાબતમાં ન્યુઝિલાંડમાં આવેલા વેઇટોમોની ગુફાનો ઉલ્લેખ કરવા જેવો છે. આ ગુફામાં વગર ફાનસે રાત દિવસ અજવાળું હોય છે. રાત્રે તો જાણે વિજળીના તોરણ બાધીને રોનક ફેલાવવામાં આવી હોય એવું દૃશ્ય ગુફાનું થાય છે. તેનું ખરૂ કારણ આગિયો હોય છે. એ ગુફામાં આગિયાઓનું મોટું મથક છે. આ આગિયાઓના ઝૂડોની પાંખમાંની વીજળીનું તેજ ચારે બાજુ મુક્ત રીતે વેરાતું રહે છે. અને તે કારણે ગુફા તેજસ્વી બની જતી હોય છે.

## માખીની મદદથી

આગિયાંની જેમ એક પ્રકારની માખી પણ પ્રકાશ ધરાવતી હોય છે. એને ‘આગ માખી’ તરીકે પણ ઓળખાવવામાં આવે છે. ગાઢ અંધકાર વચ્ચે નાની શી આગની ચિનગારી પ્રગટી નીકળી ન હોય એવું દૃશ્ય જ્યાં જ્યાં આ માખી ઉડતી હોય ત્યાં ત્યાં નજરે પડતું હોય છે. એ માખીના સહકારથી એક વાર એક અભૂતવપૂર્વ એવો પ્રસંગ સર્જાયો હતો. ઈ. સ. ૧૮૯૮ ની વાત છે. અમેરિકનો અને સ્પેનિયાર્ડો વચ્ચે સંગ્રામ ખેલાયો ત્યારે એ યુદ્ધમાં જખ્મી થયેલા એક સૈનિકની સારવાર કરવાનો ગહન પ્રસંગ દાક્તર

સમક્ષ ઊભો થયો. આવુ યુદ્ધના સમયમાં બત્તી મેળવવી અને તેનો ઉપયોગ કરવો એ જોખમી કાર્ય હતું. આવા મુશ્કેલ પ્રસંગે કાર્યને પાર ઉતારવા માટે દાક્તરે એક નવો જ ઉપાય શોધી કાઢ્યો. લશ્કરની છાવણીથી થોડે છેટેના વિસ્તારમાં જઈ તેણે કેટલીક 'આગ માખીઓને' પકડી પાડી. આ માખીઓને કાચના વાસણમાં પુરવામાં આવી. માખીઓનું આ વાસણ ત્યારબાદ દાક્તરે બત્તી તરીકે ઉપયોગમાં લીધું. આ બત્તીની સહાયતાથી જખ્મી બનેલા સૈનિકની વાઢ કાપ કરવામા આવી. અને એના પરિણામે પેલા સૈનિકની જીંદગી બચી ગઈ.

ઉપર મુજબ જંતુઓની માફક કેટલાક ફળ-ફૂલાદિ વનસ્પતિઓમાં પણ એવી જ વિચિત્ર ચમક હોવાનું જાણી શકાયું છે. ઓસ્ટ્રેલિયા, દક્ષિણ અમેરિકા, બોર્નિઓ તેમ જ અન્ય પ્રદેશોના જંગલોમાં બદામને મળતું આવતું એક વિચિત્ર પ્રકારનું ફળ ઊગે છે. આ ફળ પ્રકાશમય હોય છે. એમાં જે તેજ ચમકતું હોય છે, તેની તુલના વીજળીના અમુક કેંડલ પાવરના ગોળા સાથે થઈ શકે. જંગલના અંધકાર વચ્ચે દૂર દૂર ઝાડ પર કોઈએ વીજળીક દીવાનાં તોરણ બાંધ્યાં હોય એવું દશ્ય તેનાથી નજરે પડતું હોય છે. તેની નજીકમાં આવનાર માણસ માટે તે એક માર્ગદર્શક પ્રકાશનું કામ આપે છે. એવાં થોડાક ફળોને રાતના અંધકારમાં એક જગાએ ભેગાં મૂકી કોઈ માણસ તેની નજીક ચોપડી લઈને વાંચવા બેસે તો તેને દીવાની જરૂર ન રહે, એટલું તેજ

તેનામાં હોય છે. જંગલમાં ફરનારા કેટલાક માણસો અંધારા ઉલેચવા માટે તેનો આ રીતે ઉપયોગ કરતા હોય છે.

## મીણબત્તીનું ઝાડ

દક્ષિણ સમુદ્ર તરફના કેટલાક ટાપુના પ્રદેશમાં કોઈ કોઈ સ્થળે એક વિચિત્ર પ્રકારનું તેલયુક્ત ઝાડ ઉગતું હોય છે. આવા ઝાડને કેટલાક લોકો મીણબત્તીના ઝાડ તરીકે પણ ઓળખાવે છે. અને તે યથાર્થ પણ છે. કારણ કે ત્રીશ ફૂટ જેટલા કે ચાલીસ ફૂટ જેટલા ઉંચા ઉગતા આ ઝાડને ફળોનાં ઝૂમખાં લાગે છે. એ ઝૂમખાં એવાં વિચિત્ર હોય છે કે તેને સળગાવતા એક પ્રકારની મીણબત્તીની જેમ વ્યવસ્થિત રીતે બળીને પ્રકાશ આપવા માંડે છે. એક મોટી મીણબત્તી, જેટલા સમય સુધી બળતી હોય છે, તેટલો સમય તે પણ બળતું રહે છે.

## માછલી અને બલ્બ

ઉડતાં જંતુઓ અને વનસ્પતિની જેમ જળલોકમાં વિહાર કરતાં કેટલાંક માછલાં, કાચબા વગેરે જીવોમાં પણ પ્રકાશ વેરવાની કુદરતી શક્તિ જણાઈ આવે છે. આવાં માછલાં લગભગ બધા જ સમુદ્રોમાં નજરે પડે છે. આમાં કેટલાંક તો વળી એવાં હોય છે કે જેમના તેજસ્વી શરીરના તંતુઓ કાચનું રંગપરિવર્તનનું કામ આપતાં હોય છે. તેઓ પાણીની અંદર ઇચ્છિત દિશામાં લાલ, પીળો, લીલો કે સફેદ પ્રકાશ પાથરીને જળસૃષ્ટિના બીજા જીવોને આંજી

નાખતાં હોય છે. એના શરીરની બન્ને બાજુની કોર તેજસ્વી હોય છે. દૂરથી જોનારને એમ જ લાગે કે એની કાળી ચામડીની બન્ને બાજુએ નાના નાના વીજળીના બલ્બો સળગી રહ્યા છે.

## કરચલાનું તેજ

માછલાંની જેમ કેટલાક કરચલાઓ પણ એવા હોય છે. તેઓના નીચેના ભાગની બે ગ્રંથિઓ રાસાયણિક દ્રવ્યોથી ભરેલી હોય છે. જ્યારે એને જરૂર જણાય ત્યારે તે એ પદાર્થને આજુબાજુના પાણીમાં ઉડાડીને પાણી સાથે ભેળવી દે છે. તરત જ એ પ્રક્રિયાની એવી અસર પાણીમાં ફેલાઈ જાય છે કે નજીકના ભાગમાં સમુદ્રનું પાણી લીલા પ્રકાશથી ચમકી ઊઠે છે. જાણે કોઈએ વીજળીની સેર ફેંકી હોય એવી અસર પાણીમાં ફેલાઈ જાય છે. અને એ રીતે આ કરચલો પોતાના શરીરનો પ્રકાશ સમુદ્રમાં ફેલાવે છે. આ રીતે જંતુઓ–વનસ્પતિઓ અને માછલાં આદિના શરીરમાં આ પ્રકાશશક્તિ ક્યાંથી આવી? તે તે જીવોના તે તે શરીરમાં આ પ્રકાશ-શક્તિનો નિર્માતા કોણ? વિશ્વના દરેક જીવોમાં આવી પ્રકાશ-શક્તિ કેમ હોઈ શકતી નથી? આ બધાની સાચી સમજ, આધુનિક વિજ્ઞાન મેળવી શક્યું નથી. અને મેળવી શકનાર પણ નથી. કોઈ કહેશે કે વિશ્વને આશ્ચર્યમુગ્ધ કરે એવા એવા તો અનેક આવિષ્કારો આધુનિક વિજ્ઞાને કર્યા, તો ઉપરોક્ત રીતે પ્રસરતા પ્રકાશ અંગેની હકીકતની ખોજ વિજ્ઞાન કેમ નહિં કરી શકે? પ્રત્યુત્તરમાં એ જ કહેવાનું છે કે

આધુનિક વૈજ્ઞાનિકોની દષ્ટિ જડ–પુદ્ગલ પદાર્થના આવિષ્કાર પૂરતી જ છે. ચેતન પદાર્થના સ્વરૂપ પ્રત્યે હજુ તેમણે લેશ માત્ર પણ પ્રયત્ન કર્યો નથી. ચેતનાવંત જીવ એ એક મૌલિક દ્રવ્ય છે, તે સમજ હજુ આધુનિક વૈજ્ઞાનિકોમાં આવી નથી. એટલે જ્યાં ચૈતન્યવંત જીવના સત્ય સ્વરૂપની, તેની વિવિધ અવસ્થાની, તથા જીવ સાથે અનાદિકાળથી સંબંધિત બની રહેલ કર્મ અવસ્થાને પ્રાપ્ત પુદ્ગલ દ્રવ્યની સમજણ જ નથી, ત્યાં દેહધારી જીવના શરીરમાંથી પ્રસરતા ઉપરોક્ત પ્રકાશની સમજણ હોય જ ક્યાંથી ?

અરે! આત્મા—પુણ્ય–પાપ—પુનર્ભવ—મોક્ષ આદિમાં વિશ્વાસ ધરાવનાર કેટલાક આસ્તિક દર્શનકારો પણ ઉપરોક્ત પ્રકાશ અંગેની હકીકતને હજુ સમજી શક્યા નથી. તો પછી ભૌતિકવાદી વૈજ્ઞાનિકોથી તે વાત સમજી નહિ શકાય તેમાં શું આશ્ચર્ય ! ઉપરોક્ત જીવોના ઉપરોક્ત રીતે પ્રસરતા પ્રકાશને કેટલાક આસ્તિકો પણ કુદરતની અકળ લીલા યા ચમત્કાર સ્વરૂપે જ સમજે છે, જ્યારે આ હકીકત અંગેની અતિ સ્પષ્ટ અને સત્ય સમજ તો જૈનદર્શન જ વિશ્વને આપી શક્યું છે. જૈનદર્શન કહે છે કે જીવોનું શરીર તે જડપદાર્થની જ એક અવસ્થા છે. જેમ જડપદાર્થનો બાહ્ય શરીરસ્વરૂપે જીવની સાથે સંયોગ વર્તે છે, તેમ અભ્યંતર શરીર સ્વરૂપે પણ તેનો આત્મા સાથે સંબંધ છે. એવાં અભ્યંતર શરીરો બે પ્રકારનાં છે. તે અતિ સૂક્ષ્મ સ્વરૂપી હોઈ દૃષ્ટિગોચર થઈ શકતાં નથી. એક ભવથી છૂટી અન્ય ભવમાં

જવા સમયે બાહ્ય શરીરનો સંબંધ આત્માથી છૂટી જાય છે. પરંતુ અભ્યંતર શરીર તો તે આત્માની સાથે જાય છે. જેથી પુનઃ નવું બાહ્ય શરીર તે આત્મા ધારણ કરે છે. બે અભ્યંતર શરીરો પૈકીનું એક અભ્યંતર શરીર 'કાર્મણ' શરીર નામે હોય છે. બાહ્ય શરીરનું નિર્માણ તે કાર્મણ શરીરના આધારે જ થાય છે. કાર્મણ શરીરનો સંબંધ સર્વથા છૂટી ગયા બાદ આત્મા બાહ્ય શરીરધારી બની શકતો નથી. કાર્મણ શરીર તે વિવિધ સ્વભાવી જડપુદ્ગલના સંગ્રહ સ્વરૂપે હોય છે. બાહ્ય શરીરની વિવિધ રચનામાં અને તેની વિવિધ શક્તિના નિર્માણમાં કાર્મણ શરીરનાં વિવિધ સ્વભાવી વિવિધ અંગો જ કામ કરે છે.

કાર્મણ શરીર એક અવયવી છે, અને તેનાં વિવિધ અંગો તે અવયવ સ્વરૂપે છે. તે વિવિધ અંગોને જૈન દર્શનમાં કર્મપ્રકૃત્તિ તરીકે ઓળખાવ્યાં છે આત્માની બાહ્ય અને આંતરિક અવસ્થાની ભિન્નતામાં કાર્મણ શરીરના અંગ સ્વરૂપ, આ કર્મ પ્રકૃતિઓ જ કારણભૂત છે.

જૈન દર્શનના તત્ત્વજ્ઞાનથી અજ્ઞાત માણસોને આ વિષય જલ્દી સમજી શકવામાં કઠિનતા છે. જૈનદર્શનકથિત પદાર્થ-વિજ્ઞાનના સારા અભ્યાસીઓને અને તેને સૂક્ષ્મ બુદ્ધિથી સમજનારને જ આ વિષય હૃદયગમ્ય બની શકે છે. વિશ્વની વિવિધ વિચિત્રતાનું કારણ ઉપરોક્ત અભ્યાસી જ સરળતા પૂર્વક સમજી શકે છે. આ એક મહાન વિજ્ઞાન છે. એ વિજ્ઞાનના આવિષ્કારકો સર્વજ્ઞ પરમાત્મા છે. આત્માની

અનંત જ્ઞાનાદિ શક્તિને આચ્છાદિત બનાવી રાખનાર જડ-પુદ્દગલના અનાદિકાલિન સંબંધને ખંખેરી નાંખી આત્માના કેવલજ્ઞાન દીપકને પ્રગટ કરનાર આત્માઓ જ સર્વજ્ઞ કહેવાય છે. આવા સર્વજ્ઞ પરમાત્માઓ ભૂતકાળમાં અનંત થઈ ગયા છે, અને ભવિષ્યકાળમા અનંત થશે. તેમની સર્વજ્ઞતા તેમના પૂર્વાપર જીવનના ઇતિહાસથી જ સિદ્ધ થાય છે. વિશ્વના કોઈ પણ મનુષ્યને સર્વજ્ઞ તરીકે સ્વીકારી લેવા પહેલાં પ્રથમ તેમની કસોટી થયા બાદ જ તેમને સર્વજ્ઞ તરીકે માન્ય રખાય છે. તેમની સર્વજ્ઞતા સત્ય પૂરવાર થયા બાદ તેમનાં વચનો શ્રદ્ધામય-વિશ્વાસમય જ બને છે. આ સર્વજ્ઞોને જ જૈનદર્શનમાં પરમાત્મા-ઈશ્વર માન્યા છે. તે સિવાય કોઈ પણ ઈશ્વર આ વિશ્વમાં હોઈ શકનો જ નથી. એટલે જ જૈનદર્શનમાં ઇશ્વરની માન્યતા, સ્તુતિ-પૂજન-ભક્તિ વગેરે, જગતકર્તૃત્વને અનુલક્ષીને નહિં સ્વીકારતા વિશ્વની વિચિત્રતાના અને આત્માની અનતશક્તિના સત્ય સ્વરૂપે દર્શકને જ અનુલક્ષીને છે. જૈનદર્શનના પ્રણેતા સર્વજ્ઞો જ હોઈ શકે છે. તેમની સર્વજ્ઞતામાં જરા પણ ખામી નહિં હોવાથી તેમનાં વચનો અર્થાત્ તેઓ વડે આવિષ્કારિત તત્વ-જ્ઞાન અર્થાત્ પદાર્થજ્ઞાન સંપૂર્ણ અને શાશ્વત સત્ય છે.

ગણુધર ભગવાનો (તીર્થંકર દેવોના મુખ્ય શિષ્યો) વડે સંગ્રહિત સર્વજ્ઞ પરમાત્માની વાણીપ્રવાહને આગમ (શાસ્ત્રો) દ્વારા જ સત્ય સ્વરૂપે સમજી શકાતો હોવાથી ઉપરોક્ત કાર્મણ શરીર અંગેની અતિ સ્પષ્ટ હકીકત પણ

સર્વજ્ઞોક્ત જૈન સિદ્ધાંતોથી જ સમજવી જોઈએ. કાર્મણ શરીરનાં વિવિધ અંગો તે વિવિધ સંજ્ઞાયુક્ત છે. બાહ્ય શરીરની રચનામાં અને આત્માને વિવિધ અવસ્થાવંત બની રહેવામાં જે જે પ્રકારની યોગ્યતાવાળાં તે અંગો હોય તે તે પ્રકારની યોગ્યતાને અનુરૂપ સંજ્ઞાથી તે અંગો ઓળખાય છે. કાર્મણ શરીરનું એક અંગ એવું છે કે જેના ઉદયથી (સ્વભાવાનુસાર જીવને ફળદાતા બનવાની યોગ્યતાના કાળે) બાહ્ય શરીરમાં પ્રથમ જણાવેલ પ્રકાશનું નિર્માણ થાય છે. આ અંગ તે 'ઉદ્યોત' નામકર્મની સંજ્ઞાથી ઓળખાય છે. આ ઉદ્યોત નામકર્મના ઉદયવાળા જીવોનું શરીર, શીત પ્રકાશ સ્વરૂપે ચમકે છે, માટે જ તેવી રીતે ચમકતા પ્રકાશને જૈન-દર્શનમાં ઉદ્યોત સ્વરૂપે ઓળખાવ્યો છે. આતપ સ્વરૂપે ચમકતું શરીર કયા કયા દેહધારી જીવોનું હોઈ શકે છે, તે માત્ર નીચેના એક શ્લોકથી જ સમજી શકાય છે.

अणुसिण पयासरुवं जिअंग मुज्जोअए इहुज्जोआ ।
जइ देवुत्तर विक्किअ, जोइस खज्जोअ माइव्व ॥

મુનિઓનું વૈક્રિય શરીર, દેવોના ઉત્તર વૈક્રિય શરીર, ખજુઆ (પતંગીઆ), રાત્રે કેટલીક ચમકતી વનસ્પતિ વગેરેની પેઠે જે જીવોનું શરીર શીત પ્રકાશમય સ્વરૂપે છે તે ઉદ્યોત છે તે ઉદ્યોતને ઉત્પન્ન કરનારૂં કર્મ તે ઉદ્યોત નામ કર્મ છે. અહિં ઉદ્યોત અને ઉદ્યોત નામકર્મ એ બન્ને અલગ છે. કારણ કે ઉદ્યોત એ કાર્ય છે, અને ઉદ્યોત નામકર્મ એ કારણ છે. ચંદ્રમાંથી જે ઠંડો પ્રકાશ ફેલાય છે તે પણ

ઉદ્યોત જ છે. અને તે ઉત્પન્ન કરનાર ઉદ્યોત નામકર્મ છે. આ રીતે વિવિધ વનસ્પતિઓ અને વિવિધ જંતુઓના શરીરમાંથી આપણને આશ્ચર્યજનક કે ચમત્કારકરૂપ જે પ્રકાશ જ્યાં જ્યાં દષ્ટિગોચર થાય ત્યાં ત્યાં તે પ્રકાશ, ઉદ્યોત સ્વરૂપ સમજવો. અને તેને ઉત્પન્ન થવામાં તે તે જીવોનું ઉદ્યોત-નામકર્મ કારણરૂપ સમજવું. આ પ્રકાશ પ્રસરાતો હોવાથી અને ઠંડકદાતા હોવાથી પુદ્‌ગલ સ્વરૂપ છે. તત્ત્વાર્થ સૂત્રના ટીકાકારે કહ્યું છે કે અગ્નિ અને દીવાનો પ્રકાશ ફેલાય છે તે પણ અગ્નિકાય જીવોના ઉદ્યોત નામકર્મના ઉદયને લીધે છે. અગ્નિમાં ઉષ્ણ સ્પર્શ અને લાલવર્ણ હોવાથી તે પણ પુદ્‌ગલ સ્વરૂપ છે. સૂર્ય–ચંદ્રાદિના પ્રકાશનો ઉપપ્રકાશ અર્થાત્ સૂર્ય વગેરેના કિરણોમાથી તેની આજુબાજુ કિરણો રહિત જગ્યાએ જે અજવાળુ ફેલાય છે, તે ઉપપ્રકાશને ‘ પ્રભા ’ કહેવાય છે.

સૂર્યનાં કિરણો ખુલ્લી જગ્યામાં પડે છે, તો પણ બંધ મકાનમાં દિવસ રાત્રિનો ખ્યાલ આપવા પુરતું પણ ત્યાં અજવાળુ હોય જ છે. આ અજવાળુ તે ખુલ્લી જગ્યામાં પડતા કિરણોના ઉપપ્રકાશ રૂપ ‘ પ્રભા ’ છે. જો પ્રભા ન હોય તો જે જગ્યાએ કિરણો પ્રસરે ત્યાં અજવાળું હોય અને આજુબાજુની જગ્યાએ અંધારૂં હોય. પરંતુ તેમ બનતું નથી. પુદ્‌ગલ સ્કંધમાંથી પ્રગટ થતી આ ‘ પ્રભા ’ પણ પુદ્‌ગલ સ્કંધોનો જ સમૂહ છે.

# પ્રકરણ ૭ મું

## સૂક્ષ્મ પૌદ્‌ગલિક જથ્થાઓનું વિશ્વમાં અસ્તિત્વ

આ વિશ્વમાં પુદ્‌ગલનું અસ્તિત્વ એક સરખા અંશો પ્રમાણવાળું હોતું નથી. અનેક સ્વરૂપે અને અનેકવિધ અંશો પ્રમાણ પુદ્‌ગલદ્રવ્ય અખિલ લોકવ્યાપી છે. સ્વરૂપવિવિધતા અને અંશપ્રમાણની વિવિધતાનુસાર પૃથક્ પૃથક્ રૂપે રહેલ પુદ્‌ગલો, વિવિધ પ્રકારની શક્તિઓથી ગર્ભિત હોય છે.

કોઈ પણ એક પદાર્થમાં અનેકવિધ સ્વરૂપે થવાની યોગ્યતા હોઈ શકે છે. જે પદાર્થ આપણે જોઈએ છીએ, તે પદાર્થની પ્રકૃતિ જાગ્રત હોય છે. તે સમયે તેમાંના બીજા સઘળા પદાર્થની પ્રકૃતિ સુષુપ્ત હોય છે. પારો જ લઈએ, તેમાં પારાની પ્રકૃતિ નિરાવરણ છે, જ્યારે બીજા સઘળા પદાર્થોની પ્રકૃતિ આવરણયુક્ત છે. પ્રચંડ સંકલ્પશક્તિ કે કોઈ શાસ્ત્રીય પ્રક્રિયા વડે પારાની પ્રકૃતિને આવરણયુક્ત કરીને તેમાં ઢંકાયેલી સુવર્ણ પ્રકૃતિને નિરાવરણ કરવાથી પારો સોનામાં ફેરવી શકાય છે. આ પરિણામને યોગશાસ્ત્રમાં 'જાત્યાન્તર' કહે છે.

આજ વાતને વૈજ્ઞાનિક રીતે જોઈએ તો સઘળા પદાર્થો ઈલેકટ્રોન, પ્રોટોન, ન્યુટ્રોન વગેરે વીજાણુઓના બનેલા છે.

આ ઈલેક્ટ્રોન, પ્રોટોન અને ન્યુટ્રોન એ અણુસમૂહની વિવિધતા સ્વરૂપ છે. વિજાણુઓની નિયત પણ જુદી જુદી સંખ્યા મળીને જુદા જુદા પદાર્થો બનેલા હોય છે. જે પદાર્થોના બંધારણ પ્રમાણે વિજાણુઓ ગોઠવાયેલા હોય, તે પદાર્થ વ્યક્ત થાય છે. બાકીના અવ્યક્ત રહે છે. જે પદાર્થના બંધારણ પ્રમાણે વીજાણુ મંડળ ગોઠવાયેલુ હોય, તે એ પદાર્થની 'જાગૃત પ્રકૃતિ' કહેવાય. અને બાકીના પદાર્થની પ્રકૃતિ સુષુપ્ત ગણાય. જેમ કે દૂધમાં દૂધસ્વરૂપ પ્રકૃતિ જાગૃત છે, અને ઘી સ્વરૂપ પ્રકૃતિ સુષુપ્ત છે. ઘાસમાં ઘાસ સ્વરૂપ પ્રકૃતિ જાગૃત છે, અને દૂધસ્વરૂપ પ્રકૃતિ સુષુપ્ત છે. આ રીતના નિયત બંધારણ પ્રમાણેના પદાર્થના વિજાણુ મંડળને વિખેરીને કોઈ બીજા પદાર્થના બંધારણ મુજબ ગોઠવવા દ્વારા, પદાર્થમાં પરિવર્તન કરવું, અથવા અમુક બંધારણ પ્રમાણેના પદાર્થના વિજાણુ મંડળની સાથે તે જ જાતિના બંધારણવાળા અન્ય વિજાણુ મંડળને અગર અન્ય જાતિના બંધારણવાળા વિજાણુ મંડળને મિશ્રિત કરવા વડે કોઈ અન્ય પુદ્દગલપદાર્થ ઉપસ્થિત કરવો, એનું નામ જ વૈજ્ઞાનિક જાત્યાન્તર પરિણામ છે.

જૈનદર્શનની માન્યતા તો સદા માટે એ જ હતી અને છે કે પુદ્‌ગલદ્રવ્યની અનેકવિધ વિવિધતામાં પૃથક્‌પૃથક્‌ સંખ્યાપ્રમાણ પરિમાણપામેલ પુદ્‌ગલપરમાણુઓનું જ કાર્ય છે.

વિજ્ઞાન જેને પદાર્થ કહે છે, તે ખરેખર રીતે તો પદાર્થની વિવિધ ઘટના અર્થાત્ બનાવ યા અવસ્થા જ છે.

પ્રત્યેક ઘટનામાં પદાર્થ સ્વરૂપે તો પુદ્દગલ જ છે. કડું, કંઠી, વીંટી વગેરે મૂળ પદાર્થ નહિં હોતાં સુવર્ણરૂપ પદાર્થની વિવિધ ઘટના જ છે.

આ પ્રકરણમાં પુદ્દગલપદાર્થના વિવિધ સ્વરૂપની વિચારણામાં હું પણ જ્યાં પદાર્થ શબ્દ વાપરૂં છું ત્યાં પદાર્થસ્વરૂપ તો પુદ્દગલ જ સમજવું. બાકી પુદ્દગલની ઘટનાને મારાથી જે પદાર્થશબ્દથી લખાય છે, તે બાળજીવોને સમજવામાં સુલભ પડે એ હિસાબે વૈજ્ઞાનિકભાષાનું જ અનુકરણ છે.

વિવિધ બંધારણ અનુસાર વર્તતી વિજાણુઓની વિવિધ ગોઠવણો, તે જ વિવિધ ઘટનાઓ છે. પુદ્દગલની તે વિવિધ ઘટનાઓને, જગત વિવિધ પદાર્થ સ્વરૂપે સંબોધે છે. વિજ્ઞાન જેને મૂળ તત્ત્વ કહે છે, તે મૂળ તત્ત્વ પણ અમુક ચોક્કસ બંધારણ મુજબ નિયત સંખ્યા પ્રમાણ વિજાણુઓની બનેલી ઘટના છે. પારો એ પુદ્દગલ પદાર્થની ઘટના છે. તથાપ્રકારના પ્રયોગવડે અન્ય બંધારણ મુજબ વિજાણુઓની સંખ્યાનું પરિવર્તન થવાથી પારારૂપ બની રહેલી ઘટનાનું સુવર્ણરૂપ ઘટના સ્વરૂપે જાત્યાંતર થાય છે. એ રીતે વૈજ્ઞાનિકોએ માની લીધેલ મૂળતત્ત્વો અંગે પણ સમજવું. એટલે વૈજ્ઞાનિકોએ માની લીધેલ મૂળ સ્વરૂપે વર્તતી તે પુદ્દગલ ઘટના પણ કોઈ અન્ય પ્રકારની પુદ્દગલ ઘટનામાંથી જાત્યાંતરને પામીને બનેલી છે. કઈ જાતના બધારણવાળી પુદ્દગલ ઘટનામાંથી હાલમાં મનાતી મૂળતત્ત્વસ્વરૂપ ઘટના ઉપસ્થિત થયેલી છે? તેનો પત્તો

વર્તમાન વૈજ્ઞાનિકોને લાગેલો નહિં હોવાથી તેને મૂળતત્ત્વરૂપે જ તેઓ કહે છે. પરંતુ જેમ પૂર્વે માની લીધેલ મૂળ તત્ત્વોની સંખ્યાની માન્યતામા વૈજ્ઞાનિક ક્ષેત્રમાં ક્રમે ક્રમે પરિવર્તન થતું રહ્યું છે, તેમ હાલમાં માની લીધેલ મૂળ તત્ત્વોની મિશ્રતા પણ જ્યારે તેઓને અનુભવાશે ત્યારે તેને પણ મૂળતત્ત્વ કહેવું છોડી દઈ અન્યને મૂળ તત્ત્વ કહેશે.

જેને વૈજ્ઞાનિકો પ્રથમ મૂળ તત્ત્વ કહેતા હતા, એટલે તે અન્ય કોઈ બંધારણવાળા વિજાણુઓની ઘટનાથી અમિશ્રિત હોવાનું માનતા હતા, તે મૂળ તત્ત્વો પૈકીના કેટલાંક તો તેઓના જ પ્રયત્ને મિશ્રિત સાબિત થઈ ચૂકયાં છે. એ રીતે મિશ્રિત સાબિત થયા પહેલાંની તેની અમિશ્રિત માન્યતાનું હાલ પરિવર્તન થયું છે. તેમજ હાલમાં કહેવાતા મૂળતત્ત્વોમાં પણ મિશ્રિતા નથી જ એવી માન્યતાનું ભવિષ્યમાં પરિવર્તન નહિં થાય એમ કેવી રીતે કહી શકાય? માટે વૈજ્ઞાનિકોની દૃષ્ટિમાં નથી આવી, એવા પ્રકારની પુદ્ગલપરમાણુઓની અમુક બધારણવાળા અમુક પ્રકારની પુદ્ગલઘટના યા પુદ્ગલ અવસ્થાવંત પુદ્ગલ પદાર્થોનું અસ્તિત્વ, વિશ્વમાં કોઈ નથી જ એમ નહિં કહીં શકાય.

ઇંગ્લાંડના આજના મહાન વિચારક ડૉ. શ્રી કેબથ વોકર કહે છે કે દરેક બાબતમાં માત્ર વિજ્ઞાન પ્રત્યક્ષ કરે તે જ સાચું, અને બીજું બધું ખોટું, એવી દલીલ કરનાર મૂર્ખ જ છે.

વિજ્ઞાનથી પ્રયોગસિદ્ધને અસત્ય કહેવાનો આપણો

ઈરાદો નથી. પરંતુ પ્રયોગસિદ્ધથી અન્ય અસત્ય છે, એમ માની બેસવું એ પણ બરાબર નથી. પ્રયોગશાળાઓની મર્યાદાઓ બહાર પણ સત્ય હોઈ શકે છે.

સન ૧૯૫૬ માં લંડનથી પ્રકાશિત 'પરમાણુ અને વિશ્વ' નામક પુસ્તકમાં તેના લેખકે જણાવ્યું છે કે—

'ઘણા ટાઈમ સુધી ત્રણ જ તત્ત્વ (એલેકટ્રોન, ન્યુટ્રોન અને પ્રોટ્રોન) વિશ્વમાં સંઘટનના મૂળભૂત આધાર તરીકે માનવામાં આવતાં હતાં. પરંતુ વર્તમાનમાં તથાપ્રકારના તત્ત્વોનું અસ્તિત્વ હજુ પણ સંભવિત થઈ ગયું છે. તેથી સહેજે પ્રશ્ન ઊઠે છે કે મૌલિક તત્ત્વોનો સાચો અર્થ અમે શું કરીએ? પહેલાં તો અગ્નિ, પૃથ્વી, હવા અને પાણી આ ચાર પદાર્થોને જ મૌલિક તત્ત્વની સંજ્ઞા અપાઈ હતી. પરંતુ ત્યારબાદ તો સમજમાં એ આવ્યું કે પ્રત્યેક રાસાયનિક પદાર્થના મૂળભૂત અણુ જ પરમાણુ છે. ત્યાર બાદ પ્રોટોન, ન્યુટ્રોન અને એલેક્ટ્રોન એ ત્રણ મૂળભૂત અણુ મનાયાં. હાલે તો મૂલભૂત અણુઓની સંખ્યા વધી ગઈ છે. અને ફેર પણ વધી શકે તેમ છે. મૂળભૂત અણુઓની એ વૃદ્ધિ, પદાર્થમૂળ સંબંધી અમારા અજ્ઞાનની જ સૂચક છે. સાચી વાત તો એ છે કે મૌલિક અણુ શું છે, એ જ હજી સુધી સમજમાં આવી શકયું નથી.

આ ઉપરથી સમજવું જરૂરી છે કે વિજ્ઞાને પ્રત્યક્ષ સિદ્ધ કરેલ આવિષ્કારોને આપણે ખોટા કહેવા નથી. પરંતુ વિજ્ઞાન વડે શોધાયું હોય તેના કરતાં પણ અનંતગણું

અણુશોધ્યું સદાના માટે વિજ્ઞાનમાં રહી જાય છે એ વાત તો માન્ય કરવી જ પડશે. ભિન્નભિન્ન સાયન્સવેત્તાઓને, મનોવિજ્ઞાનના ધુરંધર વિદ્વાનોને, મોટા ચિકિત્સકોને અન્ય કોઈ પણ પ્રકારના વિજ્ઞાનશાસ્ત્રના વેત્તાઓને પૂછીએ તો કહે છે કે અમારા પૂર્વજવિજ્ઞાનિકોએ હજારો વર્ષ મહેનત કરી અમારા વિષય અંગે બહુ જ્ઞાન પ્રાપ્ત કર્યું. પરંતુ જેટલું અમને એ વિષયમાં માલુમ પડ્યું છે, તેની અપેક્ષાએ કોઈ ગણું અધિક અમને માલુમ નથી. તો પછી કેવી રીતે કહી શકાય કે વૈજ્ઞાનિકનું જ્ઞાન પૂર્ણ છે? જેઓ પોતાનું સમસ્ત આયુષ્ય જ્ઞાનવૃદ્ધિને માટે જ અર્પણ કરી ચૂક્યા છે, એવા જ મનુષ્યોનાં ઉદાહરણ આપણે અહિં વિચાર્યા છે. માટે એટલું તો ચોક્કસ સાબિત થાય છે કે વર્તમાન વૈજ્ઞાનિકોએ માની લીધેલ મૂળતત્ત્વના પણ ઉપાદાન કારણ સ્વરૂપ, પુદ્ગલ ઘટનાનું અસ્તિત્વ વિશ્વમાં અવશ્ય છે, અને અદ્યાપિ પર્યંત વૈજ્ઞાનિકો તેથી અજ્ઞાત છે. વિજ્ઞાનનો વિષય ઇન્દ્રિયોની સહાયતાથી મનુષ્ય, જેટલો પ્રાપ્ત કરી શકે, તેટલા પૂરતો જ છે. એટલે વિજ્ઞાન, પ્રત્યક્ષ અનુભવવાદી છે. અર્થાત્ દૃશ્યજગત સુધી જ સીમિત છે.

વિશ્વના અદૃશ્ય અને ગુઢ સિદ્ધાન્તો વિજ્ઞાનની દૃષ્ટિમાં આવી શકતા નથી. તેથી કરીને તેવા સિદ્ધાન્તની જાણકારીના અભાવે વિજ્ઞાનનું જ્ઞાન પારમાર્થિક દૃષ્ટિથી પૂર્ણ કહી શકાતું નથી. માટે વર્તમાન વૈજ્ઞાનિક સિવાય અન્ય કોઈએ આવિષ્કારિત પદાર્થવિજ્ઞાન પ્રત્યે ઉપેક્ષા રાખી, તેને નહિં જાણવા–સમ-

જવાનો પૂર્વગ્રહ નહિં છોડાય ત્યાં સુધી દશ્ય જગતના ઉપાદાન કારણરૂપ પદાર્થજ્ઞાનને આપણે પ્રાપ્ત કરી શકીશું નહિ.

આજે કેટલાક લોકો એવી સમજણવાળા બની રહ્યા છે કે આધુનિક વૈજ્ઞાનિક જેવા કોઈ જાણકારવૈજ્ઞાનિકો આ ભારતમાં, પૂર્વે કોઈ પણ થયા નથી. એટલે પૂર્વકાલિન ભારત, અણુ વિજ્ઞાનથી તદ્દન અજ્ઞાત હતું. આવું કહેનારાઓ ખરેખર રીતે તો ભારતના ઇતિહાસથી જ અનભિજ્ઞ છે. કારણ કે ભારતીય ધર્મશાસ્ત્રોનું વિશાળ સાહિત્ય જોતાં જણાય છે કે, પ્રાચિન ભારતીય વૈજ્ઞાનિકો, પદાર્થવિજ્ઞાનના રહસ્યોના સંપૂર્ણ જ્ઞાતા હતા. કેવળ ધર્મશાસ્ત્રો જ નહિં પણ બીજુંયે એવું કેટલુંક સાહિત્ય છે કે જેમાં પરમાણુવિજ્ઞાનના રહસ્યોનો સ્પષ્ટ ઉલ્લેખ છે. દક્ષિણના એક પંડિત શ્રી કર્ણમંગળજી પાસે ઈસવીસનની સાતમી સદીમાં થઈ ગયેલા એક દક્ષિણી જૈન બ્રાહ્મણમુનિ શ્રી 'કુમેન્દુરચિત' 'ભૂવલય' નામે અદ્ભૂત રચનાકૌશલ્ય ધરાવતો એક ગ્રંથ છે. એ એક જ ગ્રંથ ૭૧૮ ભાષાઓમાં વાંચી શકાય, એવું એનું રચનાકૌશલ્ય છે. તેમાં અનેક વિદ્યાઓનો, શાસ્ત્રોનો તેમ જ વિજ્ઞાનનો સમાવેશ કરી લેવાયો છે. તેમા લખેલા વિષયો એટલી બધી સૂક્ષ્મતાથી ભરેલા છે કે અત્યારના અણુબોમ્બને બનાવવાના મૂળભૂત સિદ્ધાંત, પરમાણુ વિભાજન વિષે પણ એમાં ઉલ્લેખ છે.

કોઈ પણ મૂળ તત્ત્વને કે પદાર્થને બીજા મૂળ તત્ત્વ માં ફેરવવા માટે વિજ્ઞાનનું જ્ઞાન જરૂરી છે. પરમાણુ વિજ્ઞા-

નની જટિલ ક્રિયાઓ વડે જ ભારતના અણુવિદો બીજી ધાતુને સોનામાં ફેરવી શકતા હતા. આપણા પ્રાચિન મહર્ષિઓએ એક એવું વિજ્ઞાન રચ્યું હતું કે જે વડે અન્ય મૂળ ધાતુતત્ત્વના પરમાણુમાંના વિજાણુઓ, સોનાના પરમાણુના વિજાણુઓની નિયત સંખ્યા અને માપમાં સ્થિર થઈને સોના રૂપે ફેરવાઈ જતા.

આધુનિક વિજ્ઞાને સ્વીકારેલ પારાના અણુસમૂહની ન્યૂનતાએ પારામાંથી સુવર્ણ બની શકવાની હકીકતને તો જૈનદર્શન પહેલેથી જ કહેતું આવ્યું છે. પૂર્વકાળમાં અનેક યોગીઓ આ પ્રયોગોમાં સફળ થતા. જ્યારે પારામાંથી સુવર્ણ બનાવી શકવાના વિશ્વાસુ હોવા છતાં પણ આધુનિક વૈજ્ઞાનિકો તેને પ્રયોગસિદ્ધ કરી શકયા નથી. ભારતમાં તો હજુ ટૂંક સમય પહેલાં પણ આ પ્રયોગની સફળતા કરનાર વિદ્વાનો મોજુદ હતા.

પ્રાચિન ધાતુવાદના એક અઠંગ ઉપાસક સ્વ. શ્રી કૃષ્ણપાલ શાસ્ત્રીએ વારાણસીમાં 'ગોરખ રસાયણ શાળા'ની સ્થાપના કરીને છ વર્ષ સુધી ધાતુવાદના હસ્તલિખિત ગ્રંથોનું ઉંડું અધ્યયન કર્યું હતું. અનેક પ્રયોગો કર્યા પછી બુભુક્ષિત પારદમાંથી તૈયાર કરેલ સિદ્ધ ઔષધ દ્વારા સોનું બનાવવાના પ્રયોગો ઘણીવાર તેમણે માન્ય વ્યક્તિઓની હાજરીમાં જાહેર રીતે પણ કરેલ હતા. પહેલીવાર તેમણે ન્યૂ દિલ્હીના 'બિરલા હાઉસ'માં સ્વ. અમૃતલાલ ઠક્કર (ઠક્કરબાપા), સ્વ. ગોસ્વામી ગણેશદત્તજી, બિરલા મિલ

(દિલ્હી) ના સેક્રેટરી શ્રી સીતારામજી ખેમકા, ચીફ એન્જિનિયર શ્રી વિલ્સન, વિખ્યાત સાહિત્યકાર શ્રી 'વિયોગી હરિ' વગેરેની હાજરીમાં સન ૧૯૪૧ ના ૨૭ મી જુને તે પ્રયોગ દ્વારા એક તોલા પારાનું એક તોલો સોનું બનાવ્યું હતું. બીજી વાર આવો પ્રયોગ તેમણે ઋષિકેશમાં કરી ૨૦૦ તોલા પારાને અર્ધા કલાકમા સોનામાં ફેરવી નાંખ્યો હતો. સંવત ૧૯૯૯ના ચૈત્ર માસમાં કરેલ આ પ્રયોગ સમયે ગાંધીજીના મંત્રી સ્વ. મહાદેવ દેસાઈ, ગોસ્વામી ગણેશદત્તજી અને શ્રી જુગલકિશોર બિરલા હાજર હતા. ત્યારબાદ સન ૧૯૪૨માં લાહોર મુકામે ભરાયેલા 'અખિલ ભારતીય આયુર્વેદિક મહાસભા'ના ૩૩ મા અધિવેશન સમયે તેઓશ્રીએ ત્રીજી વાર તે પ્રયોગ કરી પારામાંથી સોનું બનાવવામાં સફળ થયા હતા. આવી રીતે પારદવિજ્ઞાનના ઉપલબ્ધ સાહિત્યનું તલસ્પર્શી અધ્યયન, પરંપરાનો અનુભવ, અને સતત પ્રયોગોનો કઠિન પુરૂષાર્થ કરીને સ્વ. કૃષ્ણપાલજી જેવા સિદ્ધરસવિદે ધાતુવાદની સત્યતા સિદ્ધ કરવામાં અમૂલ્ય ફાળો આપ્યો છે. સુપાત્ર અધિકારીના અભાવે એમણે આ વિદ્યા કોઈને આપી નહિં. અને ભારત એમની પાસે રસવિદ્યાનું રહસ્ય જાણે, એ પહેલાં તો તેઓ સ્વર્ગસ્થ થયા. એમની ભવ્ય સિદ્ધિને અંજલિ અર્પતો શિલાલેખ આજે પણ વારાણસીની વિદ્યાપીઠમાં નજરે પડે છે.

પરમાણુ વિજ્ઞાનની જાણકારી, ભારતમાં પૂર્વે હોવાની સાબિતી રૂપે જાણીતા મહાન પ્રજ્ઞાચક્ષુ પંડિત ધનરાજજી

કે જેઓએ યુવાન વયમાં જ ત્રીસ મહાભારત જેટલા શ્લોકો કંઠસ્થ કરી લીધા હતા, તેઓશ્રીએ હિંદી માસિક 'કલ્યાણ' ના સંપાદક શ્રી હનુમાનપ્રસાદને જણાવેલું કે 'ધનુર્વેદ'– ધનુષચંદ્રોદય અને ધનુષપ્રદીપ એ ત્રણે ગ્રંથો પોતાને મોઢે છે. એ ત્રણેમાં પરમાણુની સહાયથી શક્તિ નિર્માણનું અને અસ્ત્રોની બનાવટનું વર્ણન છે.

આવી પદાર્થવિજ્ઞાન અંગેની અનેક સૂક્ષ્મ હકીકતો સિદ્ધ કરનારનાં દૃષ્ટાંતો આપણા પ્રાચિન ભારતીય ગ્રંથોમાં જોવા મળે છે. પરંતુ સમય જતા યોગ્ય અધિકારીઓને અભાવે ગુરૂપરંપરાની પ્રથા લુપ્ત બની. ધાતુવાદનું ઘણું અમૂલ્ય સાહિત્ય પરદેશી આક્રમણોના ઝંઝાવાતમાં ઘસડાઈ ગયું. પરિણામે રસવિદ્યાની વહેતી ધારા બંધિયાર બની.

આ હકીકતવાળા ઈતિહાસથી અજ્ઞાત માણસોને પૂર્વ-કાલીન ભારત, તે અણુ વિજ્ઞાનનાં રહસ્યોથી અજાણ લાગે એમાં કંઈ આશ્ચર્ય નથી.

આત્મામાં જેમ અનંત શક્તિઓ છે, તેમ પરમાણુઓ-માં પણ જુદી જુદી જાતની અનંત શક્તિઓ છે. વિવિધ શક્તિઓની પ્રગટતાએ વિવિધસ્વરૂપી પુદ્ગલ પદાર્થો વિશ્વના પ્રાણીઓને એક યા અધિક ઈન્દ્રિયગાહ્ય બને છે. દરેક અવ-સ્થાવંત પુદ્ગલ પદાર્થ તે સંપૂર્ણ પંચેન્દ્રિયગાહ્ય હોવો જોઈએ એવો નિયમ નથી. પંચેન્દ્રિયગાહ્ય પણ હોય અને પંચેન્દ્રિયથી ન્યૂનાવત્ એકેન્દ્રિય ગાહ્ય પણ હોય. આ રીતના ઈન્દ્રિય ગાહ્ય પદાર્થો પૈકી કેટલાક પદાર્થ જેવા કે શબ્દ,

અંધકાર, ઉદ્યોત, પ્રભા, છાયા, આતપ ઈત્યાદિ વર્તમાન વૈજ્ઞાનિકોની સમજમાં પદાર્થ સ્વરૂપે નહિં હોતાં શક્તિ તરીકે હતા, તેને આ પુસ્તકના પૂર્વપ્રકરણોમાં વિવિધ વિચારણા દ્વારા પદાર્થ સ્વરૂપે જ સિદ્ધ કરી આપ્યા છે. વળી કેટલાક પ્રસિદ્ધ વૈજ્ઞાનિકોએ પણ તેને પદાર્થ સ્વરૂપ હોવાનું સાબીત કરવાથી જૈનદર્શન કથિત તે હકીકત સત્ય પૂરવાર થઈ ચૂકી છે.

ઈન્દ્રિયગ્રાહ્ય પદાર્થ તે પરમાણુ સ્વરૂપે તો હોઈ શકે જ નહિ. વર્તમાન વૈજ્ઞાનિકો પદાર્થના જે સૂક્ષ્મ વિભાગને પરમાણુ કહેતા આવ્યા છે, તે પરમાણુ પણ નિર્વિભાજ્ય સ્વરૂપે નહિ હોતાં અનેક પરમાણુઓના જથ્થાઓ રૂપે સંમિશ્રિત હોય છે. જે જથ્થાઓનું જ્યાં સુધી તેઓ વિભાજન કરી ન શકે ત્યાં સુધી તેમની દૃષ્ટિમાં તે પરમાણુ તરીકે ઓળખાય છે. અને પ્રયોગોમાં આગળ વધતાં વધતાં જ્યારે તેઓ તેનું વિભાજન કરવામાં સફળ થાય છે, ત્યારે તેઓ વિભાજન કરવામાં સફળ થયા પહેલાં જેને અવિભાજ્ય કહેતા હતાં, તેને સવિભાજ્ય કહેવા લાગે છે. વર્તમાન વિજ્ઞાનના આદ્ય પરમાણુ આવિષ્કારકે તો અવિભાજ્ય ભાગને જ પરમાણુ કહ્યો છે. તેમ છતાં સવિભાજ્ય ભાગને પણ પરમાણુ સંજ્ઞા તરીકે હાલ વિજ્ઞાનમાં ઓળખાય છે. આ રીતે તેમની વિભાજન કરવાની કાર્યવાહી ચાલુ રહે છે, અને જ્યાં સુધી આગળ વિભાજન કરવામાં સફળ ન થાય ત્યાં સુધી તે ભાગને તેઓ અવિભાજ્ય કહે છે. એટલે એક વાત સમજવી જરૂરી છે કે વૈજ્ઞાનિકો જેને પદાર્થનો સૂક્ષ્મમાં સૂક્ષ્મ યા નિર્વિભાજ્ય

અણુ કહે છે, તેનો અર્થ એ સમજવો કે ત્યાં સુધી જ તેઓ વિભાજન કરવામાં સફલ થયા છે. માટે જ તેને નિર્વિ-ભાજ્ય અણુ કહે છે. તેઓની દૃષ્ટિમાં આજે કહેવાતા અણુ-ઓનું વિભાજન થઈ નહિ શકે જ, એમ તો તેઓ પણ કહી શકતા નથી.

સર 'જેમ્સજીન્સ' નામે એક વૈજ્ઞાનિક લખે છે કે-'સાપેક્ષવાદ અને પરમાણુ વિભાજન જ વીસમી સદીનો મહાન આવિષ્કાર નથી. પરંતુ 'વસ્તુઓ આપણને જેવી દેખાય છે તેવી નથી.' એ જ આ સદીનો મહાન આવિષ્કાર છે. સાથે સાથે સર્વમાન્ય વાત તો એ છે કે આપણે હજુ સુધી પરમ વાસ્તવિકતાની પાસે પહોંચી શકયા નથી.

આ ઉપરથી સમજાય છે કે વસ્તુની નિર્વિભાજ્ય રૂપ અવસ્થાને અનુભવવામાં વર્તમાન વિજ્ઞાન હજુ સફળ થયું નથી.

ભગવાન મહાવીરદેવે તો પરમાણુને અવિભાજ્ય, અછેદ્ય, અભેદ્ય, અદાહ્ય અને અગ્રાહ્ય સ્વરૂપી વર્ણવવા ઉપરાંત પણ કહ્યું છે કે પરમાણુ એ ઇન્દ્રિયગ્રાહી અને પ્રયોગોનો વિષય છે જ નહિ. અર્થાત્ જે અણુઓ ઉપર પ્રયોગ થઈ શકે તેને પરમાણુ કહી શકાય જ નહિં.

પદાર્થનો આજની દૃષ્ટિએ સૂક્ષ્મસાં સૂક્ષ્મ ભાગ કે જેને વૈજ્ઞાનિકો પરમાણુ તરીકે ઓળખાવે છે, તેનાથી પણ અતિ સૂક્ષ્મ સ્વરૂપે અનંત પરમાણુઓની એકત્રિત અવસ્થા-(એકમેક અવસ્થા) મય પુદ્ગલ જથ્થાઓનું અસ્તિત્વ, આ વિશ્વમાં સદાના યાટે હોય જ છે.

આવા પુદ્ગલ જથ્થાઓ તે ઇંદ્રિયોથી તો બિલકુલ અગ્રાહ્ય છે. એટલે આપણે તેને જોઈ શકતા નથી. દૃશ્ય જગતનું ઉપાદાન કારણ આવા જથ્થાઓ જ છે. પરમાણુ સમૂહથી બની રહેલા આવા જથ્થા અને તેવા જથ્થાઓમાંથી જ બનતા દૃશ્ય જગતનું જ્ઞાન આપણને નહિ હોવાથી, વિશ્વ-રચનાની સમજમાં આપણે ગોથાં ખાઈએ છીએ.

આપણી ઇન્દ્રિયોથી જે પરમાણુઓના જથ્થાઓ જોઈ શકાય છે, તે જથ્થા, કોઈપણ આત્માએ અદૃશ્ય જથ્થાઓને ખેંચીને તેને શરીર રૂપે બનાવેલા હોય છે. શરીરસાથે સબંધ ધરાવતા પદાર્થરૂપે બન્યા વિના તે જથ્થા, ઇંદ્રિયોથી ગ્રાહ્ય ન થાય. અર્થાત્ ઇંદ્રિયોદ્વારા ન અનુભવી શકાય. જેના અસ્તિત્ત્વનો અનુભવ આપણે ઇંદ્રિયોદ્વારા કરી શકીએ છીએ, તે તો ક્યારેક પણ કોઈક જીવના શરીર-રૂપ બનેલા હોય છે.

વિજ્ઞાનકારો અનેક પદાર્થો, પદાર્થશક્તિઓના આવિષ્કારો કરે છે, તે જમીનમાંથી, અવકાશમાંથી, પાણીમાંથી પાર્થિવ રૂપે-પ્રવાહી રૂપે તેજકણો રૂપે શોધી કાઢેલ હોય છે. તે સર્વ કોઈ પણ આત્માએ પહેલાં પોતાના શરીરરૂપે બનાવેલ હોય છે. સોનું, ચાંદી, મેગ્નેશિયમ, લિગ્નાઈટ કે જે કાંઈ વિજ્ઞાન શોધી કાઢે છે, તે કોઈ પણ આત્માના, આત્મા સહિત શરીર રૂપે હોય છે, અથવા આત્મા તેમાંથી ચાલ્યા ગયા પછીના નિર્જીવ શરીર રૂપે હોય છે. તે શરીર રૂપ નિશ્ચેતન પદાર્થોના સંયોગ તથા વિભાગથી પણ ઘણી

વસ્તુઓ બને છે. તે દરેક પણ જીવોના સજીવ યા નિર્જીવ શરીરો કે તેના જથ્થા, કે તેના સંયોગ કે વિભાગથી બનેલા હોય છે. એટલે વૈજ્ઞાનિકોએ આવિષ્કારિત પદાર્થોનું મૂળ-સ્વરૂપ તો જીવસહિત કે જીવરહિત શરીર યા શરીરોના જથ્થા સ્વરૂપ હોય છે. પરંતુ તે શરીરોનું ઉપાદાન કારણ શું છે? અર્થાત્ કેવા સ્વરૂપે વિશ્વમાં વર્તી રહેલ પુદ્ગલ-જથ્થાઓમાંથી તે શરીર તૈયાર થાય છે? તેનું શોધન, સર્વજ્ઞ-દર્શન સિવાય કોઈ દર્શનકાર કે વૈજ્ઞાનિક કરી શક્યો નથી. છતાં તેવા સૂક્ષ્મ જથ્થાઓ અને બીજા પણ કેટલાક સૂક્ષ્મ જથ્થાઓની વિવિધ જાતો કે જે આપણને ઈન્દ્રિયગ્રાહ્ય થઈ શકતી નથી, કે કોઈ પણ જાતના બાહ્ય યાંત્રિક યા વૈજ્ઞાનિક પ્રયોગોથી સમજી શકાય તેવી નથી, એવા તે જથ્થાઓનું અસ્તિત્ત્વ પણ વિશ્વમાં અવશ્ય વર્તે છે.

અહિં કોઈને શંકા થાય કે ઈન્દ્રિયોને પણ બિલ્કુલ ગ્રાહ્ય થઈ શકતા ન હોય તો પછી તેવા પદાર્થ જથ્થાઓના આવિષ્કારકોએ તે જથ્થાઓ કેવી રીતે જાણ્યા? અને તેના આવિષ્કારકો કોણ?

જ્યાં કેવળ જડપદાર્થના જ ગુણ તથા પર્યાયનું અને તે પણ અપૂર્ણ અને અનિશ્ચિત શોધન હોય છે, ત્યાં આવી શંકા ઉપસ્થિત થાય તે સ્વાભાવિક છે. પરંતુ જ્યાં જડ અને ચેતન બન્નેના ગુણ તથા પર્યાયનું સર્વાંગી શોધન હોય છે, ત્યાં આવી શંકા રહી શકતી નથી. અહીં સમજવું જરૂરી છે કે ચેતનના લક્ષવિનાના કેવળ જડપુદ્ગલના જ આવિ-

ષ્કારો અને તેનો ઉપયોગ, શુભ છેડાવાળા નથી. જીવનમાં ઉપયોગીતાની દૃષ્ટિએ ચેતનના જ્ઞાનરહિત કેવળ જડના જ આવિષ્કારો, અને ચેતનના જ્ઞાનપૂર્વકના જડના આવિષ્કારો એ બન્નેનું સ્વતંત્ર મહુત્ત્વ છે. બન્નેય સત્યની મંજિલ પર પહોંચવા ઇચ્છે છે, પરંતુ ચેતનના ખ્યાલપૂર્વકના જડ પુદ્ગલના આવિષ્કારોનો વિકાસ મુખ્યત્વે આત્મવાદના રૂપમાં છે. તેનાથી મનુષ્યને ક્ષમા, સંતોષ, અહિંસા, સત્ય આદિની પ્રાપ્તિ થઈ છે. જ્યારે ચેતનને ભૂલી જઈ જડના જ આવિષ્કારોનો વિકાસ આધિભૌતિક જ રહ્યો છે. કેવળ ભૌતિક સામગ્રીથી જ મનુષ્ય ભલે આનંદથી જીવી શકે, પરંતુ ચેતનને ભૂલી જવાથી માત્ર ભૌતિક સાધનોના ઢગલાઓથી વાસ્તવિક શાંતિનો અનુભવ કે ભૌતિક આવિષ્કારોની પૂર્ણ સત્યતા, કદાપિ પ્રાપ્ત થવાની નથી.

ચેતનના આવિષ્કારની સમજ રહિત, કેવળ જડના જ આવિષ્કારની દૃષ્ટિ, તે બાહ્ય દૃષ્ટિ છે. અને ચેતનના આવિષ્કાર પૂર્વકની જડના આવિષ્કારની દૃષ્ટિ, તે આંતર દૃષ્ટિ છે. આંતર દૃષ્ટિને અપ્રાપ્ત મનુષ્ય, પૃથ્વી ઉપર રહીને ત્રિલોકને જીતવાના પ્રયાસો કરતો આવ્યો છે, અને કેટલીક વાર કંઈક અંશે તેને સફળતા પણ મળે છે. પરંતુ જગતનો ઇતિહાસ કહે છે કે એ સફળતાની ભ્રમણાનું જ્ઞાન, માનવીને હમેશાં પાછળથી થયું છે.

આંતરદૃષ્ટિને પ્રાપ્ત કરવાની પ્રેરણા કરતું પદાર્થ-વિજ્ઞાન જ આત્માને શાંતિની નજીક લઈ જાય છે. જેને

સામાન્ય ચક્ષુ દેખી ન શકે તેને આંતરદૃષ્ટિવાળું પદાર્થ-વિજ્ઞાન જોવાને ઇચ્છે છે. જેને સાધારણ ઇન્દ્રિયો પામી ન શકે એવી વસ્તુઓનો તે અનુભવ કરવા ચાહે છે. ભૌતિક યા બાહ્ય દૃષ્ટિ વિચારધારાવાળી વ્યક્તિ, આવી આંતરદૃષ્ટિથી બહુ જ દૂર ભાગવાનો પ્રયત્ન કરે છે, તો પણ આંતરદૃષ્ટિ વિચારધારાનું સ્તર બહુ જ ઊંચું રહ્યું છે, અને રહેશે.

આંતરદૃષ્ટિને પ્રાપ્ત મનુષ્ય જ સમજી શકે છે કે જડ પદાર્થો કરતાં ચેતન અચિંત્ય શક્તિધારક છે. ચેતનને પોતાની અચિંત્ય શક્તિઓની પ્રગટતાથી પ્રાપ્ત થતા સુખની આગળ, ભૌતિક સામગ્રીની અનુકુળતાથી પ્રાપ્તસુખ તુચ્છ છે, ત્યાજ્ય છે, પરાધીન છે, નશ્વર છે.

ચેતન જ્ઞાતા છે, જ્યારે જડ જ્ઞેય છે, જ્ઞાતા પોતાની જ્ઞાનશક્તિની પ્રગટતા અનુસાર તે જ્ઞેય પદાર્થોને જાણી શકે છે. જ્ઞાતાની ચેતનશક્તિ જ્યાં સુધી ન્યૂનાધિક પ્રમાણમાં પણ આચ્છાદિત–સુષુપ્ત છે, અપ્રગટ છે, ત્યા સુધી જ્ઞેયપદાર્થોનું જ્ઞાન કરવામાં તેને ચક્ષુ આદિ ઇન્દ્રિયોરૂપ સાધનની આવશ્યકતા રહે છે. પદાર્થોનું જ્ઞાન કરવામાં વર્તતી આ પરાધીનતા એ જ મહા દુઃખ છે. પરંતુ ચેતનનું વાસ્તવિક જ્ઞાન પ્રાપ્ત કરીને, આત્મા જ્યારે સત્યપુરૂષાર્થથી પોતાની ચેતનશક્તિની પૂર્ણતાને સંપૂર્ણ નિરાવરણ અર્થાત્ પ્રગટ કરે છે, ત્યારે વિશ્વના કોઈ પણ પ્રકારના સ્થૂલ કે સૂક્ષ્મ પદાર્થોને જાણવામાં તેને ઇદ્રિયો રૂપ સાધનોની કે કોઈ યાંત્રિક સાધનોની આવશ્યકતા રહેતી નથી. તેને સમસ્ત વિશ્વમાં વ્યાપી રહેલા

સમસ્ત પદાર્થોની ત્રિકાલિક અવસ્થાઓનું જ્ઞાન, અંજલિમાં રહેલ જળની માફક, આત્મપ્રત્યક્ષ વર્તે છે. આવા જ્ઞાનીઓ તે કેવલજ્ઞાની કહેવાય છે, યા સર્વજ્ઞ કહેવાય છે તેઓ રાગ–દ્વેષથી બિલકુલ રહિત હોવાથી તેમનામાં ક્રોધ, લોભ, ભય અને હાસ્ય એ ચાર પૈકી એક પણ દુર્ગુણ અંશમાત્ર વર્તતો હોતો નથી. એ ચાર દુર્ગુણો સિવાય અસત્ય બોલવાનું હોઈ શકતું જ નથી. વળી અજ્ઞાન પણ તેમનું નષ્ટ થવાથી કોઈ પણ જ્ઞેય પદાર્થનું જ્ઞાન, કોઈ પણ સ્વરૂપે તેમનાથી અજ્ઞાત રહેતું નથી. કોઇના કહેવા માત્રથી કે દૃષ્ટિરાગથી પ્રેરાઈ તેમની વીતરાગતા સ્વીકારાતી નથી. પરંતુ તેમની વીતરાગતા અને સર્વજ્ઞતા પ્રાપ્તિને સિદ્ધ કરતો તેમના જીવનનો ક્રમબદ્ધ સ્પષ્ટ ઇતિહાસ હોય છે.

વિશ્વના કોઈ પણ કાળના કોઈ પણ વૈજ્ઞાનિકથી અજ્ઞાત તથા જગતના કોઈ પણ પ્રાણિને ઇન્દ્રિયગ્રાહ્ય કે પ્રયોગગ્રાહ્ય ન બની શકે તેવા સૂક્ષ્મ અને સૂક્ષ્માતિસૂક્ષ્મ પદાર્થોનું વિજ્ઞાન, આવા વીતરાગ–સર્વજ્ઞપરમાત્માઓના વચનથી જ જાણી સમજી શકાય છે. આવા પદાર્થોના આવિષ્કારકો તે સર્વજ્ઞ દેવો, શ્રી અરિહંત પરમાત્મા યા શ્રી તીર્થંકર પરમાત્મા કહેવાય છે. અમુક સમયે અમુક તીર્થંકરો જ થઈ શકવાનો કુદરતી નિયમ છે. તે પ્રમાણે ચોવીસ ચોવીસ તીર્થંકરો ક્રમબદ્ધ થતા રહે છે. એવી અનંતી ચોવીશીઓ ભૂતકાળમાં થઈ છે અને ભવિષ્યમાં થશે. તેઓએ પ્રરૂપિત દર્શન, તે જૈનદર્શન નામે ઓળખાય છે. છેલ્લામાં છેલ્લા તીર્થંકર આ ભરતક્ષેત્રમાં પ્રભુ શ્રીમહાવીરદેવ થઈ ગયા છે.

આજનું જૈનાગમ તે પ્રભુ શ્રીમહાવીરદેવની વાણીના સંગ્રહ સ્વરૂપ છે. પદાર્થવિજ્ઞાન પૈકીની પુદ્ગલદ્રવ્યની કેટલીક વાતો જૈનદર્શનમાં એવી છે કે આધુનિક વિજ્ઞાનદષ્ટિથી પણ યથાર્થ છે. જૈન દર્શનની પુદ્ગલ અંગેની દષ્ટિ એટલી સૂક્ષ્મ તથા અર્થગ્રાહી છે કે તેની અમુક વાતો આજે પણ વિજ્ઞાનની કસોટી પર કસી શકાય છે. વૈજ્ઞાનિક સત્યતા ક્યાં સુધી ઠીક છે, એ એક અલગ પ્રશ્ન છે. પરંતુ જૈન દર્શન કથિત, શબ્દ–અંધકાર આદિ સંબંધી અનેક માન્યતાઓ એવી છે કે, જે આજની વૈજ્ઞાનિક દષ્ટિથી વિરૂદ્ધ નથી.

ભિન્ન ભિન્ન સ્વરૂપે થતું પુદ્ગલપરિણમન યા પુદ્ગલ આવિષ્કારો થવામાં પરમાણુની વૃદ્ધિ અને ન્યૂનથવાની રીત, પરમાણુની અનંતશક્તિઓનું વર્ણન, પુદ્ગલની વિવિધ સૂક્ષ્મ વર્ગણાઓ, ગ્રાહ્ય–અગ્રાહ્ય વર્ગણાઓ, અચિત્ત મહાસ્કંધો, વિવિધ પરિણામો, દશ્ય વિશ્વની રચનામાં ઉપયોગી સૂક્ષ્મ પુદ્ગલજથ્થાઓ, આ બધાનું શાસ્ત્રીય વર્ણન, પદ્ધત્તિ સર, વિસ્તારપૂર્વક સૂક્ષ્મ વિચારોથી જૈનશાસ્ત્રમાં આજે પણ એટલું બધું જોવામાં આવે છે કે તેવું વર્ણન જગતના અન્ય કોઇ પણ ગ્રંથમાં નથી, કોઈ પણ વૈજ્ઞાનિક શોધી શકે તેમ નથી.

જે યુગમાં પ્રયોગશાળાઓ અને યાંત્રિક સાધનો આજના જેવાં ન હતાં, તે યુગમાં અન્ય કોઈ પણ પ્રકારના યાંત્રિક સાધનોથી આવિષ્કારિત નહિ કરતાં, આવી સૂક્ષ્મ પદાર્થ અવસ્થાના આવિષ્કારો, તેના આવિષ્કારકે કેવી રીતે કર્યા હશે? તે બાબતનો ઊંડો વિચાર કરતાં સમજાય છે કે આવા

આવિષ્કારો આવિષ્કારિત કર્યા પહેલાં, તેના આવિષ્કારકે પ્રથમ પોતાની અનંત આત્મશક્તિ પ્રગટ કરવાનો જ પુરૂષાર્થ આદર્યો હતો. અને તે પુરૂષાર્થ દ્વારા આત્માની અનંત ચેતન શક્તિ (જ્ઞાનશક્તિ) ની પૂર્ણતા પ્રાપ્ત કરવાથી જ, અન્ય જડ પદાર્થોનું વિજ્ઞાન પણ તેમને સ્વયં સાંગોપાંગ આત્મ-પ્રત્યક્ષ દેખાયું. એટલે ચેતન અને જડ પદાર્થોનું અને તેની ત્રિકાલિક વિવિધ અવસ્થાઓના આવિષ્કારોમાં તે પરમાત્માઓને પછી અન્ય કોઈપ્રયોગ કરવોપડયો ન હતો. પદાર્થવિષયી સંપૂર્ણ વિજ્ઞાન જેવું સર્વજ્ઞ-વીતરાગ શ્રી તીર્થંકર પરમાત્માને જણાયું-દેખાયું તેવું અન્ય કોઈ વૈજ્ઞાનિકોથી આત્મપ્રત્યક્ષ દીપકને પ્રાપ્ત કર્યા સિવાય, જોઈશકાય કે દેખી શકાય તેમ નથી. માટે સર્વજ્ઞ વચનાનુસારે માનવું પડશે કે દૃશ્ય જગતના પદાર્થો, શબ્દ, અંધકાર, ઉદ્યોત, પ્રભા, છાયા, અને આતપ ઉપરાંત પણ, પુદ્દગલપદાર્થોના સૂક્ષ્મ વિવિધ જથ્થાઓ આ વિશ્વમાં અવશ્ય વર્તે છે. તે જથ્થાઓ કેવા છે? કયાં કયાં રહેલ છે? કેવા કેવા સ્વરૂપી અને કેવા કેવા સ્વભાવી છે? તેમાં કેવા જથ્થાઓ વિશ્વના જીવોને ઉપયોગી છે અને કેવા જથ્થાઓ બીનઉપયોગી છે? ઉપયોગી જથ્થાઓથી જીવની વિવિધ અવસ્થાઓ કેવી રીતે સર્જાય છે? તે સર્જાતી અવસ્થા સુખદાયક છે કે દુઃખદાયક છે? તે જથ્થાઓ દ્વારા દૃશ્યજગતનું અને જીવની બાહ્ય-આંતરિક વિવિધ અવસ્થાઓનું સર્જન દરેક જીવના સ્વ-પ્રયત્નજન્ય છે કે અન્ય પ્રયત્નજન્ય છે? આ બધી સૂક્ષ્મ અને રસપ્રદ હકીકતોને હવે વિચારીએ.

ઇન્દ્રિયગ્રાહ્ય બની શકવાવાળા અગર ઈલેક્ટ્રોનિક માઈક્રોસ્કોપ યંત્રદ્વારા અનુમાનસિદ્ધ થઈશકવાવાળા પુદ્ગલપદાર્થો ઉપરાંત, કેટલાક પુદ્ગલ પદાર્થોનું અસ્તિત્વ એવું પણ વિશ્વમાં વર્તે છે કે જે પદાર્થોના અસ્તિત્વનું જ્ઞાન, આત્માની અનંત શક્તિ પ્રાપ્ત શ્રી વીતરાગ સર્વજ્ઞ પરમાત્માને જ હોઈ શકે છે. જેથી વિશ્વના અન્ય પ્રાણીઓને તેવા પદાર્થોનો ખ્યાલ, જિનાગમ દ્વારા જ આવી શકે છે.

ઈન્દ્રિયગ્રાહ્ય બની શકતા કે ઈલેક્ટ્રોનીક માઈક્રોસ્કોપ યંત્ર દ્વારા અનુમાનસિદ્ધ થઈ શકતા પદાર્થોનું ઉપાદાન કારણ શું છે? તેનું સંશોધન વિશ્વના કોઈ પણ યાત્રિક-પ્રયોગોદ્વારા અગર પ્રાણાયામ આદિ કોઈ યોગદ્વારા કોઈને પ્રાપ્ત થઈ શકવાનું હજુ સુધી સાંભળવામાં આવ્યું નથી. સર્વજ્ઞ ભગવંતોના વચનાનુસારે તો તેની પ્રત્યક્ષ સિદ્ધિ અનુભવવા માટે, આત્માની અનંત શક્તિને પ્રગટ કરવાનો જ પુરૂષાર્થ આદરવો જોઈએ. આવા પુરૂષાર્થમાં કાળ-સંઘયણ-બળ, આદિની પ્રતિકુળતાએ જ્યાંસુધી આત્મા પોતાના અનંત ચતુષ્કગુણોની પૂર્ણ પ્રગટતા પ્રાપ્ત ન કરી શકે, ત્યાં સુધી તે પદાર્થોની જ્ઞાનપ્રાપ્તિમાં, સર્વજ્ઞ-વીતરાગ એવા તીર્થંકર પરમાત્માના વચન સંગ્રહરૂપ જિનાગમને જ પ્રમાણ માની સ્વીકારવું જોઈએ. ફક્ત સંપૂર્ણ વીતરાગ સર્વજ્ઞ પરમાત્મ સ્વરૂપને પ્રાપ્તઆત્માઓ જ, સ્વજ્ઞાનબળે જોઈ શકે તેવા સૂક્ષ્મ પુદ્ગલોનું અસ્તિત્વ પણ સમગ્ર લોકાકાશ (બ્રહ્માંડ)માં છે.તેમાં પણ એકમેક સંબધીત બની રહેલ સ્કંધ-

રૂપે વર્તતા પુદ્ગલોમાં અણુસમૂહની ન્યૂનાધિકતાના હિસાબે વિવિધ જાતો છે. તે વિવિધ જાતોને વિવિધ વર્ગણા કહેવાય છે. તેમાંથી જીવદ્વારા યોગને અનુસરીને, જે પુદ્ગલ વર્ગણાઓ ગ્રહણ કરી ઉપયોગી બનાવી શકાય છે, તે પુદ્ગલ વર્ગણાઓને 'ગ્રહણ યોગ્ય' વર્ગણાઓ કહેવાય છે. વિશ્વ રચનામાં ઉપયોગી બની શકતી ઘટનાનું ઉપાદાન કારણ, આ 'ગ્રહણ–યોગ્ય' વર્ગણાઓજ છે. ગ્રહણયોગ્ય વર્ગણાઓ નીચે મુજબ આઠ છે.

(૧) ઔદારિક શરીર યોગ્ય (૨) વૈક્રિય શરીર યોગ્ય (૩) આહારક શરીર યોગ્ય (૪) તૈજસ શરીર યોગ્ય (૫) ભાષા યોગ્ય (૬) શ્વાસોચ્છ્વાસ યોગ્ય (૭) મનઃપ્રાયોગ્ય (૮) કર્મ યોગ્ય.

આમાં ભાષા, શ્વાસોચ્છ્વાસ અને મનોયોગ્ય વર્ગણાઓમાંથી પુદ્ગલ સ્કંધો ગ્રહણ કરી તે તે રૂપે પરિણમાવીને પરિણામ પામેલ તે પુદ્ગલોના અવલંબનથી જ ઉત્પન્ન થયેલ વીર્ય (બળ–શક્તિ) દ્વારા તે પુદ્ગલોને જીવ છોડી દે છે. જેમ બિલાડો ઊંચે કુદવા માટે પહેલાં પોતાના શરીરનું સંકોચન દ્વારા અવલંબન લે છે, ત્યાર પછી સંકોચના દ્વારા પ્રાપ્ત થયેલ બળવડે જ ઉંચે કૂદી શકે છે. અન્યથા કૂદી શકતો નથી. તેવી રીતે ભાષાદિ વર્ગણાઓને છોડી મૂકવા માટે તેજ પુદ્ગલોનું અવલંબન જીવદ્વારા લેવાય છે.

શેષ ઔદારિકાદિ શરીરયોગ્ય પાંચ વર્ગણાઓમાંથી ગ્રહણ કરાતા, પુદ્ગલસ્કંધોને તો ગ્રહણ કરનાર જીવ પોતાના

ઔદારિકાદિ શરીર રૂપે પરિણમાવે છે. પણ છોડી મૂકતો નથી. તેને તો બંધનનામકર્મ (શરીર રચનામાં ઉપયોગી ગ્રહિત પુદ્ગલોને આત્મા સાથે જોડી દેવાના સ્વભાવવાળું જીવ સાથે ક્ષીર નીરવત્ સંબંધિત બની રહેલ કર્મ સ્વરૂપી પુદ્ગલ સ્કંધો પૈકીનો એક કર્મપુદ્ગલ સ્કંધ) વડે પોતાની સાથે આત્મા જોડી દે છે. ભાષા, ઉચ્છ્વાસ અને મનોવર્ગણાના પુદ્ગલ સ્કંધોને તો આત્મા સાથે સંબંધિત થવામાં હેતુભૂત તેઓનું બંધનનામકર્મ નહિ હોવાથી તેઓને તો પૂર્વના સમયે ગ્રહણ કરે અને પછીના સમયે છોડી મૂકે. એ પ્રમાણે થયા કરે છે.

આ આઠ જાતની વર્ગણા સિવાય અન્ય કોઈ વર્ગણાના પુદ્ગલસ્કંધોને જીવ ગ્રહણ કરતો જ નથી. કારણ કે તે વર્ગણાઓ વિશ્વરચનામાં ઉપયોગી બની શકવાની યોગ્યતા-વાળી નથી. જેથી તેવી વર્ગણાઓને 'અગ્રહણ' વર્ગણાઓથી જૈન દર્શનમાં ઓળખાવી છે.

ગ્રહણ યોગ્ય આઠ પૌદ્ગલિક વર્ગણામાંથી ઉપરોક્ત રીતે શરીર, ઉચ્છ્વાસ, વાણી અને વિચાર સ્વરૂપે થતું પુદ્ગલ પરિણમન તે, જીવ પ્રયત્નથી જ થાય છે. પ્રત્યેક જીવની પોતપોતાના અંગે થતી શરીર રચનાદિ ક્રિયા, તે પોતપોતાના જ પ્રયત્ને થાય છે.

કોઈ એક જીવના પ્રયત્ને અન્ય જીવની શરીરાદિની રચના થઈ શકતી નથી,

શરીરાદિની રચનામાં થતો જીવ પ્રયત્ન તે, જીવની સાથે ક્ષીરનીરવત્ સંબંધિત બનીરહેલ કર્મસ્વરૂપ પુદ્‌ગલ-રજકણોના નિમિત્તને પામીને જ થાય છે. કર્મસંબંધથી રહિત જીવોનો પ્રયત્ન, આવી શરીરાદિની રચનામાં હોઈ શકતો નથી.

ઇન્દ્રિયો દ્વારા અનુભવાતા વિવિધ અવસ્થાવંત વિશ્વના પ્રત્યેક પદાર્થો, યા વિજ્ઞાને સિદ્ધ કરેલા અને તેમની દૃષ્ટિએ મનાતા સૂક્ષ્મમાં સૂક્ષ્મ પદાર્થો, તે કોઇને કોઈ જીવના શરીર સ્વરૂપ પુદ્‌ગલ અવસ્થાના જ વિભાજીત યા સંયોજીત વિભાગો છે. શરીરોના અસ્તિત્વ વિના વિશ્વના કોઈ પણ દૃશ્ય પદાર્થનું અસ્તિત્વ સંભવી શકતું નથી. આ શરીરાદિની રચના, ગ્રહણ યોગ્ય પુદ્‌ગલ વર્ગણાઓમાંથી જ, જીવ પ્રયત્ને થતી હોઈ વિશ્વના દૃશ્ય સર્વપદાર્થોનું ઉપાદાન કારણ તે ગ્રહણયોગ્ય પુદ્‌ગલવર્ગણાઓથી જ છે.

પુદ્‌ગલ પદાર્થો ઉપર થતો જીવ પ્રયત્નનો પ્રારંભ આ ગ્રહણયોગ્ય પુદ્‌ગલવર્ગણાઓથી જ થાય છે. તે ગ્રહણયોગ્ય વર્ગણાઓમાંથી થતી વિશ્વરચનામાં જીવપ્રયત્ન કેવી રીતે પ્રવર્તે છે, તે સમજવા માટે જીવના 'અભિસંધિજ' અને 'અનભિસંધિજ' રૂપ આત્મશક્તિના સ્વરૂપને અન્ય ગ્રંથોથી સવિસ્તૃત જાણવું જોઈએ.

ગ્રહણયોગ્ય પુદ્‌ગલવર્ગણાઓને શરીરાદિ રૂપે પરિણમન પમાડવામા પ્રવર્તતો જીવ પ્રયત્ન તે 'અનભિસંધિજ' પ્રયત્ન તરીકે ઓળખાય છે.

શરીરમાં અનેક ધાતુઓ–ઉપધાતુઓ બને છે. પારસ્પરિક સંક્રમણ થાય છે, અનાવશ્યક પદાર્થ શરીરમાંથી વિસર્જિત થાય છે, નિદ્રાવસ્થામાં પણ એ પ્રવૃત્તિઓ ચાલુ જ રહે છે, આ પ્રકારે થવાવાળી સર્વ પ્રવૃત્તિઓમાં પ્રવૃત્ત-વીર્યને અર્થાત્ આત્મપ્રયત્નને 'અનભિસંધિજ' વીર્ય કહેવાય છે.

આપણે હાલીએ છીએ, ચાલીએ છીએ, તે સમયે અગર તો હાથ વડે કંઈક ઉંચકવા ટાઈમે વિશેષપ્રયત્નની જે આવશ્યકતા રહે છે, એવી ઐચ્છિક પ્રવૃત્તિઓમાં પ્રવૃત્ત આત્મ—પ્રયત્નને 'અભિસંધિજ' વીર્ય કહેવાય છે.

ગ્રહણયોગ્ય આઠ પૌદ્ગલિક વર્ગણાના સ્કંધોનું ગ્રહણ, શરીર રચના, ઉચ્છ્વાસ, ભાષા અને મન રૂપે થતું તેનું પરિણમન, તથા ઉચ્છવાસ–ભાષા અને મનનું અવલંબન અને વિસર્જન એ બધુંય તે પુદ્ગલોને ધારક તે તે જીવોના જ 'અનભિસંધિજ' વીર્ય (પ્રયત્ન) વડે જ થાય છે.

શરીરાદિની રચનામાં ઉપયોગી બની રહેવાની યોગ્યતા-વાળી પુદ્ગલવર્ગણાઓના તથા ઉપયોગી બની શકે નહિ તેવી અગ્રહણ યોગ્ય પુદ્ગલવર્ગણાઓના પુદ્ગલસ્કંધો (પરમાણુના પિંડમાં)માં પુદ્ગલપરમાણુઓનો પરસ્પરથતો એકમેક સંબંધ તે કોઈ જીવના પ્રયત્નજન્ય નહિં હોતાં, સ્વાભાવિક અર્થાત્ 'વિશ્રસા' પરિણામરૂપ થાય છે. આવી રીતે વિશ્રસા પરિણમિત ગ્રહણયોગ્ય વર્ગણાઓના સ્કંધોપૈકી ઔદારિક ગ્રહણયોગ્ય વર્ગણાના પુદ્ગલ સ્કંધોમાંથી ઔદા-

રિક શરીર, વૈક્રિય ગ્રહણુયોગ્ય વર્ગણામાંથી વૈક્રિય શરીર, આહારક ગ્રહણયોગ્ય વર્ગણામાંથી આહારક શરીર, તૈજસ ગ્રહણુયોગ્ય વર્ગણામાંથી તૈજસશરીર, અને કાર્મણ ગ્રહણુયોગ્ય વર્ગણામાંથી કાર્મણશરીરની રચના જીવ પ્રયત્ન—વડે થાય છે. વચનોચ્ચારમાં, ચિંતવનમાં, અને શ્વાસ લેવા મૂકવામાં અનુક્રમે, ભાષાવર્ગણાના, મનવર્ગણાનાં અને ઉચ્છ્વાસવર્ગણાના પુદ્ગલસ્કંધોને જીવ ઉપયોગી બનાવે છે.

આ ગ્રહણુયોગ્ય પુદ્ગલ વર્ગણાના સ્કંધોમાંથી જીવ—પ્રયત્નવડે રચાતા શરીરોની સંક્ષેપમાં સમજ નીચે મુજબ છે.

ઔદારિક શરીર:—તિર્યંચ અને મનુષ્યને હોય.

વૈક્રિય શરીરઃ—દેવ-નારકી-લબ્ધિધર પંચેન્દ્રિય તિર્યંચ, મનુષ્ય તથા વાયુકાયને હોય.

આહારક શરીરઃ—ચૌદ પૂર્વના જ્ઞાતા આહારક લબ્ધિ-વાળા પ્રમત્ત મુનીને હોય. તીર્થંકરની સમૃદ્ધિ જોવા અથવા ઉપદેશ આપતી વખતે શંકા પડે તો તેનું નિવારણ કરવા પ્રભુ પાસે જતી વખતે એક મુંડા હાથનું સ્ફાટીકવત્ નિર્મળ એવું આ શરીર ભવચક્રમાં વધુમાં વધુ ચાર વખત બની શકે.

તૈજસ શરીરઃ—શરીરમાં જે ગરમી છે, તે આ તૈજસ શરીરની જ છે. ખોરાક પચાવવામાં તથા તેજોલેશ્યા મૂકવામાં તેનો ઉપયોગ થાય છે.

કાર્મણ શરીર—સંસારી જીવને આત્માની સાથે ક્ષીરનીરવત્ સંબંધીત બની રહેલ કર્મસમૂહ.

આ તૈજસ અને કાર્મણ શરીર વિનાનો સંસારી આત્મા હોય જ નહિ. મરવા વખતે જીવ પોતાનું જન્મનું શરીર છોડી દે છે, પરંતુ તૈજસ કાર્મણ સાથે જ જાય છે.

સામાન્ય જનતા ઉપરોક્ત પાંચ શરીરને બરાબર સમજી શકે તેવી રીતે આ શરીર અંગેની હકીકત જરા સ્પષ્ટતાથી વિચારવી જરૂરી ગણાય. કારણ કે પાંચે શરીરોનો ઔદારિકાદિ સંજ્ઞાવ્યવહાર અન્ય કોઈ દર્શન કે વૈજ્ઞાનિક ક્ષેત્રમાં નહિ હોતાં માત્ર જૈન દર્શનમાં જ જોવામાં આવે છે.

શરીરધારી અનંત જીવો પૈકી પ્રત્યેક જીવોનાં શરીર ભિન્ન ભિન્ન હોવાથી વ્યકિતશઃ અનંત શરીરો છે. પરંતુ કાર્ય કારણ આદિના સાદ્રશ્યની દ્રષ્ટિએ સંક્ષેપમાં વિભાગ કરી જૈન દર્શનમાં તે શરીરોના ઔદારિકાદિ પાચ પ્રકાર બતાવ્યા છે. તે પાંચ પ્રકારમાં સર્વ સંસારી જીવોના શરીરોનો સમાવેશ થઈ જાય છે.

સંસારી અવસ્થામાં શરીર વિના તો જીવ રહી શકે જ નહિ. કારણ કે સંસારી જીવોને સુખ દુ:ખના ઉપભોગનું યા તો ક્રિયા કરવાનું સાધન શરીર જ છે, વળી જીવ તે અરૂપી હોવાથી કઈ જગ્યાએ કયો જીવ રહેલો છે, તેનો ખ્યાલ છદ્મસ્થ જીવોને તો સજીવ દેહની પ્રત્યક્ષતાથી જ થઈ શકે છે.

જેમ જાનવરજાતિના શરીરધારક જીવને જાનવર કહેવાય છે, વનસ્પતિ જાતિના શરીરધારક જીવને વનસ્પતિ કહેવાય છે, એમ વિશ્વમાં પ્રચલિત વિવિધ દેહધારક આત્માઓ તે તે દેહને અનુરૂપ સંજ્ઞાથી વ્યવહારાય છે.

ખનીજ પદાર્થો, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિ, હાલતાં ચાલતાં કે ઊડતાં કીડી–મકોડી આદિ જંતુઓ, પશુઓ, પક્ષીઓ, મનુષ્યો, આ બધાનાં સ્થૂલ શરીરો જે આપણને દૃષ્ટિગોચર થાય છે, તેજ જૈન દર્શન કથિત ઔદારિક શરીર છે. આ ઔદારિક શરીર ઉપરોક્ત જીવોને જન્મસિદ્ધ જ છે. જન્મદ્વારા જે પેદા થાય તે જન્મસિદ્ધ કહેવાય. દેવ અને નારકીઓના જન્મસિદ્ધ શરીરને વૈક્રિય શરીર તરીકે ઓળખાવ્યું છે. પાંચ શરીરો પૈકી જન્મસિદ્ધ શરીરો તો ઔદારિક અને વૈક્રિય એ બે જ છે આ બન્ને શરીર તે તે શરીરધારક જીવને કાયમી રહી શકતાં નથી. સંસારી જીવ એક ભવ પૂર્ણ થયા બાદ તે ભવધારણીય શરીરને ત્યજીને જ જાય છે. અને નવો ભવ કરવાના સ્થળે પહોંચતાં ત્યાં ભવધારણીય શરીરની રચના નવી કરે છે. એટલે ભવધારણીય યા જન્મસિદ્ધ શરીર જન્મકાળથી લઈ મરણ પર્યંત જ હોય છે.

ઔદારિક શરીર તો જન્મસિદ્ધ જ છે. વૈક્રિય શરીર તે જન્મસિદ્ધ અને કૃત્રિમ એમ બે પ્રકારનાં હોય છે. કૃત્રિમ વૈક્રિયનું કારણ 'લબ્ધિ' છે. એક પ્રકારની તપોજન્ય શક્તિને 'લબ્ધિ' કહેવાય છે. લબ્ધિજન્ય વૈક્રિય શરીરના અધિકારી

અમુક મનુષ્ય અને જાનવર પણ હોઈ શકે છે. તપોજન્ય લબ્ધિ સિવાયની જન્મથી જ મળવાવાળી એક બીજી લબ્ધિ પણ કૃત્રિમ વૈક્રિયના કારણમાં કેટલાક બાદર વાયુકાય જીવોને માનવામાં આવેલ હોઈ તે જીવોમાં પણ લબ્ધિજન્ય કૃત્રિમ વૈક્રિય શરીર હોઈ શકે છે.

ત્રીજું આહારક શરીર તો એક સંપૂર્ણ ભવ પુરતું પણ નહીં હોતાં અમુક યોગ્યતાવાળા મનુષ્યને અમુક ટાઈમ પૂરતું જ હોઈ શકે. કારણ કે તે શરીર પણ એક વિશિષ્ટ પ્રકારની લબ્ધિજન્ય હોઈ જન્મસિદ્ધ નહિં હોતાં કૃત્રિમ જ હોય છે.

શરીરમાં રહેલી ગરમી યા જઠરાગ્નિ તે 'તૈજસ શરીર' છે. ખાધેલ આહારાદિને પકવવામાં કારણભૂત આ તૈજસ શરીર જ છે. પકવવાની તાકાતવાળી ચીજ હોય તો જ શરીરમાં ખાધેલ આહાર પરિણામાન્તર પામે અને સાત ધાતુ રૂપે પરિણમે. આવું પરિણામાન્તર કરનાર તે જ તૈજસ શરીર છે. આ તૈજસ શરીર તે જીવની સાથે વળગેલી ભઠ્ઠી છે. દરેક સંસારી જીવની સાથે તૈજસ ભઠ્ઠી રહે જ છે. જેમ અગ્નિનો સ્વભાવ છે કે બળતણને પકડે છે અને પોતે ટકે પણ બળતણથી જ. તેવી રીતે જીવની સાથે રહેલી તૈજસ રૂપી ભઠ્ઠી ખોરાકને ખેંચે છે, અને પોતે ટકે છે પણ ખોરાકથી જ આ તૈજસ શરીર અંગેની હકીકત વૈજ્ઞાનિક દૃષ્ટિએ પણ ઠીક સિદ્ધ થઈ ચૂકી છે. શરીર શાસ્ત્રીઓ કહે છે કે–ગરમીના પ્રમાણને નિયંત્રિત કરનાર એક યંત્ર શરીરમાં રહે છે, જેને 'હાઈ

પોથૈલમસ' કહેવાય છે. એ યંત્રદ્વારા માનવશરીર ભારે દક્ષતાપૂર્વક કામ કરે છે. એ યંત્ર, શરીરની અંદર પ્રત્યેક અંગની આવશ્યકતા અનુસાર તાપમાન બનાવી રાખે છે. સાથે સાથે તાપમાનને સંતુલનામાં રાખે છે. પરંતુ જ્યારે શરીરમાં એ ' હાઈ પોથૈલમસ'ના હાથ બહારની વાત થઈ જાય છે, ત્યારે એ તાવ દ્વારા સૂચન આપે છે કે શરીર પર શત્રુઓનું આક્રમણ થયું છે. એટલે તેને બહારથી આવશ્યક સહાય પહોંચાડવામાં આવે છે. આ રીતે શરીરશાસ્ત્રીઓએ કહેલી હકીકતમાં 'હાઈ પોથૈલમસ' તે જ જૈનદર્શન કથિત તૈજસ શરીરની હકીકતને મળતી હકીકત કહી શકાય.

મૃત્યુ પામેલ પ્રાણીના બાહ્ય શરીરમાં તૈજસ શરીર હોતું જ નથી. મૃત્યુકાળના અમુક ટાઈમ પહેલાં તેના બાહ્ય શરીરના અવયવો રૂપ હાથપગમાં ફેલાયેલ તૈજસ શરીરરૂપ ગરમી ધીમે ધીમે હટવા માંડે છે હાથ પગ ઠંડા પડે છે, ત્યારે મરનારના સંબંધીઓ સમજી શકે છે કે મૃત્યુ નજીક છે. શરીરમાંથી જીવ ચાલ્યો જાય છે એટલે શરીરના કોઈ પણ ભાગમાં લેશ માત્ર ગરમી રહેતી નથી.

તૈજસ શરીરમાં અપચય અને ઉપચય તો થયા જ કરે છે. બાળક જેમ મોટું થતું જાય છે, તેમ તેમ તેનું તૈજસ શરીર, આખા શરીરમાં નવાં નવાં તૈજસ પુદ્ગલોથી બનતું રહી શરીરમાં ફેલાતું જાય છે.

આ તૈજસશરીરરૂપ અગ્નિનો અપચય કે ઉપચય થવામાં નિમિત્તભૂત ભલે અન્ય હોય, પરંતુ પરભવથી આવતા

જીવને આ તૈજસ શરીર તો સાથે જ હોય છે. કારણ કે પરભવમાંથી આવતાં જ પહેલાસમયે આહારને લાયક સામગ્રીને પાચન કરવાની શક્તિ તો જીવને પોતાની પાસે જ હોવી જોઈએ. આ સામગ્રી તે જ તૈજસ છે.

આત્માની સાથે એકાકાર થયેલ આઠકર્મની અનંત વર્ગણાના પિંડનું નામ 'કાર્મણ શરીર' છે. પ્રકૃતિ-વિધિ-દૈવ વગેરે વિવિધ સંજ્ઞાથી વિશ્વમાં પ્રચલિત અને વિવિધ સ્વભાવધારક તથા આત્માની સાથે સંબંધિત બની રહી આત્માને સંસારમાં વિવિધ અવસ્થા રૂપે બની રહેવામાં નિમિત્તભૂત એવો કર્મસમૂહ-કર્મપિંડ,તે જ કાર્મણ શરીર છે.

કાર્મણ શરીર એ અવયવી છે, અને તેમાં વિવિધ સ્વભાવી સંજ્ઞાધારક વિવિધ વિભાગો તે કાર્મણ શરીરના અવયવો છે. આ વિવિધ અવયવોનાં કારણે જ એકના એક સંસારી જીવના જીવનમાં તથા અલગ અલગ જીવોની બાહ્ય તથા આંતરિક અવસ્થામાં ભિન્નતા સર્જાય છે.

બધાં શરીરોની પ્રાપ્તિનું નિમિત્તકારણ કાર્મણ શરીર જ છે. કાર્મણ શરીરના સંબંધ વિનાનો જીવ કોઈ પણ શરીરની પ્રાપ્તિ કરી શકે જ નહિ, કારણ કે કાર્મણ શરીર તે કર્મ સ્વરૂપ છે, અને કર્મ જ સર્વ સંસારી અવસ્થાનું નિમિત્ત કારણ છે.

શરીર પ્રાપ્તિનું નિમિત્ત કારણ 'કાર્મણ શરીર' હોવા છતાં અવયવી રૂપ સમગ્ર કાર્મણ શરીર તેમાં નિમિત્ત કારણ

નથી. પરંતુ કાર્મણ શરીર રૂપ અવયવીના વિવિધ અવયવો પૈકી 'શરીર નામકર્મ રૂપ' સંજ્ઞાધારક પાંચ અવયવો તેમાં નિમિત્તકારણ છે.

કયું શરીર બાંધવા માટે જીવે કઈ વર્ગણા ગ્રહણ કરવી તે નક્કી કરી આપવાનું કામ શરીર નામકર્મનું જ છે. એટલે શરીર પાંચ છે, જેથી શરીરનામકર્મ પણ પાંચ જાતનાં છે. તથા શરીર રચનામાં ઉપયોગી બની શકે તેવી પુદ્ગલ-વર્ગણા પણ પાંચ પ્રકારે છે. અહીં કયા શરીર માટે કયા શરીર નામકર્મરૂપ નિમિત્તકારણવડે કઈ પુદ્ગલવર્ગણા ઉપયોગી બની શકે તે સરળતાથી સમજાય તે માટે તે તે શરીરની, તે તે શરીર નામકર્મની અને તે તે શરીર રચનામાં ઉપયોગી થઈ શકતી શરીર ગ્રહણયોગ્ય પુદ્ગલવર્ગણાની સંજ્ઞાઓ જૈનદર્શનમાં એક જ સરખી આપી છે. જેમ કે ઔદારિક શરીર રચનામાં ઉપયોગી બનીશકતી પુદ્ગલ—વર્ગણાને ઔદારિક ગ્રહણયોગ્ય પુદ્ગલ વર્ગણા, તથા તેમાં નિમિત્ત કારણ ઔદારિક શરીરનામકર્મ કહેવાય છે. એ રીતે પાંચે શરીરયોગ્ય પુદ્ગલવર્ગણા અને પાંચે શરીર—નામ કર્મ અંગે સમજી લેવું. આ ઉપરથી સમજી શકાય છે કે તે તે શરીરને યોગ્ય તે તે પુદ્ગલ વર્ગણાઓના ગ્રહણ માટે તે તે સંજ્ઞાવાળા શરીર—નામકર્મ જ નિયમિત હોય છે. અમુક પુદ્ગલવર્ગણા ગ્રહણ કરવા માટે અમુક નામકર્મ જ નિયમિત ન હોય તો કયું શરીર બાંધવા માટે કઈ વર્ગણા ગ્રહણ કરાય છે, તે ચોક્કસ રહેત નહી.

શરીર રચનામાં કેવલ તે તે શરીરને યોગ્ય પુદ્ગલ ગ્રહણ માત્રથી કંઈ શરીર તૈયાર થતું નથી. પુદ્ગલ ગ્રહણ કર્યા બાદ પણ તે પુદ્ગલોમાંથી બે હાથ, બે સાથળ, પીઠ, મસ્તક, છાતી અને પેટ એ આઠ અંગો, તથા આંગળી પ્રમુખ ઉપાંગો અને આંગળીના પર્વ–રેખા વગેરે અંગોપાંગની રચના, આગળ પાછળ ગ્રહણ કરાતા તે તે શરીરના પુદ્ગલોનો અન્યોન્ય એકમેક સંબંધ, શરીર રચનામાં ઉપયોગી પુદ્ગલ જથ્થાની રચના, શરીરમાં હાડકાંની ગોઠવણ, શરીરની વિવિધ આકૃતિઓ, વિવિધ પ્રકારે વર્ણ–ગંધ–રસ અને સ્પર્શનું શરીરમાં થતું નિર્માણ એ વગેરે રચનાઓ પૂર્ણ થયા બાદ જ શરીરરચનાની પૂર્ણતા થાય છે.

જે રીતે જે જે શરીરની રચનામાં તે તે શરીરને યોગ્ય પુદ્ગલ વર્ગણાનું ગ્રહણ જીવપ્રયત્ન વડે તે શરીરને અનુરૂપ સંજ્ઞાધારક શરીરનામકર્મરૂપ કર્મપ્રકૃતિથી જ થાય છે, તેવી રીતે શરીરની પૂર્ણ રચના થતાં સુધીમાં તેમાં થતી ઉપરોક્ત વિવિધ પ્રક્રિયાઓ વિવિધ સંજ્ઞાધારક વિવિધ કર્મપ્રકૃતિઓરૂપ કારણને પામીને જ થાય છે.

એક સંસારી જીવને એકી સાથે ઓછામાં ઓછા બે અને વધારેમાં વધારે ચાર શરીર હોઈ શકે છે. તે આ પ્રમાણે :

બીજાં કોઈ પણ શરીર ન હોય ત્યારે પણ જીવને સંસાર હોય ત્યાં સુધી કાયમ રહેવાવાળા તૈજસ અને કાર્મણ શરીર તો હોય જ છે. અન્ય શરીર સિવાય માત્ર આ બે

જ શરીરના સંબંધવાળી સ્થિતિ તો જીવને અંતરાલગતિમાં જ પ્રાપ્ત થાય છે. એક ભવ પૂર્ણ થતાં જન્મના શરીરના ત્યાગ રૂપ મરણને પ્રાપ્ત થયા બાદ ત્યાંથી આત્મા છૂટી નવા ભવના જન્મસિદ્ધ શરીરને પ્રાપ્ત ન કરે ત્યાં સુધીની સ્થિતિને અંતરાલગતિ કહેવાય. આ ટાઈમે જન્મસિદ્ધ શરીર નહિ હોવાથી તૈજસ અને કાર્મણ એ બે શરીર યુક્તજ જીવ હોય છે.

વધુમાં વધુ ત્રણ શરીરના સંબંધવાળી સ્થિતિમાં તૈજસ, કાર્મણ અને ઔદારિક હોય. અથવા તૈજસ-કાર્મણ અને વૈક્રિય હોય. આ ત્રણ શરીરના સંબંધનો પહેલો પ્રકાર મનુષ્ય અને તિર્યંચોમાં તથા બીજો પ્રકાર દેવ અને નારકોમાં જન્મ (ઉત્પતિ) કાળથી પ્રારંભી મરણકાળ પર્યંત અવશ્ય હોય છે.

ચાર શરીરના સંબંધવાળી સ્થિતિમાં તૈજસ, કાર્મણ તથા ઔદારિક અને વૈક્રિય હોય. અથવા તૈજસ, કાર્મણ, ઔદારિક અને આહારક હોય ચાર શરીર એકી સાથે હોવાનો પહેલોપ્રકાર વૈક્રિયલબ્ધિના પ્રયોગ સમયે કેટલાક મનુષ્યો અને તિર્યંચોમાં હોઈ શકે છે, અને બીજો પ્રકાર આહારક-લબ્ધિના પ્રયોગ સમયે ચૌદપૂર્વી સાધુ મહાત્માને જ હોઈ શકે છે.

આહારક લબ્ધિવાળા મુનિને વૈક્રિય લબ્ધિનો પણ સંભવ હોવા છતાં તે બન્ને લબ્ધિનો ઉપયોગ એકી સાથે થતો નથી. કેમકે વૈક્રિય શરીર વિકુર્વ્યા પછી અવશ્ય પ્રમત્ત દશા, અને આહારક શરીર વિકુર્વ્યા પછી શુદ્ધ અધ્યવસાયનો

સંભવ હોવાથી અપ્રમત્ત ભાવ હોય છે. પ્રમત્ત દશા અને અપ્રમત્ત ભાવ બન્ને એક સાથે હોઈ નહિં શકવાથી બન્ને શરીરની વિકુર્ણા પણ એકી સાથે થઈ શકે નહિં. એટલે એકી સાથે તો વધુમાં વધુ ચાર શરીર જ હોઈ શકે.

ગ્રહણ યોગ્ય પુદ્‌ગલ વર્ગણાઓમાં પછી પછીની વર્ગણાઓના પુદ્‌ગલસ્કંધો અધિક સંખ્યાપ્રમાણ પરમાણુયુક્ત હોવા છતા અનુક્રમે સૂક્ષ્મ સૂક્ષ્મ પરિણામવાળા હોવાથી પછી પછીની વર્ગણાઓના પુદ્‌ગલ સ્કંધોનાં બનેલાં શરીરો પણ અનુક્રમે સૂક્ષ્મ બને છે.

આ પ્રમાણે પુદ્‌ગલસ્કંધોમાં અધિકાધિક સૂક્ષ્મતા હોવાનું કારણ તેમાં એકત્રિત બની રહેલ પરમાણુઓના જથ્થાની સઘનતા છે. આ પ્રમાણે શરીરગ્રહણયોગ્ય પુદ્‌ગલવર્ગણાઓમાં, સર્વથી સૂક્ષ્મ પરિણામી વર્ગણાના સ્કંધસમુહમાંથી નિર્માણ થયેલ તૈજસ અને કાર્મણ શરીરો, અત્યંત સૂક્ષ્મ હોવાથી વજ્ર જેવી કઠીન વસ્તુમાં પણ તે પ્રવેશી શકે છે. તેમાં પણ તૈજસશરીરના પ્રદેશો કરતાં કાર્મણશરીરના પ્રદેશો અનંતગુણા હોવાથી તૈજસ કરતાં પણ કાર્મણશરીર વધુ સૂક્ષ્મ છે. પ્રવાહની અપેક્ષાએ આ બન્ને શરીરનો સંબંધ પ્રત્યેક સંસારી જીવોનો અનાદિકાળનો છે. તેનો અપચય અને ઉપચય થયા કરે છે, પરંતુ કોઈ પણ સમયે સંસારી જીવની અવસ્થા આ બન્ને શરીર રહિત તો હોઈ નહિ શકવાથી સંસારી અવસ્થાવંત જીવ ક્યારેય પણ આ બન્ને શરીરને ત્યજતો નથી. જન્મ–મરણના ચક્રમાંથી સર્વથા મુક્ત-

થયાની સ્થિતિ પ્રાપ્ત જીવ જ આ તૈજસ–કાર્મણ શરીરના સંબંધથી સર્વથા મુક્ત થાય છે.

ઔદારિક અને વૈક્રિયશરીર તે ભવધારણીય હોવાથી એક ભવને અંતે જીવ તેને ત્યજી દે છે. વિશ્વમાં દૃષ્ટિગોચર થતી વિવિધ વસ્તુઓ, વૈજ્ઞાનિકોએ આવિષ્કારિત વિવિધ શક્તિ યુક્ત પદાર્થો, તે સર્વ ઔદારિક શરીરધારક જીવોએ ત્યજેલ ઔદારિક શરીરમાંથી જ તૈયાર થાય છે. જેમ પ્લાસ્ટીકમાંથી વિવિધ પ્રયોગદ્વારા વિવિધવસ્તુઓ બનતી રહે છે, તેવી રીતે વિશ્વના દૃષ્ટિગોચર પદાર્થમાં ઔદારિક શરીરોના જ અંશો છે.

વૈક્રિય શરીર તો, તે તે શરીરનેધારક જીવોદ્વારા ત્યજાતાની સાથે જ તેના અણુઓ જલદી વિખરાઈ જઈ અદૃશ્ય બની જાય છે. આહારક શરીર અંગે પણ એમ જ સમજવું. એટલે ત્યજિત વૈક્રિય અને આહારક શરીર કંઈ પણ ઉપયોગી બની રહેતું નથી.

વિશ્વતંત્ર અને શરીરતંત્ર આદિની સ્પષ્ટ સમજ સમજવા ઇચ્છનારે ગ્રહણ યોગ્ય પુદ્ગલ વર્ગણાઓ અને તેમાંથી જીવ પ્રયત્ન વડે બની રહેતી વિવિધ વિશ્વરચનાનું જ્ઞાન, તે તે વિષયના નિષ્ણાતોની નિશ્રાએ જૈનાગમદ્વારા જાણવામા પયત્નશીલ બની રહેવું જોઈએ. અહીં તો અતિ સંક્ષેપમાં તે વિષય પ્રત્યે લક્ષ્ય ખેંચ્યું છે.

માનવ અને માનવેતર અસંખ્ય પ્રાણીઓની શરીર રચના,

તેની આકારાદિ અનેક વિવિધતા શાથી છે? નાનામાંથી મોટું કઈ રીતે થાય છે? એનો કાચો માલ ક્યાંથી કેવી રીતે આવે છે? યથાવત્ એનું કામ કેવી રીતે ચાલે છે? એનું વિસર્જન કેમ થાય છે? કાન જ શબ્દને સાંભળે છે, આંખ જ જુવે, મોઢું (જીભ) બોલે, પગ દોડે સલામત સ્થાને જાય, આ બધું કેવી રીતે થાય છે? સંદેશો એક બીજાને કોણ પહોંચાડે છે? આ બધું વિશ્વતંત્ર, શરીરતંત્ર, આદિથી અંત સુધી કઈ રીતે ચાલે છે? આ બાબતનો ઊંડો વિચાર કરતાં ગજબનાક આશ્ચર્ય ઉત્પન્ન કરનારી આ હકીકતની અતિસ્પષ્ટ અને બુદ્ધિગમ્ય સમજ, સાચા પૂર્ણવેત્તા શ્રી તીર્થંકર ભગવંતે આવિષ્કારિત થીયરીમાંથી જ પ્રાપ્ત થઈ શકે છે. જેના ધ્યાનપૂર્વક અધ્યયનથી આધુનિક રોકેટ વિજ્ઞાન, ગંજાવર યંત્રસામગ્રી આદિ જે માનવ સર્જીત અને સંચાલિત છે, માનવ તેનો કાચો માલ મેળવે છે, તૈયાર કરે છે, ગોઠવે છે, એમાં ભારે નવાઈ નહિ લાગે. પણ વિરાટ કહેવાતું વર્તમાન વિજ્ઞાન, વામન અને ક્ષુદ્ર લાગશે. એની એક સૂક્ષ્મ નલીકાની પણ ભૂલ બધું કામ બગાડી નાંખે છે, જ્યારે વિશ્વતંત્ર સદાકાળ ધારાબદ્ધ પ્રવાહે ચાલ્યા જ કરે છે અને ચાલ્યા જ કરશે. એને જાણવા જેમ મથશો તેમ અદ્ભુત રસથી તરબોળ થશો. અકલ્પ્ય આશ્ચર્ય થશે. જેની પાસે. માનવ સર્જીત વિજ્ઞાન, મેરૂ પાસે રાઈ કરતાં પણ નાનું લાગશે

અહીં એ જ બાબત બતાવવાની છે કે દૃષ્ટિગોચર થતા યા વૈજ્ઞાનિકોએ આવિષ્કારિત સૂક્ષ્મ અવસ્થાવંત પુદ્ગલ

પદાર્થો ઉપરાંત પણ સૂક્ષ્માતિસૂક્ષ્મ પુદ્ગલ પદાર્થોનું અસ્તિત્વ આ વિશ્વમાં અવશ્ય છે. અને તેવી અવસ્થાવંત પૈકીની જ કેટલીક પૌદ્‌ગલિક જાતો આ દૃશ્યજગતનું ઉપાદાન કારણ છે. આવી ઉપાદાન કારણની યોગ્યતાવાળી પુદ્ગલની જાતને 'ગ્રહણ યોગ્ય' વર્ગણા તરીકે દર્શાવી તે સિવાયની શેષ જાતોને 'અગ્રહણ યોગ્ય' અર્થાત્ દૃશ્ય વિશ્વની રચનામાં ઉપયોગી બની શકવાની અયોગ્યતાવાળી દર્શાવી છે. માટીમાંથી ઘડો બને તો પણ અમુક રીતે તૈયાર બની રહેલ માટી જ ઘડાની રચનામાં ઉપયોગી થઈ શકે. તેવી રીતે દૃશ્ય—જગત, પુદ્ગલસ્વરૂપ હોઈ તેનું ઉપાદાન કારણ પણ પુદ્ગલ સ્કંધો જ છે. છતાં અમુક અવસ્થા પ્રાપ્ત પુદ્ગલ સ્કંધો જ દૃશ્ય જગતની રચનામાં ઉપયોગી બની શકે. અન્ય પુદ્ગલ સ્કંધો ઉપયોગી બની શકતા નથી. આવી ગ્રહણ યોગ્ય અને અગ્રહણ યોગ્ય એમ બન્ને પ્રકારની પુદગલ સ્કંધની જાતોનું વર્ગીકરણ ૨૬ પ્રકારે કરી તેને છવ્વીસ મહાવર્ગણા તરીકે બતાવેલ છે.

એક એક પરમાણુ સ્વરૂપે સ્થિત પુદ્ગલની એક વર્ગણા (જાત), ત્યારબાદ એક એક અણુની વૃદ્ધિવાળી સંખ્યાયુક્ત અણુસમૂહ સ્વરૂપ સ્કંધોવાળી અન્ય અન્ય વર્ગણાઓ (પુદ્ગલની જાતો) બની રહેલ હોય છે. એ રીતે એક એક અણુની વૃદ્ધિએ અમુક સંખ્યા પ્રમાણ અણુસમૂહની વૃદ્ધિવાળા સ્કંધવાળી વર્ગણા સુધીની તમામ વર્ગણાનો સમુહ, એક મહાવર્ગણા સ્વરૂપે ઓળખાય છે. તે પહેલી મહા-

વર્ગણાની છેલ્લી વર્ગણાના અણુસમૂહ કરતાં એક અણુ વૃદ્ધિવાળા સ્કંધોવાળી, બીજી મહાવર્ગણાની પહેલી પેટા વર્ગણા કહેવાય. એ રીતે છવ્વીસે મહાવર્ગણાઓ સમજવી.

દરેક મહાવર્ગણામાં કેટલી કેટલી પેટા વર્ગણાઓ છે? તે પ્રત્યેક પેટા વર્ગણાના પ્રત્યેક સ્કંધો કેટલી સંખ્યા પ્રમાણુ પરમાણુ સમુહથી બની રહેલા હોય છે? તે છવ્વીસે મહા વર્ગણાનો ક્રમ કેવી રીતે સમજવો કે જેથી પૂર્વની વર્ગણા કરતાં પછીની વર્ગણાની સૂક્ષ્મતા—અવગાહના વગેરે સમજાય. તે બધી રસપ્રદ હકીકત, કમ્મપયડી વગેરે જૈનદર્શનના અન્ય ગ્રંથોમાંથી વિસ્તૃત રીતે સમજવી. અહીં એક હકીકત સમજવી જરૂરી છે કે પ્રત્યેક મહાવર્ગણાના પેટા વિભાગ—સ્વરૂપ વર્ગણાઓના સ્કંધોમાં જથ્થારૂપે રહેલ પ્રત્યેક પરમાણુનું અસ્તિત્વ સદાના માટે તેના તે જ સ્કંધમાં રહેતું નથી. એક વિવક્ષિત સ્કંધમાંથી ઓછા અધિક પરમાણુઓ અન્ય સ્કંધોમાં, અને અન્ય સ્કંધોમાંથી ઓછા અધિક પ્રમાણમાં તે વિવક્ષિત સ્કંધમાં યા અન્યાન્ય સ્કંધમાં પરમાણુઓનું ગમનાગમન ચાલ્યા જ કરે છે. વળી છૂટા રહેલ એકએક પરમાણુની વર્ગણામાંથી પણ કેટલાક છૂટા પરમાણુઓ સ્કંધોમાં જઈ મળે છે તથા સર્વ પ્રકારના સ્કંધોમાંથી કેટલાક પરમાણુઓ અલગ પડી એક એક પરમાણુરૂપ પુદ્ગલ અવસ્થાને પણ પ્રાપ્ત કરે છે. આ રીતે જોડાવું અને વિમુક્ત થતા રહેવું એ પુદ્ગલનો સ્વભાવ જ છે.

# પ્રકરણ ૮ મું

## સુખ પ્રાપ્તિની સમજમાં ભૌતિક વૈજ્ઞાનિકોની ભ્રમણા

સંસારમાં બે શક્તિઓ કામ કરી રહી છે; એક જડ અને બીજી ચેતન. એક શારીરિક અને બીજી આત્મિક. એક પ્રાકૃતિક અને બીજી પૌરૂષિક.

જડશક્તિ સ્થૂળ છે, માટે જ ઇન્દ્રિયગમ્ય છે ચેતનશક્તિ અતિ સૂક્ષ્મ છે, માટે જ અતીંદ્રિય છે. જડશક્તિનું સામ્રાજ્ય જગતસૃષ્ટિના વિસ્તારમાં છે, અને ચેતનભાવનું સામ્રાજ્ય એનાથી પર છે જડશક્તિ સામાન્ય રીતે અનુભવયોગ્ય છે. ચેતનભાવ અનુમાનગમ્ય છે.

આજનું વિજ્ઞાન કે આજનો વિદ્વાન, જડજગતની આસપાસ આંટા મારે છે. જો કે એણે એમાં સારી શોધો કરી છે, એ દ્વારા એણે અનેક બહુમૂલ્ય વસ્તુઓ વિશ્વને આપી છે, પણ દુઃખ એ છે કે એ સિવાય ચેતનભાવ જેવું બીજું કાંઈક તત્ત્વ આ ધરતી પર છે એની એને ઝાંખી થતી નથી.

આત્મતત્વ કે ઈશ્વરત્વભાવનું યથાર્થ સ્વરૂપ એના અનુમાનમાં પણ આવતું નથી. આજના એ વૈજ્ઞાનિકોએ સિદ્ધ કરી બતાવ્યું છે કે સૂક્ષ્મ પરમાણુ ઇલેક્ટ્રોનમાં એટલી અજબ શક્તિ હોય છે કે તેના વિસ્ફોટથી વિશાળભૂમિ ધરા-

વતા દેશ અને ઉપખંડનો પણ ક્ષણવારમાં સર્વનાશ કરી શકાય છે. આજના અણુઓઅો એનું જીવંત પ્રમાણ છે. પરંતુ એમને હજુ સુધી એ માલુમ પડ્યું નથી કેઃ—

જગતમાં જડથી ઊલટું જે ચેતન તત્ત્વ છે, તેના પરમાણુની શોધ કરતાં જાણી શકાય છે કે એમાં તો જડ કરતાં પણ હજારોગણી શક્તિ ભરી હોય છે. ચેતનશક્તિ પોતાના સંકલ્પબળથી પણ જડ પદાર્થોનો પોતાની ઇચ્છા પ્રમાણે ઉપયોગ કરી શકે છે. એક ચેતનશક્તિ ધારકપ્રાણિ કોઈપણ જાતના બાહ્ય પ્રયોગ વિના, આંતરિક સંકલ્પબળથી અન્ય પ્રાણીઓના દિલને આકર્ષી શકે છે, દુશ્મનને પણ મિત્ર બનાવી શકે છે, હિંસક ભાવોથી મુક્ત બનાવી શકે છે, વિશ્વના પ્રાણીઓમાં મૈત્રી ભાવનાને પ્રસરાવી વિશ્વશાંતિ પણ સ્થાપન કરી શકે છે. પરંતુ આ શક્તિનો સાચી દિશામાં પ્રયોગ થાય તો જ, જડપદાર્થોની સહાય વગર બધાં કાર્યો પાર પાડી શકાય છે. આપણા પૂર્વજો આવું જ્ઞાન ધરાવતા હતા. પણ આજે તેનું જ્ઞાન માત્ર ગ્રંથોમાં જ પુરાઈ રહ્યું છે.

પૂર્વ મહર્ષિઓની અનુભવગમ્ય માન્યતા હતી કે જે જ્ઞાન–વિજ્ઞાન આપણી કુવાસનાનું પોષક હોય, માનવને દાનવ બનાવતું હોય, પાશવી વૃત્તિને વેગ આપનાર હોય, જીવનના મહામૂલ્યોને કચડી નાંખનાર હોય, કેવળ ભૌતિકવાદ તરફ જ માનવીને ઘસડી જતું હોય, જેમાં ડગલે ને પગલે માનવતાનું ખૂન થતું હોય, જે આ ભવને તો બગાડનાર હોય પરંતુ પરભવને ય બગાડનાર હોય, જેમાં ઇંદ્રિયની વિષયા-

સક્તિનો થનગનાટ હોય, ઇંદ્રિયોના વિષયોના સુખનું જ જ્યાં દષ્ટિબિંદુ હોય, એમાં ઊંડે ઊંડે તો કાતીલ ઝેરની બદબો જ છુપાએલી પડી હોય છે. આવું જ્ઞાન–વિજ્ઞાન, મનુષ્યના દિલમાં કેવળ ભૌતિક સામગી માટે આર્થિક લિપ્સા જગાડે છે. સામગ્રી ઓછી અને જરૂરીઆતની વૃદ્ધિ થતી રહેતી હોવાથી શોષણની ભાવના પેદા કરાવે છે. અન્તે શોષણવૃત્તિથી સંઘર્ષ થાય છે. પરિણામે માનવજીવન અસંતુષ્ટ અને દુઃખમય બની સારી દુનિયામાં અસંતોષ, દુઃખ, દુશ્મનાવટ અને યુદ્ધોનું વાતાવરણ પેદા કરે છે.

જ્યારે ભારતના જ્ઞાનીમહર્ષિઓએ પ્રરૂપિત જ્ઞાન–વિજ્ઞાન તે ઉપરોક્ત પરિસ્થિતિથી ઊલટું વાતાવરણ સર્જે છે અર્થાત્ વિશ્વશાતિ સર્જે છે. ચેતનની અનંત શક્તિનો અને તેની પ્રગટતા પ્રગટ કરવાની પ્રક્રિયા આદિનો ખ્યાલ પેદા કરાવે છે.

કેવળ બાહ્યસુખ પ્રાપ્તિની જ દષ્ટિવાળું જીવન તે ભૌતિકવાદી વિચારશ્રેણિમય જીવન છે. જ્યારે ચેતનશક્તિની પ્રગટતાના પુરૂષાર્થવાળું જીવન તે આધ્યાત્મિક દષ્ટિવાળો જીવનપંથ છે. અધ્યાત્મ સંસ્કૃતિ આપણને સમજાવે છે કે આત્મા એ સમગ્ર સૃષ્ટિનું ચેતનવંત અને અજરામર–અવસ્થાવાળું સર્વોપરી બળ છે. તે આત્માથી જ માણસ જીવીત છે. તેનાથી ચેતનાવંત છે. માણસના સમગ્ર જીવનમાં આત્માનું એકચક્રી રાજ્ય છે. એવા આત્માને પશ્ચિમના ભૌતિકવાદી વિચારસરણીય વિજ્ઞાને જડબુધ્ધિવડે દબાવી રાખ્યો છે. અને

તેથી જ ભૌતિકદૃષ્ટિવાળા સમૂહના ઝગમગીયા જીવન પ્રત્યે જનસમૂહ આકર્ષાયો છે. રાજકીય અને સામાજિક વર્ચસ્વની સાથે પશ્ચિમનો જડવાદ આપણા દેશ ઉપર ધસી આવ્યો, અને પુનર્જન્મને માનનારી આધ્યાત્મવાદી આપણી ભારતીય જનતાનો બહોળો સમૂહ તેના પ્રકાશમાં અંજાઈ જઈ, જડ અનુકરણના રવાડે ચઢી રહ્યો છે. વળી એવા અનુકરણને પશ્ચિમની સંસ્કૃતિના ઓઠા નીચે 'સુધારા' તથા 'સભ્યતા'ની છાપ પણ મળી ગઈ, જેથી દેખાદેખીનું પ્રમાણ સર્વ-વ્યાપી બન્યું.

ચેતનની અનંત શક્તિથી અજ્ઞાત એવા ભૌતિક વિજ્ઞાનથી આકર્ષિત બની રહેલા ભારતીય નાગરિકના જીવનમાંથી બીજાના સુખે સુખી થવાની ભાવના લગભગ ભુંસાઈ ગઈ છે. સામાજીક રીતે સંયુક્ત કુટુંબની પ્રથા પણ હવે લગભગ લોપ થઈ ગઈ છે. વ્યક્તિગત રીતે દરેક ભારતીય નાગરિક પોતાનું જ હિત જોતો થઈ ગયો છે. ભારતીય સાદાઈ ને ત્યાગી દઈ ને એણે પાશ્ચાત્ય સંસ્કૃતિમાંથી ટાપટીપ, દંભ અને વિલાસિતા વગેરે દૂષણો અપનાવ્યાં હોવાથી, પોતાની આર્થિક દૃષ્ટિએ મોંઘા જીવનધોરણને નિભાવી રાખવા માટે એને અનેક—પ્રકારના ખોટા અને અપ્રમાણિક માર્ગો ગ્રહણ કરવા પડે છે.

અધ્યાત્મ સંસ્કૃતિને અનુલક્ષીને પૂર્વમહર્ષિઓના કથન મુજબ આપણે વિચારીએ તો આપણને સમજાશે કે પરમ-તત્ત્વ પ્રાપ્ત કરવાનો સુઅવસર મનુષ્યગતિ સિવાય કોઈ સ્થાને નથી. પશુગતિમાં અજ્ઞાનતા છે. નરકગતિમાં જીવોને દુઃખ

સહેવાનું છે. દેવગતિમાં વૈભવવિલાસ છે. જ્યારે ચેતનશક્તિ-નો વિકાસ તો સાચી સમજણ દ્વારા મનુષ્યગતિમાં જ થઈ શકે છે. આ મનુષ્યગતિમાં જ વિચાર કરવાની તક છે. પરંતુ મનુષ્યપણું હોતે છતે મનુષ્યગતિની મહત્તાને માનવ ભૂલી ગયો છે. જે લિફ્ટ ઉંચે મહેલમાં લઈ જઈ શકે તેના જ દ્વારા એ નીચે ખાડામાં જવા પ્રયત્ન કરે છે.

સાતમી નરકે અહીંથી સીધી રીતે જ જનારા જો કોઈ જીવ હોય, તો તે એક મનુષ્ય અને બીજો તંદુલિક મચ્છ. અર્થાત્ મનુષ્ય જેમ ઉર્ધ્વગતિ પામવા ભાગ્યશાળી છે, તેમ અધોગતિ પામવા કમનસીબી પણ છે. જેવી મતિ તેવી ગતિ. પરંતુ આવી બાબતો આજની નવી ઢબની કેળવણીથી સંસ્કારીત બનેલાને હંબક જ લાગે છે, તુચ્છ ભાસે છે. કારણકે ભારતવાસીઓને પૂર્વકાલમાં ગળથુથીથી જ જે સંસ્કાર અને જે કેળવણી મળતી હતી; તેનાથી આધુનિક કેળવણીનો માર્ગ જ વિપરીત છે. ભૂતકાળમાં કેળવણીનો હેતુ સત્યના અનુભવ માટે અને જ્ઞાનના પ્રેમ માટે હતો. હાલ તો કેળવણી તેને જ કહેવાય કે જે કેવળ પોતાની સુખસગવડ અને એશ-આરામની સંવર્ધક હોય. જ્ઞાનને અર્થે જ્ઞાન એ પૂર્વે હતું, અને એશઆરામ માટે જ્ઞાન, એ હાલનો હેતુ છે. એટલે એકમાં હેતુ પરમાર્થનો અને બીજામાં હેતુ સ્વાર્થનો છે. બન્ને દૃષ્ટિબિંદુમાં અવની-આભનું અંતર છે. સામાન્ય બુદ્ધિવંત કદાચ માનવા લલચાશે કે જેનાથી એશઆરામ વધારે મળતો હોય તેવા જ્ઞાનનું દૃષ્ટિબિંદુ શા માટે ન રાખવું ?

પરંતુ આ કાચી સમજણ છે. દૈવી વિદ્યાની પ્રાપ્તિમાં જે અવર્ણનીય આનંદ રહ્યો છે, તેની કલ્પના પણ સામાન્ય બુદ્ધિમાનને આવવી મુશ્કેલ છે. અને તેથી જ તે એશઆરામને સંપૂર્ણ સુખ સમજી લઈ તેની પ્રાપ્તિના જ્ઞાનને જ સાચું જ્ઞાન, સાચું ભણતર, અને સાચી કેળવણી ગણી બેસે છે. તે ચાર વસ્તુની ચિંતા કરે છે. (૧) શરીર (૨) લક્ષ્મી (૩) પુત્ર–પુત્રીઓ અને (૪) પ્રસિદ્ધિ. આ ચારમાં જ તેનું મન રોકાએલું છે. બીજું ઉદાત્ત તત્ત્વ એની પાસે નહિં હોવાથી એ વધુ દુઃખી થાય છે. ચિંતાના બોજથી એ વધુ ને વધુ દબાતો જાય છે. ભગવાન પાસે, ગુરૂ પાસે, જ્યાં જશે ત્યાં એની જ ચિંતા કરશે. આ મનની ટાકીમાં જ્યાં સુધી સારા વિચારો નહિ આવે ત્યાં સુધી સતત થતી, આવી ખોટી ચિંતા, નહિ મટે. ચિંતા નહિ મટે ત્યાં સુધી દુઃખ જ છે. કારણ કે સુખ તે ભૌતિક સાધનોમાં નથી, પણ માનસિક આનંદમાં છે. માણસ પાસે બધી ભૌતિક સંપત્તિ હોવા છતાં તેને ઘણીવાર સુખનો અભાવ જણાય છે. માટે સમજી લેવું જરૂરી છે કે મન જ સુખ અને દુઃખ સર્જે છે. એટલે મનને શી રીતે મર્યાદિત રાખવું એ જ વસ્તુ આપણના માટે અગત્યની બની રહે છે. માનસશાસ્ત્રનો અભ્યાસ પણ કહે છે કે સુખ અને સંતોષ એ મનનાં કારણો છે. તો આપણે વિચારવું જોઈએ કે જીવન વ્યવહારની દરેક ક્રિયા કરતી વખતે મન શી રીતે આનંદમાં રહે?

મનની ઇચ્છા કે મનની અશાંતિ જેટલી ઓછી તેટલી

મનની શાંતિ વિશેષ. પાર્થિવ વસ્તુની આકાંક્ષાને ત્યાગી મનનો નિયોગ, આત્મચિંતવનમાં કરવાથી, મન તે સ્થિર અને શુદ્ધ થાય છે. સ્નાન કર્યાપછી શુદ્ધવસ્ત્ર પહેરી દર્પણની સામા ઊભા રહીએ તો પ્રતિબિંબ સુંદર દેખાય છે. પરંતુ તે વખતે દેહ શુદ્ધ ન હોય તો દર્પણમાં પણ આપણી પ્રતિભા સુંદર ન દેખાય. એવી રીતે મનને હંમેશાં નિર્મળ રાખવાથી, આત્મા નિર્મળ બની રહ્યો દેખાય છે. આ માટે સતત આત્મચિંતવન કરતા રહો. ફોગટ કર્મ, ફોગટ વિચાર અને સ્વાર્થ તથા કામનાદિથી મનને હઠાવી પરમાત્મામાં–આત્મશુદ્ધસ્વરૂપ ચિંતવનમાં, શમ અને સંવેગ ભાવનામાં, મનને એકાગ્ર અને સ્થિર કરવાનો નિશ્ચય કરો. મનના પ્રવાહને તે તરફ વાળો. આ ઉપાયથી જ વિષયની વાસનાઓ, ઈંદ્રિયોની લોલુપતાઓ દૂર થશે. અને આત્મા પરમ સમાધિ અનુભવશે

એટલું તો ચોક્કસ સમજી લેવું જોઈએ કે બહારનો કોઈ માણસ તમને સુખી કરી શકે નહિ. આપણી જાતે જ આપણે સુખી થવાનું છે. દરેક વસ્તુ અને સંજોગને આનંદથી જોતાં તથા વિચારતાં શીખો. કોઈ વસ્તુ આપણને દુઃખ ઉત્પન્ન કરવા સર્જાઈ નથી, એ ખ્યાલ આપણા મનમા દઢ કરવો. આ ખ્યાલને આપણા મનમાંથી એક ક્ષણ માટે પણ દૂર થવા દેવો ન જોઈએ. જીવનનો આનંદ આમ કરવાથી જ મેળવી શકાશે. જેટલું આપણું મન આનંદમાં–ઉલ્લાસમાં રહેશે, એટલું જ સુખ ગણાશે. આખરે એટલું તો અવશ્ય સમજાવું જોઈએ કે, સુખ એ ભૌતિક વસ્તુ નથી. સુખ–દુ ખ

તો માનવીના મન સાથે સંકળાયેલું છે. આ વસ્તુનો ખ્યાલ રાખવામાં આવે તો આપણે કાયમના માટે સુખી રહેવાના જ, એ નિર્વિવાદ છે.

પરંતુ માણસનું જીવન, અહિંસા–સત્ય અને સંયમથી વાસિત બને તો જ તે માણસ ઉપરોક્ત દ્રષ્ટિવાળો બની, સુખ અને સમાધિ પ્રાપ્ત કરી શકે. જીવનની બધી પ્રવૃત્તિઓમાં ધર્મભાવનાનો એટલે કે અહિંસાનો વિચાર અગ્રસ્થાને રાખી, જીવનનો નિર્વાહ ઓછામાં ઓછી હિંસાથી થાય, એવા આદર્શવાળા બનવું. જે વિજ્ઞાનના પ્રયોગોમાં હિંસા અને અહિંસાની વિવેકશૂન્યતા હોય અને તેના પરિણામે ખાનપાન–દવા–ઉપચાર અને મોજમજામાં અહિંસાનો લોપ થતો જોવામાં આવતો હોય, તેવા વૈજ્ઞાનિક સંસ્કારોથી દૂર રહેવુ જોઈએ. વર્તમાન વૈજ્ઞાનિકો પદાર્થવિજ્ઞાનનો અનેક રીતે આવિષ્કાર કરતા રહ્યા છે અને કરશે. પરંતુ તે આવિષ્કારની પ્રવૃત્તિમાં દ્રષ્ટિબિન્દુ તો માત્ર વર્તમાન ભવ પૂરતા જ સુખનુ યા દૈહિક સુખ પુરતું જ હોઈ તેમાં હિંસા–અહિંસાનો લેશ માત્ર પણ વિવેક હોતો નથી. તો પછી ચેતનની અનંતશક્તિનો ખ્યાલ તો ત્યાં હોઈ જ ક્યાંથી શકે ? દૈહિક અનુકૂળતા યા પ્રતિકુળતામાં પણ જીવ ઉપર જડ પ્રકૃતિનું અધિપત્ય અનાદિનાળથી વર્તી રહ્યું છે, તે સમજ વર્તમાન વિજ્ઞાનમાં નહિં હોવાથી, તેની પ્રવૃત્તિદ્વારા યા તેણે ફેલાવેલ સંસ્કાર દ્વારા, માનવસમુદાયના જીવન ઉપર જડ પ્રકૃતિના થરો, વધુ ને વધુ પ્રમાણમાં ખડકાતા જાય છે. અને

તે દ્વારા, માનવ, દિનપ્રતિદિન માનસિક દુઃખની ભયંકર ગર્તામાં ધકેલાતો જાય છે.

જડપદાર્થોના સંયોગ દ્વારા પ્રાપ્ત થતા સુખમાં લેશમાત્ર આંતરિક સુખ હોવાનું યા જડપદાર્થોના આવિષ્કારો દ્વારા વિશ્વશાંતિ પ્રસરાવવાનું ધ્યેય, એ તો અગ્નિદ્વારા શીતલતા પ્રાપ્ત કરવાની યા પાણીમાંથી માખણ કાઢવાની અભિલાષા જેવું છે.

ભાવદયાસાગર વિશ્વોપકારી પરમપુરૂષ ભગવાન શ્રી મહાવીરદેવે એવું પદાર્થવિજ્ઞાન પ્રરૂપ્યું છે કે, જે વિજ્ઞાનદ્વારા ભાવુક આત્માઓને પોતાની અનંતચેતનશક્તિનો ખ્યાલ પેદા થવા દ્વારા, સ્વ અને પરનો તથા સુખ અને દુઃખનો વિવેક. પ્રાપ્ત થાય. અને મનુષ્ય પોતાની ચેતનશક્તિને સંપૂર્ણપણે પ્રગટ કરવા માટે તે ચેતનશક્તિના આચ્છાદક પદાર્થને બિલકુલ દૂર હટાવી આત્માની અનંત જ્યોતને પ્રગટ કરવા દ્વારા, કોઈપણ બાહ્યસાધનની પરાધીનતા વિના, વિશ્વના તમામ જડ અને ચેતન પદાર્થોની સુષુપ્ત અને પ્રગટ એવી ત્રિકાલિક—અવસ્થાનો જ્ઞાતા બની શકે.

આ પુસ્તકમાં લેખિત પદાર્થવિજ્ઞાન તે પરમપુરુષ પરમાત્મા શ્રી મહાવીરદેવે પ્રરૂપિત પદાર્થવિજ્ઞાનરૂપ મહાસાગરનું એક અતિ અલ્પ બિન્દુ માત્ર છે. છતાં સુજ્ઞ—મનુષ્યો તેમાંથી ઘણું સમજી શકશે. આ મહાવિજ્ઞાન–તત્ત્વજ્ઞાન તે વર્તમાન ભૌતિક વિજ્ઞાનની, ચેતનાના ધ્યેય વિનાની

અને કેવળ જડપદાર્થથી જ સુખ પ્રાપ્ત કરવાની ભ્રમણાનો ભૂક્કો ઉડાડી દેનાર છે.

પદાર્થવિજ્ઞાન સાથે સાથે દરેક પદાર્થની ત્રિકાલિક અવસ્થાઓ (પર્યાયો)ની પ્રગટતા કેવી રીતે થતી રહે છે? તેમાં કયું તત્ત્વ ભાગ ભજવે છે? પદાર્થોની વિવિધ અવસ્થાઓ પૈકી કયા પદાર્થની કઈ અવસ્થા સુખકારક અને કઈ અવસ્થા દુઃખકારક નિમિત્તરૂપે જીવને થઈ શકે? શાશ્વત સુખ સમાધિમય અવસ્થા જીવની કઈ હોઈ શકે? પુરૂષાર્થ અને પ્રારબ્ધ શું ચીજ છે? તે બેમાં કોની પ્રધાનતા છે? મુખ્યત્વે કરીને આત્માની શુદ્ધ, પરમ શાંતિકારક અવસ્થાને પ્રાપ્ત કરવામાં જીવનો પુરૂષાર્થ કેવા પ્રકારનો હોવો જોઈએ? તે સર્વ હકીકત વિસ્તૃત રીતે આગામી પ્રકરણમાં વિચારાશે.

## પ્રકરણ ૯ મું

## કાર્યોત્પત્તિમાં પાંચ સમવાય કારણો

જગતમાં દરેક કાર્યોની ઉત્પત્તિ, કાળ વિગેરે પાંચ સમુચ્ચય કારણોથી જ થાય છે. પાંચ કારણોમાથી એક કારણની પણ ન્યૂનતાએ કાર્યની ઉત્પત્તિ થઈ શકતી નથી. કાર્યસિદ્ધમાં વર્તતાં તે પાંચકારણોને સમવાય (સમુચ્ચય) કારણો કહેવાય છે. કેવળ મોક્ષપ્રાપ્તિમાં જ અર્થાત્ જીવને કર્મસંબંધથી સર્વથા મુક્ત થવામાં યા આત્માની સ્વાભાવિક દશા પ્રાપ્ત કરવામાં જ, એ પાંચેનું સમુચ્ચયપણું છે. એટલું જ નહિં, પણ જગતના સર્વ કાર્યોની ઉત્પત્તિમાં એ પાંચે કારણો વર્તે છે. એ પાંચે કારણો નીચે મુજબ છે. (૧) કાળ (૨) સ્વભાવ (૩) નિયતિ અર્થાત્ ભાવિભાવ (૪) પૂર્વ ક્રિયા અને (૫) પુરૂષાર્થ.

આ પાંચે કારણો પૈકી ક્યારેક કોઈ એક કારણની મુખ્યતા હોય છે, તો ચાર કારણોની ગૌણતા હોય છે. એટલે જે કારણની મુખ્યતા વર્તતી હોય તે કારણથી કાર્ય-સિદ્ધિ થઈ એમ વ્યવહારથી ભલે બોલાય, પણ તે એક મુખ્ય કારણ ઉપરાંત, તે સમયે અન્ય ચારકારણોની ગૌણ-પણે પણ, વિદ્યમાનતા તો અવશ્ય હોય છે.

મોક્ષપ્રાપ્તિરૂપ કાર્યસિદ્ધિમાં ઉપરોક્ત પાંચે સમુચ્ચય કારણોની વિદ્યમાનતા કેવી રીતે હોય છે, તે વિચારીએ.

મોક્ષપ્રાપ્તિનો અનુકૂળ કાળ તે ત્રીજો અને ચોથો આરો ગણાય. ત્રીજા કે ચોથાઆરાસિવાય અન્ય—આરામાં જીવનો મોક્ષ ન થાય એવો નિયમ છે, માટે મોક્ષપ્રાપ્તિમાં ત્રીજા કે ચોથા આરાનો કાળ હોવો જોઈએ.

વળી ત્રીજો કે ચોથો આરો હોવાછતાંપણ મોક્ષ-પ્રાપ્તિ તો ભવ્ય જીવ જ કરી શકે. અભવ્ય ન કરી શકે. કારણ કે જેમ તંતુમાં ઘડો થવાનો સ્વભાવ નહિં હોતાં, ઘડો બનવાનો સ્વભાવ તો માટીમા જ છે. તેમ જીવમાં પણ ભવ્યત્વ સ્વભાવવાળો જ મોક્ષ પામી શકે. અભવ્યત્વ સ્વભાવી તે મોક્ષ ન પામે

આ જીવે સંસારમાં અનંત પુદ્ગલપરાવર્તન કાળ વ્યતીત કર્યો અને કરશે તેમાં જે પુદ્ગલપરાવર્ત્તનમાં, જે જે જીવની મુક્તિ, સર્વજ્ઞ ભગવાનના જ્ઞાનમાં નિયત છે, તે પુદ્ગલપરાવર્ત્તનને તે જીવનો ચરમાવર્ત્તકાળ કહેવાય છે. જીવના ચરમાવર્ત્તકાળને નિયતિ યા ભવસ્થિતિ પરિપકવ કાળ કહેવાય છે. ત્રીજો અગર ચોથો આરો વર્ત્તતો હોય, જીવ પણ ભવ્ય સ્વભાવી હોય, પરંતુ જીવ તે ચરમાવર્ત—કાળને પામ્યો ન હોય તો પણ, તેને મોક્ષપ્રાપ્તિ થઈ શકતી નથી. ચરમાવર્ત કાળ પહેલાની જીવની અવસ્થાને જ્ઞાનીઓએ બાળકાળ કહ્યો છે અને ચરમાવર્ત્તકાળને યૌવનકાળ કહ્યો

છે. પૂ. ઉ. શ્રી માનવિજયજી મહારાજે શ્રી અજિતનાથ ભગવાનના સ્તવનમાં ગાયું છે કે:—

બાળકાળમાં વાર અનંતી, સામગ્રીએ નવિ જાગ્યો;
યૌવનકાળે તે રસ ચાખ્યો, તું સમરથ પ્રભુ માગ્યો.
પ્રભુજી ! મહેર કરીને આજ, કાજ અમારાં સારો.

શ્રી મોહનવિજયજી મહારાજે પણ ઋષભદેવ ભગવાનના સ્તવનમાં ગાયું છે કે :—

જો તુમ ધ્યાતાં શિવસુખ લહીયે,
તો તુમને કોઈ ધ્યાવે;
પણ ભવસ્થિતિ પરિપકવ થયા વિણ,
કોઈ ન મુક્તિ જાવે,
હો ! પ્રભુજી ઓલંભડે મત ખીજો.

અહિં સ્તવનકારનો પણ કહેવાનો ઉદ્દેશ એ જ છે કે, ત્રીજા યા ચોથા આરામાં ભવ્ય જીવોને પુરૂષાર્થ હોવા છતાં પણ ચરમાવર્ત્ત અવસ્થા સિવાય મોક્ષપ્રાપ્તિ થઈ શકતી નથી. આ ચરમાવર્ત્તકાળને બૌદ્ધો 'બોધિસત્ત્વ' કહે છે; સાંખ્યદર્શની તેને 'નિવૃત્ત પ્રકૃત્યાધિકાર' કહે છે. અને અન્ય દર્શનીઓ 'શિષ્ટ' કહે છે.

ત્રીજા યા ચોથા આરામાં ચરમાવર્ત્તને પામેલા ભવ્યાત્માઓ પણ ચરમાવર્ત્તને પામવા માત્રથી જ મોક્ષ પ્રાપ્તિ કરી શકતા નથી. તેને પણ મોક્ષપ્રાપ્તિ માટે પ્રથમ સમ્યગ્દર્શન પ્રાપ્તિ, અનંતાનુબંધી વગેરે કષાયોનો ક્ષય, શ્રેણ્યા-

રોહ, આવર્જિકરણ, સમુદ્ઘાત, શૈલેશિકરણ, ઇત્યાદિ પૂર્વકર્મ હોવાં જોઈએ. ઉપરોક્ત રીતની આત્મશુદ્ધિ અચરમાવર્ત્ત-કાળમાં તો હોઈ શકતી જ નથી, પણ ચરમાવર્ત્તકાળે તો મોક્ષ-પ્રાપ્તિ માટેના સમ્યગ્ દર્શનાદિ પૂર્વકૃત્ય હોવાં જ જોઈએ. આ પૂર્વકૃત્ય પણ કોઈને પૂર્વભવથી ક્રમશઃ ચાલ્યાં આવે છે, અને કોઈને તે જ ભવમાં મુક્તિગમનના નજીકના પૂર્વ-સમયનાં પણ હોય છે. ઉપરોક્ત પૂર્વકૃત્યો પણ આત્મવીર્ય ફોરવવારૂપ ઉદ્યમ વિના થઈ શકતાં નથી. એટલે ઉદ્યમ યા પુરૂષાર્થ પણ મોક્ષપ્રાપ્તિનું જરૂરી કારણ છે.

આ રીતે મોક્ષપ્રાપ્તિ તે પાંચ સમવાય કારણોથી જ થાય છે. મોક્ષપ્રાપ્તિરૂપ કાર્યસિદ્ધિ જેમ ઉપરોકત પાંચે કારણોના મળવાથી જ થાય છે, તેમ બીજાં વ્યાવહારિક કાર્યો પણ પાંચ કારણો મળવાથી જ થાય છે. તે ઘડાના દૃષ્ટાંતે નીચે મુજબ સમજવું.

ઘટોત્પત્તિરૂપ કાર્યમાં જે કાળે અથવા જેટલે કાળે ઘટ તૈયાર થાય તે કાળકારણ, માટીમાં ઘટોત્પતિનો સ્વભાવ છે, તો જ માટીનો ઘટ બને છે. વાયુમા ઘટ બનવાનો સ્વભાવ નથી તેથી બનતો નથી. માટે સ્વભાવકારણ પણ ત્યાં છે. તથા પ્રથમ દંડભ્રમણાદિ ક્રિયાઓ વિના ઘટાકાર ન બને, માટે તે રૂપ પૂર્વક્રિયાકારણ પણ ત્યાં છે. વળી પૂર્વક્રિયાઓ કરવામાં કુંભાર ઉદ્યમવાન થાય તો જ માટી લવાય અને દંડ ભ્રમણાદિ ક્રિયાઓ થવાપૂર્વક ઘટ બને. પણ જો બેઠો રહે તો કંઈ પણ ન બને.

તથા પૂર્વક્રિયાઓ કરવામાં ઉદ્યમ કરી રહ્યો છે, ઘટ બનવાની તૈયારી છે, એટલામાં કોઈ કદાચ એવો અકસ્માત થાય તો ઘટ બનતો અટકી પડે. એટલે એ વિઘ્ન નહિ થવા-રૂપ જો નિયતિ એટલે ભાવિભાવ હોય તો જ ઘટ બને. નહિંતર બનવાને એક ક્ષણ બાકી હોય ને ઘટ બનતો અટકી જાય.

આ પ્રમાણે ઘટોત્પત્તિમાં પાંચે કારણોની જેમ આવશ્યકતા છે, તેમ યથાયોગ્ય રીતે દરેક કાર્યોત્પત્તિમાં પાંચે કારણની આવશ્યકતા વિચારવી.

વર્તમાન સમયમાં એવા અનેક જીવો છે કે જેઓ ભાવિભાવને અથવા તો કર્મને બળવાન માની ઉદ્યમ સ્વીકારતા નથી. આવા જીવો તપશ્ચર્યાદિ કષ્ટક્રિયાને નિરર્થક માની એવી માન્યતા ધરાવે છે કેઃ–

"આપણી દરેક પ્રકારની ભવિતવ્યતા જ્ઞાનીઓના જ્ઞાનમાં નિશ્ચિત છે. તેમાં કંઈ પણ ફેરફાર થવાનો જ નથી. ખાવા–પીવાદિની મોજમજાહ ઉડાવવા છતાં પણ ભવસ્થિતિ પરિપકવતાએ મોક્ષપ્રાપ્તિ જે સમયે નક્કી છે, તે કંઈ બદલી જવાની નથી. માટે શા માટે કાયકષ્ટ કરવું ? કર્મના ઉદયથી બાહ્યપ્રવૃત્તિ ભલે અશુભ હોય, પણ ભાવના સારી રાખવી."

આવા જીવો મિથ્યાત્વવાદી કહેવાય. શારીરિક પ્રતિકુળતાને સહન કરવામાં, ઇંદ્રિયોના વિષયભોગોથી દૂર રહેવામાં લેશમાત્ર પણ જેઓ તૈયાર નથી અને શારીરિક અનુકુળતાના

મોહમાં અશુભ પ્રવૃત્તિનો ત્યાગ કરવાની જેઓ ભાવનાવાળા પણ નથી, એટલું જ નહિ પણ ઉલટું -તેમાં આત્મવિકાસનો રોધ થતો હોવાની માન્યતાને પણ ધરાવતા નથી, તેવા જીવો ઇંદ્રિયોના વિષયોની આસક્તિથી કે પોતાના શરીર ઉપરના મૂર્છાભાવથી રહિત છે, એમ કેમ કહી શકાય? આ રીતે વર્તતા મૂર્છાભાવવાળા જીવને તો પ્રબળ મોહનીય કર્મનો ઉદય, તે અશુભ યા અશુદ્ધ ભવિતવ્યતાનું પૂર્વકર્મ (પૂર્વક્રિયા) રૂપ કારણ ગણાય. જેઓના પૂર્વકૃત્યો અશુભ યા અશુદ્ધ વર્તતાં હોય તેવા જીવોની મોક્ષપ્રાપ્તિરૂપ ભવસ્થિતિ પરિપકવતા હજુ દૂર જ સમજવી. તેવા જીવો હજી ચરમાવર્તકાળમાં નહિ હોતાં અચરમાવર્તકાળમાં છે. ચરમાવર્તિ—જીવ કદાપી એવું ન બોલે કે "મારી બાહ્યપ્રવૃત્તિ ભલે ગમે તેવી હોય, પણ મારી ભાવના તો સારી છે." કારણ કે મનમાં પરિણામ સારાં વર્તતાં હોવા છતાં બાહ્યપ્રવૃત્તિની અશુભતામાં પણ પાપનો જ ઉદય ગણાય. એટલે ચરમાવર્તિ જીવને ભાવના સારી હોવા છતાં મોહનીય કર્મના ઉદયે બાહ્યપ્રવૃત્તિ તે આશ્રવ કે બંધવાળી હોય, તો તેના હૃદયને ઘણી જ ડંખે. કેવળ ભાવના શુદ્ધિથી જ તે જપીને બેસે નહિ. જપીને બેસનારની ભાવશુદ્ધિ મનાય જ નહિ.

શ્રી તીર્થંકર પરમાત્માઓ કે જેઓ જન્મથી જ ત્રણ જ્ઞાન સહિત હોય છે, તે આત્માઓની યોગ્યતા જગતના અન્ય જીવો કરતાં કેઈ ગણી શુદ્ધ હોય છે, છતાં બાહ્યત્યાગ પણ સ્વીકારે જ છે. કોઈ તીર્થંકર પરમાત્માનું દૃષ્ટાંત એવું

જોવા નહિં મળે કે કેવળજ્ઞાનની પ્રાપ્તિ પહેલાં બાહ્યત્યાગ કે કષ્ટક્રિયામાં પ્રવૃત્તિ તેઓએ ન કરી હોય. દીક્ષા લેતાંની સાથે જ મનઃપર્યવજ્ઞાન પ્રાપ્ત થતું હોવા છતાં પણ જ્યાં સુધી કેવલજ્ઞાનની પ્રાપ્તિ ન થાય ત્યાં સુધી બાહ્ય તપશ્ચર્યાઓ પણ આદરે છે. નવપદની પૂજામાં શ્રી યશોવિજયજી ઉપાધ્યાયે કહ્યું છે કેઃ—

જાણંતા તિહુજ્ઞાને સંયુત્ત, તે ભવ મુક્તિ જીણંદ,
જે આદરે કર્મ ખપેવા, તે તપ સુરતરૂ કંદરે. ભવિકા૦

મોક્ષપ્રાપ્તિરૂપ કાર્યસિદ્ધિમાં તેમની આ બધી પૂર્વ તૈયારી ગણાય. આવી પૂર્વક્રિયાઓ જ મોક્ષપ્રાપ્તિની આગાહી-રૂપ છે. જે જે પ્રકારની ભવિતવ્યતા જે જે સમયે જે જે જીવને વર્તવાની હોય, તે તે પ્રકારની ભવિતવ્યતાને અનુકૂળ પૂર્વકૃત (પૂર્વક્રિયા) તે કોઈને નજીકના સમયનું કે કોઈને દીર્ઘ સમયનું પણ પહેલેથી જ હોય. જેના જીવનમાં મોક્ષ-પ્રાપ્તિને અનુકૂળ પૂર્વ તૈયારીઓનો બાહ્ય અને અભ્યંતર સ્વરૂપે પ્રારંભ જ ન હોય, તેવા જીવોની મોક્ષપ્રાપ્તિરૂપ ભવિત-વ્યતા નજીકમાં છે, એમ કેમ કહી શકાય?

પોતાની નજીકની ભવિતવ્યતા સારી છે કે બૂરી છે, તેનો ખ્યાલ છદ્મસ્થ જીવોને તો પૂર્વક્રિયાથી જ થઈ શકે. અતિ ઘોરાતિઘોર પાપપ્રવૃત્તિરૂપ પુરૂષાર્થમાં પ્રવર્તનાર જીવને જોઈને છદ્મસ્થ આત્મા વિચારી શકે કે આ પાપપ્રવૃત્તિ તે નજીકના કાળમાં જ દુર્ગતિરૂપ ભવિતવ્યતાની આગાહીરૂપ છે. તેમ છતાં ભવિતવ્યતા જો સદ્ગતિની હશે તો ચાલુ પાપ-

પ્રવૃત્તિ તેની અટકી જશે. અને ભવિતવ્યતા બૂરી હશે તો તેની પાપપ્રવૃત્તિ ચાલુ રહેશે.

પોતાના આત્મામાં રાગદ્વેષની પ્રચૂરતાવાળો બાહ્ય અને અભ્યંતર પુરૂષાર્થ વર્તતો હોવા સમયે સમ્યગ્દષ્ટિ આત્મા જરૂર સમજી શકે કે હજુ વીતરાગ–દશાની પ્રાપ્તિરૂપ ભવિતવ્યતા મારા માટે દૂર જણાય છે. અને પોતાના આત્મામાં રાગદ્વેષની ન્યૂનતાવાળો પુરૂષાર્થ વર્તતો હોવા સમયે સમજાય કે વીતરાગ–દશાની પ્રાપ્તિરૂપ ભવિતવ્યતાને અનુકૂળ પુરૂષાર્થ છે.

કદાચ કોઈને શંકા થાય કે મરૂદેવી માતાએ મુક્તિને માટે કંઈપણ પ્રયત્ન કર્યો નથી, માટે પુરૂષાર્થ વિના પણ કાર્યસિદ્ધ કેમ ન માની શકાય ? તેનો ઉત્તર એ છે કે મરૂદેવી માતાએ પણ ક્ષપકશ્રેણિમાં આરોહણ કરવાનો શુકલધ્યાનરૂપ પ્રયત્ન અવશ્ય કર્યો હતો. કેમકે શુકલધ્યાન વિના કોઈને પણ મોક્ષ હોઈ શકતો નથી. વળી મરૂદેવી માતાને અંગે પૂર્વકૃત કારણ પણ કેટલાકને તુરત ન સમજાય, પરંતુ પૂર્વકૃત કારણ તે અનિત્ય ભાવના કહી શકાય. મરૂદેવી માતાના દૃષ્ટાંતમાં બાહ્યત્યાગની કોઈ શંકા કરે તો તેનું સમાધાન એ છે કે અંતગડ કેવળીને કેવળજ્ઞાન પ્રગટ થયા બાદ આયુષ્યની અતિ અલ્પતાના અંગે બાહ્યત્યાગ સ્વીકારી શકાતો નથી. મરૂદેવી માતા જેવાં દૃષ્ટાંતો અતિ અલ્પ પ્રમાણમાં હોય છે; માટે તેવાં દૃષ્ટાંતો બાહ્યત્યાગની બીનજરૂરીઆતમાં લઈ શકાય નહિ.

છદ્મસ્થ આત્મા ગર્વિષ્ઠ બની ન જાય, અગર આર્ત્ત-ધ્યાની બની ન જાય, એટલા માટે બાળજીવોને ભવિતવ્યતાની મુખ્યતા બતાવવામાં વાંધો નથી. જેમકે સંવર અને નિર્જરા-ના કાર્યમાં વધુ પ્રયત્નશીલ બની રહેનાર આત્માએ સમજવું જોઈએ કે હાલ મારો પુરૂષાર્થ સમ્યગ્પ્રવૃત્તિવાળો હોવા માત્રથી મારે અભિમાની બની જવાનું નથી. કારણ કે હજુ મારા આત્મામાં રાગદ્વેષનાં બીજ સુષુપ્તપણે પણ રહેલાં છે. ઉપશમશ્રેણિને આરોહી ઉપશાંત વીતરાગ બનનાર આત્માનો પુરૂષાર્થ પણ પલટાયો છે. તેથી કદાચ મારી ભવિતવ્યતા ભૂરી હશે તો મારા પુરૂષાર્થમાં પણ પલટો થતાં વાર નહિં લાગે. માટે વર્તમાન પુરૂષાર્થ માત્રથી મારે અભિમાની બની જવાનું નથી.

વળી સમ્યગ્પુરૂષાર્થમાં પ્રવર્તન હોવા છતાંપણ, પૂર્વકૃત અસદ્ પુરૂષાર્થના પરિણામે પ્રાપ્ત, વિપરીત સંજોગોમાં પણ ભવિતવ્યતાનો સ્વીકાર કરી આર્ત્તધ્યાની નહિં બનતાં સમભાવે રહે.

કેટલાક જીવો એવા હોય છે કે ભવિતવ્યતા યા નિયતિને નહિ સ્વીકારતાં પુરૂષાર્થની જ મુખ્યતા ગણી, પુરૂષાર્થથી ભવિતવ્યતા પણ ટાળી શકાય છે, એવી માન્યતા ધરાવે છે. આ અંગે પણ થોડીક વિચારણા કરવી જરૂરી છે.

## પ્રકરણ ૧૦ મું

# પ્રારબ્ધ અને પુરૂષાર્થ

પાંચ સમવાય કારણોમાં જેને 'નિયતિ' કહીએ છીએ, તે નિયતિનો અર્થ "હોનહાર ભવિતવ્યતા" જ છે. અથવા સહેલી ભાષામાં તેને પ્રારબ્ધ કહીયે તો પણ કહી શકાય. પુરૂષાર્થ અને પ્રારબ્ધ બન્નેમાં મુખ્યતા કોની કહેવાય? તે વિવાદાત્મક પ્રશ્નનો ઉકેલ પાંચ સમવાય કારણોના રહસ્યને અતિ સૂક્ષ્મવિચારણાપૂર્વક સમજનાર જ લાવી શકે.

પ્રારબ્ધના ભરોસે જ બેસી રહેવાનું પસંદ કરનાર કહે છે કે, વિશ્વના પ્રાણિઓ ઉપર પ્રારબ્ધનું જ અધિપત્ય જો ન હોત તો ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિ માટે એક સરખો જ પુરૂષાર્થ કરનાર વ્યક્તિઓની કાર્યસિદ્ધિમાં ભિન્નતા સંભવી શકત નહિ.

એક જ પિતાના બે પુત્રોમાં લક્ષ્મી પ્રાપ્તિ માટેનો પુરૂષાર્થ, આવડત, અને અનુકુળતા એક સરખી હોવા છતાં એવું પણ બને છે કે એકના ઘરે રોજ જયાફત ઊડે છે, જ્યારે બીજાના ઘરે તેનાં છોકરાં એક ટાઇમના અન્ન માટે પણ ટળવળતાં હોય એવું ય બનવા પામે છે.

બજારમાં મજુરી કરતા મજુરો ઠંડી કે ઘોમધખતા

તાપની પરવા કર્યા વિના સતત પરિશ્રમ ઉઠાવવા છતાં પણ માંડ માંડ સૂકો રોટલો મેળવે છે. જ્યારે દિનરાત આરામ કરનાર કોઈ કોઈ વ્યક્તિને સામાન્ય પ્રયત્ને પણ લાખોની કમાણી મળી જાય અગર લોટરીનું ઇનામ પણ પ્રાપ્ત થઈ જાય છે. માટે જો પુરૂષાર્થની જ પ્રધાનતા હોત તો પુરૂષાર્થી સુખી બની રહેવો જોઈએ. અગર અલ્પપુરૂષાર્થે ઇચ્છિત પ્રાપ્તિમાં અલ્પતા અને વધુ પુરૂષાર્થે ઇચ્છિત પ્રાપ્તિમાં વિશેષતા હોવી જોઈએ. પરંતુ તે પ્રમાણે સર્વત્ર એકાંત કદાપી જોવામાં આવતું નથી. માટે પ્રારબ્ધ જ બળવાન છે. નહિ કે પુરૂષાર્થ. અર્થાત્ પુરૂષાર્થની સફ્ળતા પ્રારબ્ધને જ આધીન છે.

પ્રારબ્ધના ભરોસે બેસી રહેવા નહિ ઇચ્છનાર કહે છે કે, પ્રારબ્ધથી જ જો સુખ પ્રાપ્તિ થઈ જતી હોય તો માણુસે હાથ–પગ હલાવ્યા વિના ઓઢીને સૂઈ જવું. ઘરમાં પૈસો, અનાજ, કપડાં વગેરે બધું સ્વયં આવી જશે. અરે ! મોંમાં કોળિયો પણ એની મેળે આવી પડશે. પરંતુ પુરૂષાર્થ કર્યા વિના તે બધું સ્વયં બની રહેતું જગતમાં ક્યાંય પણ જોવામાં આવતું નથી. માટે પુરૂષાર્થ જ બળવાન છે. નહિં કે પ્રારબ્ધ. અર્થાત્ પ્રારબ્ધની સફ્ળતા પુરૂષાર્થને જ આભારી છે. અહિં પુરૂષાર્થની પ્રધાનતા કહેનારની દ્રષ્ટિમાં પુરૂષાર્થ માત્ર તેને જ માનવામાં આવે છે કે, પ્રારબ્ધ પ્રાપ્તિ સમયે જીવની મન–વચન–કાયા વડે થતી વ્યાવહારિક પ્રવૃત્તિ. પ્રારબ્ધ પ્રાપ્તિમાં આ સિવાય અન્ય કોઈ પુરૂષાર્થ તેની દ્રષ્ટિમાં હોતો નથી.

જૈનશાસ્ત્ર પ્રમાણે વિચાર કરીએ તો બ્રહ્મચર્ય સિવાય દરેક વસ્તુ અનેકાંતવાદ માંગી લે છે. વ્યાવહારિક દષ્ટિથી જોઈએ તો "ઢાલની બે બાજુ" એ યુક્તિ છે.

તાત્ત્વિક દૃષ્ટિએ વિચારીએ તો પ્રારબ્ધ અને પુરૂષાર્થ એ બન્ને સાધારણ છે; તોપણ તેમાં એક દષ્ટિએ પુરૂષાર્થ મુખ્ય છે. કારણ કે, પ્રારબ્ધ એટલે બીજું કંઈ જ નહિ, પણ પૂર્વકૃત પુરૂષાર્થનું ફળ તેનું જ નામ પ્રારબ્ધ છે.

અન્ય દૃષ્ટિએ વિચારીએ તો પ્રારબ્ધ જ બલવાન છે. અને તે એ રીતે કેઃ—

પ્રારબ્ધ અનુસાર જીવમાં ઉત્પન્ન થતી બુદ્ધિદ્વારા જીવ—વડે કરાતી માનસિક—વાચિક અને કાયિક પ્રવૃત્તિને જ પુરૂષાર્થ કહીયે તો, ત્યાં પુરૂષાર્થ બળવાન નહિં હોતાં પ્રારબ્ધ જ બળવાન છે.

પ્રારબ્ધ પ્રાપ્તિના મુખ્ય કારણરૂપ ભવાંતરમાં કરાયેલ સુકૃત્ય યા દુષ્કૃત્યરૂપ પૂર્વંકૃત પુરૂષાર્થ પ્રત્યેનો દ્રષ્ટિકોણ આજના ભૌતિકવાદના જમાનામાં લગભગ વિસરાઈ જ ગયો છે. આજે તો સામાન્ય જનસમૂહમાં પ્રારબ્ધને અનુરૂપ બુદ્ધિ—અનુસાર થતી જીવની માનસિક, વાચિક અને કાયિક પ્રવૃત્તિને જ માત્ર પુરૂષાર્થ ગણી, આ પુરૂષાર્થથી જ વર્તમાન પ્રારબ્ધની પ્રાપ્તિનો અહંકાર આપણા જીવનનું મધ્યબિંદુ બની જાય છે. મેં આ કર્યું, તે કર્યું, એવું અભિમાન આપણે સેવીએ છીએ. હું આ કરીશ ને તે કરીશ, એવી મહત્ત્વ-કાંક્ષામાં પણ રાચીએ છીએ.

આ અભિમાન માનવીને પછાડે છે. એના વિવેકચક્ષુ આડે એ પડદો બની જાય છે. અભિમાની માણસ સત્યને જોઈ કે સમજી શકતો નથી. એ અનેકને ત્રાસરૂપ પણ બને છે. આ અભિમાનને તોડવા માટે પાંચ સમવાય કારણો સ્વરૂપ કુદરતી બળો સાથે આપણી શકિતઓની તુલના થાય, અને આસપાસના સંયોગોની સાથે આપણા વર્તમાન પુરૂષાર્થની સરખામણી થાય, એ ઈષ્ટ છે. કોઈપણ ક્ષેત્રે આપણને પ્રાપ્ત થતી સિદ્ધિના કારણોમાં આપણે ઊંડા ઉતરીએ તો જરૂર સમજાશે કે પાંચ સમવાય કારણસ્વરૂપ કુદરતી અનુકુળતા જ કાર્યસિદ્ધિનું મુખ્ય કારણ છે.

માટે અન્ય સંયોગોની સાથે આપણા વર્તમાન માનસિક, વાચિક કે કાયિક પુરૂષાર્થના મિલન થવા વડે નીપજતી કાર્યસિદ્ધિમાં આપણે આનંદ અનુભવીએ કે સાત્વિક સંતોષ પણ લઈએ તેમાં ખોટું નથી. પરંતુ તેમાં અભિમાન સેવવા જેવું તો નથી જ, એ ભૂલાવુ નહિં જોઈએ. માનવ જો સમજી લે કે એ કુદરતનો સ્વામી નથી પણ સંતાન છે; તો તેનામાં અભિમાનનો ભય ઊભો થાય નહિં. અને તેને પડવાનું પણ બને નહિં.

અહિં પ્રારબ્ધવાદની મહત્તા તે પાંચ સમવાય કારણોના રહસ્યને નહિં સમજનાર બાળજીવોને અનુલક્ષીને જ વિચારવામાં આવી છે. બાકી પાંચ સમવાય કારણોના રહસ્યને સૂક્ષ્મતાથી સમજી શકનાર માટે તો પાચ સમવાય કારણોમાં પોતાને કરવાનો તો માત્ર પુરૂષાર્થ જ છે. તે પુરૂષાર્થ કેવા

સ્વરૂપે હોય? કેવા કેવા પ્રારબ્ધ સૂચક હોય? તે વિષય આગળ વિચારીશું.

ભાગ્ય, નસીબ યા પ્રારબ્ધ અંગે પોતાની જિંદગીમાં વિવિધ પ્રકારના સંયોગ અને વિયોગના પ્રસંગો અનુભવીને એક વિદ્વાન વિચારકે કહ્યું છે કે—

"મારી જિંદગીમાં મેં ફક્ત એક જ પાઠ તારવ્યો છે કે માનવીના સઘળા પ્રયાસોની સફલતા મહદ્ અંશે ભાગ્યાધીન હોય છે. સંકલ્પ, બળ, પરિશ્રમ તથા દિલ અને દિમાગના કેટલાક ગુણ વગર કોઈને પણ સફલતા મળી ન શકે એમા તો શંકા નથી જ. પરંતુ એ બધું હોવા છતાં માનવીને તક ન મળે, તેના સંજોગો સાનુકુળ ન હોય, તો તે કોઈ ગણનાપાત્ર સિદ્ધિ પ્રાપ્ત કરી શકતો નથી. જિંદગી આખર તો ભૂતકાળના અનુભવોનો વિચાર કરતાં એ સઘળા અનુભવો આપણને એ બાબતની પ્રતીતી કરાવે છે કે માનવી ગમે તેવી કાળજીપૂર્વક તેમજ ડહાપણથી પ્રયાસો કરે છતાં પરિણામ એકલા તેના પ્રયત્નો પર આધાર રાખતું નથી. તમે એને જોગાનુજોગ કહો, તક કહો, યા નસીબ કહો, પણ એ તત્ત્વ, પરિણામ લાવવામાં ભાગ ભજવતું જ હોય છે. પ્રબળ શક્તિશાળી મગજ પણ તેની એકાદ નસ તૂટતાં નિશ્ચેતન બની જાય છે. આથી જીવોને સૌથી મહત્ત્વનો બોધપાઠ તો છે વિનમ્રતા. જેને સફળતાની પળમાં આત્મનિર્ભરતાથી પ્રેરાઈને માનવી સહેજે વિસરી જતો હોય છે."

પ્રારબ્ધવાદની ઘણીવાર મશ્કરી કે ગેરસમજુતી કરવામાં

આવે છે. કહેવાય છે કે પ્રારબ્ધવાદ તે માણસને આળસુ કે નિષ્ક્રિય બનાવી દે છે. પરંતુ આ વાત તદ્દન ખોટી છે. કારણ કે, તેનું પ્રારબ્ધ જ તેને જે કાંઈ કરવાનું હશે તે તેની પાસે કરાવશે જ. શ્રી રમણ મહર્ષિને જ્યારે કોઈએ પૂછ્યું કે શું ! મારે હાથ જોડીને બેસી રહેવું ? ત્યારે મહર્ષિએ કહ્યું કે " એમ કરી શકો તો ઉત્તમ, પરંતુ તમારૂં પ્રારબ્ધ તમને એમ કરવા દેશે નહિ."

એવો પણ આક્ષેપ થાય છે કે પ્રારબ્ધવાદ તે માણસને આળસુ નહિં તો હિંમત વગરનો, નમાલો, માયકાંગલો કે દીનહીન બનાવે છે. આનો ઉત્તર એટલો જ કે કોઈ વાદથી કોઈ ભારતવાસી કે ઈતરોને ઘડાવાનું કે ચલિત થવાનું હોતું જ નથી. જે એક જ પરમ સત્તા કે શક્તિ ( પાંચ સમવાય કારણો ) જ સર્વત્ર–સર્વદા, સર્વથા કામ કરી રહી છે. એ તેને ઘડશે, ચડાવશે કે પાડશે. બીજો ઉત્તર એ કે, ખરૂં જોતાં ખરા પ્રારબ્ધવાદીઓ જ મહાપરાક્રમી હોય છે; કારણ કે પરાક્રમ કરતા કરતા એમને જ એવા અનેક અસામાન્ય અનુભવ થતા રહ્યા હોય છે કે, તેઓ તેનાથી જ સ્વાભાવિક રીતે પ્રારબ્ધ તરફ ખરા દિલથી વળી રહેલ હોય છે. દાખલા તરીકે નેપોલિઅન, તે ચુસ્ત પ્રારબ્ધવાદી હતો. તેને એક વખત જ્યારે એક સરદારે પૂછ્યું કે તમે ભાગ્યમાં આટલું બધું માનો છો તો યોજનાઓ શા માટે ઘડો છો ? ત્યારે તેણે જવાબ આપ્યો કે મારૂં ભાગ્ય જ મારી પાસે યોજનાઓ ઘડાવે છે.

આપણા આ જીવનની દરેકે દરેક ક્રિયા પ્રારબ્ધાનુસાર જ થાય છે. પરંતુ આપણે ખોટી રીતે માની બેસીએ છીએ કે આમ કર્યું તો જ આમ થયું, "કર્યું અને થયું" એ બરાબર. પરંતુ કરનાર અને થનાર કોણ? તેનું આપણા અહંભાવને લીધે સતત વિસ્મરણ થાય છે. અને તેથી આપણે સમજણ વગરની પુરૂષાર્થની વાત માંડીએ છીએ. સાચી વાત "શોપનહોર" નામે એક વિચારકે લખી છે કે માણસ ચાહે તે કરી શકે છે, પરંતુ એ શું ચાહશે તે તેની ઇચ્છાશક્તિની વાત નથી. આ રીતે આપણને આપણા પ્રારબ્ધ પ્રમાણે જ બુદ્ધિ સૂઝે છે, તે પ્રમાણે આપણે કામ કરીએ છીએ અને ફળ ભોગવીએ છીએ.

પ્રારબ્ધને નહિં સમજનાર પુરૂષાર્થીમાં અહંભાવ પૂરપાટ વિસ્તરેલો હોય છે. તેનામાં કામ, ક્રોધ, અભિમાન, ભોગ વગેરે પણ એવા પૂરપાટ જામેલા હોય છે કે તેને ઘડી-ભર પણ જંપવા દેતા નથી; એનું દેખીતું સુખ તે પોતાને મન તો દુઃખ જ હોય છે. નાટકના નટની જેમ, કે ચાવીવાળા રમકડાંની જેમ, ધમપછાડા કરી, એ પોતાની જિંદગાની ખતમ કરે છે.

પ્રારબ્ધને નહિં સ્વીકારનાર પુરૂષાર્થીઓ અહંભાવમાં મગ્ન બની પોતાના પુરૂષાર્થ દ્વારા પ્રારબ્ધનું પરિવર્ત્તન કરવાની ઘેલછા સેવી પ્રયત્ન આદરે છે, પરંતુ ભવિતવ્યતા, ઇચ્છિત ઇચ્છાથી વિપરીત હોય તો પરિવર્તન કરવાની બુદ્ધિએ

આદરેલ પુરૂષાર્થ તે વિપરીત ભવિતવ્યતાની જ અનુકૂળતાવાળો બની જાય છે.

તીર્થંકરદેવ શ્રી નેમિનાથજી ભગવાને શ્રીકૃષ્ણનું મૃત્યુ જરાકુમારના હાથે જ થવાની આગાહી કરી ત્યારે પોતાના જ હાથે થવાવાળું તે મૃત્યુ ટાળવાની બુદ્ધિએ જરાકુમારે દૂર દૂર વનમાં ચાલી જઈ પોતાની જીંદગી ત્યાં જ વ્યતીત કરવાનો પ્રયત્ન કર્યો; તે તો એમ જ માનતો હતો કે હું વનવાસી બની ગયો છું, માટે હવે શ્રીકૃષ્ણનું મૃત્યુ મારા જ હાથે થવા રૂપ ભવિતવ્યતા ટળી જશે. પણ જે પ્રવૃત્તિથી પોતે ભવિતવ્યતાનું પરિવર્તન કરવાની ઇચ્છા ધરાવે છે, તે જ પ્રવૃત્તિ તે ભવિતવ્યતાને અનુકુળ બનશે તે વાત તેને ન સમજાઈ.

આવાં તો ઘણાં દષ્ટાંતો આપણુને વર્ત્તમાનકાળે પણ મળી જાય છે. હાલ નજીકના સમયમાં વ્યતીત ભારત—પાકીસ્તાન વચ્ચે ચાલેલ યુદ્ધ પ્રસંગે દુશ્મને કરેલ બોમ્બવર્ષાથી થતા મૃત્યુથી બચવા માટે જોધપુર શહેરમા એક પતિ—પત્નીએ ખાઈમાં પ્રવેશવાનો પુરૂષાર્થ કર્યો. પુરૂષાર્થ હતો મૃત્યુથી બચવાનો, પરંતુ તેમની મૃત્યુરૂપ ભવિતવ્યતા જે સમયે નિયત હતી, તે સમયે ખાઈમાં રહેલા સર્પદંશથી પણ તેઓ મૃત્યુ તો પામ્યા જ.

પોતાના નિવાસસ્થાને શત્રુના હુમલાથી રક્ષણ કરવા માટે દિનરાત સંતરી પહેરો રાખવા છતાં પણ શત્રુદળના

નિમિત્તદ્વારા જ જો પોતાના મૃત્યુની ભવિતવ્યતા હોય તો શત્રુઓ સહેલાઈથી મૃત્યુ નિપજાવી શકે, એવા સંયોગો પોતાના જ પુરૂષાર્થદ્વારા કુદરતી રીતે ઉપસ્થિત થઈ જવાથી કેટલાક રાષ્ટ્ર નેતાઓનાં મૃત્યુ થવાના પ્રસંગો ઘણી વખત આપણે સાભળ્યા છે અને સાંભળીયે છીએ. આવા પ્રસંગોને આપણે બેદરકારી તરીકે કે દીર્ઘદૃષ્ટિના અભાવ તરીકે થયાનું માનીએ છીએ. પરંતુ તેમ થવામાં મુખ્ય સત્તા તે પ્રારબ્ધ જ ભાવ ભજવી રહ્યું છે, તે આપણે ભૂલી જઈએ છીએ.

"હમણાં હું આમ કરી નાંખીશ" એવા અહંભાવ–દ્વારા પુરૂષાર્થ કરનાર વ્યક્તિ જ્યારે સ્વઈચ્છિત પ્રસંગથી વિપરીત પ્રસંગોમાં મુકાઈ જાય છે, ત્યારે દુનિયા એને કહે છે કે "વિનાશકાળે વિપરિત બુદ્ધિ." આ લોકોક્તિ જ પ્રારબ્ધની મહત્તા દર્શાવે છે.

કોઈપણ ભવિતવ્યતાની ઉપસ્થિતિ થવા ટાઈમે પાંચ સમવાય કારણો વિદ્યમાન હોય જ છે. વિશ્વમાં જે કંઈ બની રહ્યું છે, બન્યું છે અને બનશે, તે સર્વમાં પાંચ સમવાય કારણોરૂપ કુદરત જ કામ કરી રહેલ હોય છે. છતાં મનુષ્યકૃત કારણ તો તેમાં પૂર્વકૃત કર્મ જ હોઈ ભવિતવ્યતાની પ્રકટતામાં "આ પૂર્વકૃત કર્મથી જ થયું" આમ કહેવાનું કારણ એ છે કે, પ્રારબ્ધ પ્રાપ્ત સંયોગોમાં માણસ મુંઝાઈને પાપના માર્ગે પુરૂષાર્થ કરવા નહિં પ્રેરાતાં અન્યભવમાં વિપરિત પ્રારબ્ધી ન બનાય તે માટે ધર્મમાર્ગે પુરૂષાર્થ કરવા પ્રેરાય.

આ સર્વ હકીકતનો સાર એ લેવાનો છે કે માણસે ધર્મ તથા મોક્ષમાં પુરૂષાર્થી બનવું, અને અર્થ તથા કામની સિદ્ધિમાં પ્રારબ્ધવાદી બનવું.

સંસારના ભૌતિક પદાર્થની પ્રાપ્તિ પાછળ ગમે તેટલી દોટ મૂકવા છતાં પૂર્વકૃત પુણ્યાઈની પ્રબલતા વિના તેમાં સફલતા કદાપી મળવાની નથી, એ ભારતવર્ષની સંસ્કૃતિનો મૂળ પાયો વિસરાવો ન જોઈએ.

એક સરખી ભવિતવ્યતાની પ્રાપ્તિમાં બાહ્યકારણો એક સરખાં નહિં વર્તતાં, દ્રવ્ય-ક્ષેત્ર-કાળ અને ભાવથી વિવિધ સ્વરૂપે જોવાય છે, તેનું કારણ એ છે કે, એક સરખી ભવિતવ્યતાના નિર્માણમાં પણ જીવના અધ્યવસાયો વિવિધ પ્રકારના હોઈ તે તે પ્રકારના અધ્યવસાયને અનુલક્ષીને પ્રારબ્ધ પ્રાપ્તિ સમયે ભિન્ન ભિન્ન પ્રકારના દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવસ્વરૂપ બાહ્ય કારણોનું અસ્તિત્વ વર્તે છે. એટલે એક સરખી પ્રારબ્ધ પ્રાપ્તિ માટે સ્વ યા અન્ય દ્વારા વર્તતો બાહ્ય પુરૂષાર્થ સમાન સ્વરૂપે જ નહિં હોતાં વિવિધ સ્વરૂપે પણ હોઈ શકે છે. કયા સમયે કેવા પ્રકારના પુરૂષાર્થ કરવામાં જીવ પ્રવર્તશે તે પુરૂષાર્થનો ઉદ્ભવ, જીવની ભવિતવ્યતા યા પ્રારબ્ધને જ અનુરૂપ હોઈ, સ્વપુરૂષાર્થ અંગે નિરાભિમાની અને અન્ય જીવોના પુરૂષાર્થમાં ઔદાસિન્ય યા સમભાવી બનવું એનું નામ જ વાસ્તવિક ધર્મ યા તત્ત્વજ્ઞાનની સાચી સમજ છે.

કમઠાસુર દ્વારા થતા ઉપસર્ગમાં અને ધરણેન્દ્ર દ્વારા

થતા ઉપસર્ગ નિવારણમાં પ્રભુ શ્રી પાર્શ્વનાથની વર્તતી સમભાવી વિચારધારા આપણને ઉપરોક્ત હકીકતની સાચી સમજ પેદા કરે છે. વળી સંગમદેવદ્વારા થતા ઉપસર્ગ સમયે પ્રભુ શ્રી મહાવીરદેવનો વર્તતો કરૂણાભાવ જ, સાચી મહાવીરતાનો આપણને પરિચય કરાવે છે.

અનંત જન્મો અને તેથી થતા અવિરત કાર્યમાં, માણસનું સંચિત પ્રારબ્ધ જ કામ કરી રહ્યું હોય છે. પ્રારબ્ધની અસર થાય છે જ. અને કરેલાં કર્મનું ફળ ભોગવ્યે જ છૂટકો છે. પ્રારબ્ધ પ્રાપ્તિમાં નિમિત્તભૂત બનતા, અનુકુળ યા પ્રતિકૂળ સંયોગોનો તેમાં કંઈ પણ દોષ હોતો નથી. એટલે જ જ્ઞાની પુરૂષો તેવાં નિમિત્ત કારણો પ્રત્યે ઔદાસિન્ય વૃત્તિવાળા બની રહે છે.

માણસનાં કર્મ કે આચરણના ગુણદોષ પ્રમાણે ઘડાતા સારા યા નરસા ભાવિને જ, સંચિતનશીબ તથા પ્રારબ્ધ કહેવાય છે. પ્રત્યેક જીવનું જીવન તેની પ્રત્યેક હાલતમાં કાંઈને કાંઈ કર્મ કરતું જ રહે છે. એ કર્મ તે મનથી, વચનથી, અને ક્રિયાથી એમ ત્રણ પ્રકારની ગતિથી થાય છે. તેમાં સૂક્ષ્મ પ્રક્રિયાથી થતા કર્મના ગુણદોષનું માપ કાઢવાનું કઠણ બને છે.

પ્રાણીમાત્રનું વિવિધ જીવન એ અકસ્માત નથી, પણ એ તો પૂર્વયોજીત હોય છે. મા–બાપ, ભાઈ–બહેન, પત્ની અને સંતાનો, દોસ્તો અને વિરોધીઓ, એ બધાં પૂર્વસંચિત કર્મ પ્રમાણે જ છે. લક્ષ્મી, આરોગ્ય અને સસ્કાર પણ

માનવીના કર્મોનું જ ફળ છે. એમાં કોઈ માટે અસંતોષ જેવું લાગે તો કોઈની પાસે ફરિયાદ કરવાનો કશો અર્થ નથી. કારણ કે મૂળ દોષ તો પ્રારબ્ધ યા સંચિત કર્મોનો જ હોય છે. એટલે જીવનને સુખી બનાવવા સારી વાત તો એ છે કે આવતી કાલ સુધરે એવું વર્તન રાખવું અને સુકર્મો કરવાં. ઋણાનુબંધની સામે થઈને મગજ ફેરવવાથી કોઈ લાભ થતો નથી.

ચાલુ જન્મમાં જેણે કોઈપણ સારૂં કામ નથી કર્યું, એવા માણસોને અસાધારણ પ્રમાણમાં સુખવૈભવો પ્રાપ્ત થતા જોઈ, સામાન્ય માણસને અજાયબી થાય છે. અને એ તુરત માની લે છે કે "પાપ-પુણ્ય, શ્રેય-અશ્રયે એ બધું કલ્પના છે. હકીકતમાં પ્રારબ્ધ જેવી કોઈ વસ્તુ જ નથી."

પરંતુ એમની એ માન્યતા ખોટી છે. પૂર્વજન્મનાં શુભ કર્મના ફળરૂપે આ જન્મમાં અધમ આચરણ કરનારને પણ સુખ-વૈભવ મળે છે, આ એક "બેન્ક બેલેન્સ" જેવી સીધી સાદી અને સમજાય એવી વાત છે. આગલી પૂંજી ખૂટે નહિં ત્યાં સુધી ગમે તેવી ઉડાઉગીરી પણ નભે છે. પૂર્વનાં સત્કર્મનું ફળ ઉદયમાં વર્તે છે, ત્યાંસુધી વર્તમાન કાળનાં ગમે તેવાં કર્મવાળો માણસ પણ દુઃખી થતો નથી. અને દીવામાં દીવેલ ખુટ્યા પછી એ આપોઆપ બુઝાઈ જાય, તેવી રીતે સત્કર્મસંગ્રહ પૂરો થયા પછી માણસને એનાં દુષ્કર્મનો પ્રભાવ સાંપડે જ છે.

કર્મની ગતિ ઘણી ગહન છે. કર્મના ભોગવવારૂપ

પ્રારબ્ધના ખેલ લગભગ દરેક માણસ માટે નજરે જોયેલો અહેવાલ હોય છે. માણસનું ભાગ્ય ક્યારે પલટો લેશે, સુખ અને દુઃખના તડકા-છાંયામાંથી પસાર થઈ રહેલ માનવ જીવનમાં ક્યારે સુખની શીતલતા કે દુઃખનો દાવાનલ આવી પડશે, તે કોઈ જાણતું નથી. એટલા માટે જ ભાવિની વિચિત્રતા રસમય કહી છે. આ ભાવિ, માણસના કર્મમાંથી સરજાય છે.

જીવની માનસિક-વાચિક અને કાયિક પ્રવૃત્તિથી, બ્રહ્માંડમાં અદૃશ્યરૂપે રહેલ, સૂક્ષ્માતિસૂક્ષ્મ અમુક પ્રકારની રજકણોનો સમુહ આકર્ષાઈ, જીવના આત્મપ્રદેશો સાથે ક્ષીર-નીરવત્ સંલગ્ન બની જાય છે. સંલગ્ન બની રહેલાં તે રજકણ-સમૂહોમાં તે સમયે જ વિવિધ સ્વભાવનું નિર્માણ થાય છે. તે સમયે તેજ જીવના માનસિકપણે વર્તતા કામ-ક્રોધાદિ કષાયોની પ્રચુરતા યા મંદતાના હિસાબે તે રજકણોના નિર્મિત સ્વભાવોમાં તીવ્રતા યા મંદતા પરિણમે છે અર્થાત્ સ્વભાવની તાકાત-પાવર ઉદ્ભવે છે.

પ્રતિસમય ઉપર મુજબ આત્માની સાથે સંલગ્ન બની રહેતાં તે રજકણોનો સંબંધ, આત્મપ્રદેશ સાથે કેટલા ટાઇમ સુધી સંબંધરૂપે રહી શકશે? અને તે સંબંધિત બની રહેવાના કાળ દરમ્યાન, સંબંધિત બની રહ્યાના પ્રારંભથી કેટલો ટાઇમ વ્યતીત થયા બાદ, પોતાના સ્વભાવની તીવ્રતા યા મંદતા મુજબ જીવને ફળદાતા બનવાનું શરૂ કરશે? તે તમામ હકીકતનું નિર્માણ તે સંબંધિત બની રહેવાના સમયે

જ મુકરર થાય છે. આત્મપ્રદેશની સાથે સંબંધિત બની રહી, ટકી રહેવારૂપ સ્થિતિનું નિર્માણ પણ કષાયના અનુસારે જ બને છે. આ રીતની નિર્માણુતાને જ કર્મ કહેવાય છે. અને તે આગામી પ્રારબ્ધની પ્રાપ્તિ સૂચક છે. જીવની માનસિક, વાચિક અને કાયિક પ્રવૃત્તિ અનુસારે ઉપરોક્ત પ્રક્રિયા, લેશ-માત્ર પણ ભૂલ થયા વિના પ્રતિસમય થતી જ રહે છે. તેમાં સત્કર્મને પુણ્ય અને દુષ્કર્મને પાપ કહેવાય છે. સત્કર્મ એ જમા પાસું છે, અને દુષ્કર્મ એ ઉધારીઓ ધંધો છે. પરંતુ જમા ઉધાર બેઉ પાસામાં સંચિત થયેલાં કર્મોથી તો એનું ફળ ભોગવીને જ છૂટી શકાય છે. કર્મોનું ફળ એ જ ભાવિ યા પ્રારબ્ધ છે. સારાં કર્મોનો ભોકતા તે ભાગ્યશાળી અને દુષ્કર્મોનો ભોકતા તે દુર્ભાગી છે. કહે છે કે એક માણસને માથે ટાલ હતી, એટલે સૂર્યનાં કિરણોથી તેનું માથું તપ્યું. આમ થતાં છાયાવાળા સ્થાને જવાની આશાએ એક તાડના વૃક્ષ નીચે ગયો. ત્યાં અચાનક તાડનું મોટું ફળ નીચે પડયું અને માથું ફૂટી ગયું. આ રીતે ભાગ્યહીન જ્યાં જાય છે, ત્યાં આપત્તિઓ જ, અને ભાગ્યશાળી જ્યાં જાય છે, ત્યાં સંપત્તિઓ જ આવી મળે છે.

જીવતો માણસ આ પ્રમાણે પ્રારબ્ધને ભોગવતો સુખ દુઃખમાં સબડયા કરે છે. પછી એની અસરમાં તેનું આ અમુલ્ય જીવન પુરૂં થાય છે. કેટલાક દાખલામાં તો વિફરેલાં પ્રારબ્ધની એક જ ઠોકર માણસની અમૂલ્ય જીંદગી બરબાદ કરી નાંખે છે.

આમ જીવનની વિસ્મયજનક રીતે થયેલી આબાદી અને બરબાદીમાં, પહેલાં માણસનું પોતાનું કર્મ અને એ પછી તેનું સર્જાએલું પ્રારબ્ધ કારણરૂપ હોય છે. માનવ જીવનમાં થતા એ અણધાર્યા તથા ચમત્કારી ફેરફારો જોઈ સામાન્ય માણસ આશ્ચર્ય અનુભવે છે.

ઘણા માણસો પોતાની તેજબુદ્ધિ અને ભારેમાં ભારે પુરૂષાર્થ કરતાં કરતાં પણ સુખનીસમૃદ્ધિ પામતા નથી. વળી એવા પણ કેટલાક માણસો હોય છે કે જેઓ ઓછા અથવા નહિં જેવો પુરૂષાર્થ કરીને પણ વૈભવ ભોગવે છે. આ બાબતનો વિચાર કરતાં પ્રારબ્ધની બલિહારી સ્વીકારવી જ પડે છે.

## પ્રકરણ ૧૧ મું

## બાહ્ય અને અભ્યંતર પુરૂષાર્થ

સર્વજ્ઞ ભગવાનના કેવલજ્ઞાનમાં વિશ્વના મૌલિક પદાર્થોના ત્રિકાલિક પર્યાયો નિશ્ચિત છે. માટે પ્રત્યેક જીવની પ્રત્યેક સમયે વર્તતી ભવિતવ્યતા પણ નિશ્ચિત જ છે. પરંતુ તે તે ભવિતવ્યા સાથે અન્ય શેષ ચાર સમવાય કારણો પણ નિશ્ચિત જ છે. કારણ કે સર્વજ્ઞ ભગવાનો તે શેષ ચાર સમવાય કારણોયુક્ત જ ભવિતવ્યતા નિહાળી રહ્યા છે. નહિં કે કેવળ ભવિતવ્યતા જ.

કેવલજ્ઞાનીઓ શેષ ચાર સમવાય કારણો યુક્ત ભવિતવ્યતાને જાણે છે, પણ કંઈ તેનું નિર્માણ કરતા નથી.

કાર્યસિદ્ધિમા પાંચ સમવાય કારણો પૈકી જીવ પ્રયત્નવડે પ્રવર્ત્તતું કારણ તે પુરૂષાર્થ જ હોઈ, જીવને કરવાનો તો માત્ર પુરુષાર્થ જ છે. કાર્યસિદ્ધિ સમયે શેષ કારણો તો સ્વયં ઉપસ્થીત થતાં રહેતાં હોઈ, કાર્યસિદ્ધિ ઇચ્છક જીવનું લક્ષ્ય, સ્વપુરુષાર્થ પ્રત્યે જ હોવું જોઈએ. એટલે જ જ્ઞાનીપુરૂષોએ સુખને ધર્મપુરુષાર્થના ફળસ્વરૂપે અને દુઃખને પાપપુરૂષાર્થના ફળસ્વરૂપે દર્શાવ્યું છે.

જીવની ભવિતવ્યતાની પ્રગટતા તે જીવના પુરૂષાર્થને

અનુસરીને છે. કોઈપણ જીવની કોઈપણ પ્રકારની ભવિતવ્યતા, તે જીવના પોતાના જ પુરૂષાર્થ સિવાય કોઈને પણ પ્રગટ થઈ નથી, અને થવાની પણ નથી.

છદ્મસ્થ જીવને ભવિતવ્યતાનો ખ્યાલ પ્રાપ્ત કરી— શકવાનું સાધન, માત્ર પુરૂષાર્થ જ છે. વર્તમાન પ્રારબ્ધ (ભવિતવ્યતા) તે પૂર્વકૃત પુરૂષાર્થનુ ફળ છે. અને વર્તમાન પુરૂષાર્થ તે ભવિષ્યના પ્રારબ્ધ (ભવિતવ્યતા)નું સૂચક છે.

પુરૂષાર્થ કરવામાં જીવ પોતે સ્વતંત્ર છે. પરંતુ સ્વેચ્છાનુસાર પુરૂષાર્થમાં પ્રવર્ત્તવા સમયે શેષ ચાર સમવાય કારણો તો સ્વયં જરૂર વર્ત્તતાં જ હોય છે. એટલે તે સમયે પુરૂષાર્થની મુખ્યતા અને અન્યકારણોની ગૌણતા ભલે દેખાય, પરંતુ કેવળ પુરૂષાર્થથી જ કાર્ય થયું છે, એમ માનવું અયોગ્ય છે. જીવનો પુરૂષાર્થ તે ભવિતવ્યતાને અનુકૂળ જ પ્રવર્ત્તતો હોઈ, જીવને પુરૂષાર્થનો અહંભાવ નહિં કરવો જોઈએ.

આધ્યાત્મિક વિકાસમાં પણ ભવિતવ્યતા જ બળવાન છે. ભવિતવ્યતા હશે તેવો પુરૂષાર્થ થશે, એ સિદ્ધાન્તાનુસાર કેટલાક જીવો પુરૂષાર્થ પ્રત્યે ઉપેક્ષાવૃત્તિવાળા બની રહે છે. પરંતુ તેવા જીવો પોતાની અવસ્થાને પુરૂષાર્થ રહિત માનવામાં ભૂલ કરે છે. કારણ કે વીર્ય (યોગ–ઉત્સાહ–બળ–પરાક્રમ) એ જીવ માત્રનો ગુણ છે. આ વીર્યગુણદ્વારા દરેક જીવનો કોઈ પણ પ્રકારનો સ્થૂળ યા સૂક્ષ્મ પુરૂષાર્થ તો અવશ્ય પ્રવર્ત્તતો જ હોય છે. એટલે પુરૂષાર્થ પ્રત્યે

# પ્રકરણ ૧૧ મું

## બાહ્ય અને અભ્યંતર પુરૂષાર્થ

સર્વજ્ઞ ભગવાનના કેવલજ્ઞાનમાં વિશ્વના મૌલિક પદાર્થોના ત્રિકાલિક પર્યાયો નિશ્ચિત છે. માટે પ્રત્યેક જીવની પ્રત્યેક સમયે વર્તતી ભવિતવ્યતા પણ નિશ્ચિત જ છે. પરંતુ તે તે ભવિતવ્યા સાથે અન્ય શેષ ચાર સમવાય કારણો પણ નિશ્ચિત જ છે. કારણ કે સર્વજ્ઞ ભગવાનો તે શેષ ચાર સમવાય કારણોયુક્ત જ ભવિતવ્યતા નિહાળી રહ્યા છે. નહિં કે કેવળ ભવિતવ્યતા જ.

કેવલજ્ઞાનીઓ શેષ ચાર સમવાય કારણો યુક્ત ભવિતવ્યતાને જાણે છે, પણ કંઈ તેનું નિર્માણ કરતા નથી.

કાર્યસિદ્ધિમાં પાંચ સમવાય કારણો પૈકી જીવ પ્રયત્નવડે પ્રવર્ત્તતું કારણ તે પુરૂષાર્થ જ હોઈ, જીવને કરવાનો તો માત્ર પુરુષાર્થ જ છે. કાર્યસિદ્ધિ સમયે શેષ કારણો તો સ્વય ઉપસ્થીત થતાં રહેતાં હોઈ, કાર્યસિદ્ધિ ઇચ્છક જીવનું લક્ષ્ય, સ્વપુરુષાર્થ પ્રત્યે જ હોવું જોઈએ. એટલે જ જ્ઞાનીપુરૂષોએ સુખને ધર્મપુરુષાર્થના ફળસ્વરૂપે 'અને દુઃખને પાપપુરૂષાર્થના ફળસ્વરૂપે દર્શાવ્યું છે.

જીવની ભવિતવ્યતાની પ્રગટતા તે જીવના પુરૂષાર્થને

અનુસરીને છે. કોઈપણ જીવની કોઈપણ પ્રકારની ભવિતવ્યતા, તે જીવના પોતાના જ પુરૂષાર્થ સિવાય કોઈને પણ પ્રગટ થઈ નથી, અને થવાની પણ નથી.

છદ્મસ્થ જીવને ભવિતવ્યતાનો ખ્યાલ પ્રાપ્ત કરી—શકવાનું સાધન, માત્ર પુરૂષાર્થ જ છે. વર્તમાન પ્રારબ્ધ (ભવિતવ્યતા) તે પૂર્વકૃત પુરૂષાર્થનુ ફળ છે. અને વર્તમાન પુરૂષાર્થ તે ભવિષ્યના પ્રારબ્ધ (ભવિતવ્યતા)નું સૂચક છે.

પુરૂષાર્થ કરવામાં જીવ પોતે સ્વતંત્ર છે. પરંતુ સ્વેચ્છાનુસાર પુરૂષાર્થમાં પ્રવર્ત્તવા સમયે શેષ ચાર સમવાય કારણો તો સ્વયં જરૂર વર્ત્તતાં જ હોય છે. એટલે તે સમયે પુરૂષાર્થની મુખ્યતા અને અન્યકારણોની ગૌણતા ભલે દેખાય, પરંતુ કેવળ પુરૂષાર્થથી જ કાર્ય થયું છે, એમ માનવું અયોગ્ય છે. જીવનો પુરૂષાર્થ તે ભવિતવ્યતાને અનુકૂળ જ પ્રવર્ત્તતો હોઈ, જીવને પુરૂષાર્થનો અહંભાવ નહિં કરવો જોઈએ.

આધ્યાત્મિક વિકાસમા પણ ભવિતવ્યતા જ બળવાન છે. ભવિતવ્યતા હશે તેવો પુરૂષાર્થ થશે, એ સિદ્ધાન્તાનુસાર કેટલાક જીવો પુરૂષાર્થ પ્રત્યે ઉપેક્ષાવૃત્તિવાળા બની રહે છે. પરંતુ તેવા જીવો પોતાની અવસ્થાને પુરૂષાર્થ રહિત માનવામાં ભૂલ કરે છે. કારણ કે વીર્ય (યોગ–ઉત્સાહ–બળ–પરાક્રમ) એ જીવ માત્રનો ગુણ છે. આ વીર્યગુણદ્વારા દરેક જીવનો કોઈ પણ પ્રકારનો સ્થૂળ યા સૂક્ષ્મ પુરૂષાર્થ તો અવશ્ય પ્રવર્ત્તતો જ હોય છે. એટલે પુરૂષાર્થ પ્રત્યે

ઉપેક્ષાવૃત્તિ ધારક માનવીએ. શુભ યા શુદ્ધ પુરૂષાર્થમાં પ્રવર્તતા ન હોય તેઓનો પુરૂષાર્થ, અશુભ યા અશુદ્ધ સ્વરૂપે તો અવશ્ય પ્રવર્ત્તતો હોય છે.

એટલે તાત્પર્ય એ છે કે પુરૂષાર્થનો અહંભાવ પણ નહિં હોવો જોઈએ, તેમ જ પુરૂષાર્થની ઉપેક્ષા પણ નહિં હોવી જોઈએ

જીવ પોતાના પુરૂષાર્થથી સ્વ યા પરની ભવિતવ્યતાનું પરિવર્ત્તન કરી શકે, એ માન્યતા પણ વ્યાજબી નથી. માટે ભવિતવ્યતાનું પરિવર્તન તે પુરૂષાર્થને આધિન છે, એમ નહિં સ્વીકારતાં, ભવિતવ્યતાની પ્રગટતા, કાળ સ્વભાવ સહ પુરૂષાર્થને આધિન છે, એમ સ્વીકારવું જોઈએ. અને તેથી જ જ્ઞાનીઓએ ઠેરઠેર પુરૂષાર્થમાં પ્રવર્ત્તવાની પ્રેરણા કરી છે. જ્ઞાનીઓના જ્ઞાનમાં ભવિતવ્યતા ચોક્કસ છે, તેમ છતાં, તમો જેવી ભવિતવ્યતાના ઈચ્છક હો તેને અનુકૂળ પુરૂષાર્થમાં પ્રવર્તો. તે પુરૂષાર્થ દ્વારા તમારી ઇચ્છિત અને જ્ઞાનીઓએ જ્ઞાનથી જોયેલી ભવિતવ્યતા જરૂર પ્રગટ થશે. તમારી ઇચ્છા–મુજબ થતા પુરૂષાર્થને કોઈ રોકી શકશે નહિ. અને ઇચ્છિત ભવિતવ્યતાને અનુકૂળ પુરૂષાર્થ અસ્ખલીતપણે ચાલુ રહેશે તો ઇચ્છિત ભવિતવ્યતા અવશ્ય પ્રગટ થશે.

ઇચ્છિત ભવિતવ્યતાને અનુકૂળ તમારો પુરૂષાર્થ હોવા છતાં વચ્ચે જે અન્ય ભવિતવ્યતાઓ તમે અનુભવી રહ્યા છો, તે ભવિતવ્યતાની પ્રગટતા, તમારા ચાલુ પુરૂષાર્થના

પરિણામરૂપે નહિં સમજતાં, ભૂતપૂર્વ પુરૂષાર્થના પરિણામ રૂપે સમજવી.

જીવનું લક્ષ્ય, દ્રષ્ટિબિંદુ યા ઉદ્દેશ કે જેને જ્ઞાનોપયોગ અને દર્શનોપયોગ કહેવાય છે, તે અભ્યંતર પુરૂષાર્થ છે. અને મન-વાણી તથા કાયાની શુભાશુભ પ્રવૃત્તિ કે જેને યોગ કહેવાય છે, તે બાહ્યપુરૂષાર્થ છે.

સંસારી સર્વ જીવોના અભ્યંતર અને બાહ્યપુરૂષાર્થમાં શુભાશુભની દ્રષ્ટિએ સદા સમાનતા જ વર્તતી હોય એવું બની શકતું નથી. સમાનતા પણ હોઈ શકે અને અસમાનતા પણ હોઈ શકે. આ સમાનતા અને અસમાનતા તે ચાર રીતે વિચારી શકાય.

(૧) જ્યા બાહ્યપુરૂષાર્થ શુભ હોય અને અભ્યંતર પુરૂષાર્થ શુભ યા શુદ્ધ હોય (આ જીવો ચરમાવર્તી, સમ્યકત્વી, દેશવિરતિ યા સર્વવિરતિ હોય)

(૨) જ્યાં બાહ્ય પુરૂષાર્થ શુભ હોય પણ અભ્યંતર પુરૂષાર્થ અશુદ્ધ યા અશુભ હોય. (અહિં ભૌતિક સામગ્રી પ્રાપ્ત કરવાના અભિલાષી, યા સ્વઅવગુણ છુપાવવાની વૃત્તિવાળા. યા કીર્તિ-યશના ઇચ્છક જીવો હોય.)

(૩) જ્યાં બાહ્ય પુરૂષાર્થ અશુભ હોય પરંતુ અભ્યંતર પુરૂષાર્થ શુભ યા શુદ્ધ હોય (આ જીવોને પૂર્વકૃત પાપના ઉદયે વ્યાવહારીક જીવન નિભાવવા માટે યા પરાધીનતા-ભય આદિના કારણે પાપ પ્રવૃત્તિવાળા સંયોગોમાં રહેવું પડે,

પરંતુ દૃષ્ટિકોણ શુભ યા શુદ્ધ હોવાથી તે સંયોગો પ્રત્યે અરૂચિ, વિરાગ હોય.)

(૪) જ્યાં બાહ્ય પુરૂષાર્થ અને અભ્યંતર પુરૂષાર્થ બન્ને અશુભ હોય. (પાપભીરૂતા વિનાના અજ્ઞાની જીવોથી થતાં દુષ્કૃત્યો.)

આમાંનો પ્રથમ પુરૂષાર્થ તે સંસારપરિભ્રમણ ઘટવા દ્વારા પરંપરાએ આત્માના અનંત ચતુષ્કગુણોની સંપૂર્ણ પ્રાપ્તિ થવા સૂચક છે.

બીજા પ્રકારનો પુરૂષાર્થ તે મોક્ષસાધક નહિં બનતાં સંસારવર્ધક ભૌતિક સામગ્રીની અમુક સમય પૂરતી અનુકૂળતા પ્રાપ્ત થવા દ્વારા આત્માનો અભ્યંતર પુરૂષાર્થ દોષિત બની આત્માને સંસારપરિભ્રમણ દ્વારા દુ:ખ પ્રાપ્તિનો સૂચક છે.

ત્રીજા પ્રકારનો પુરૂષાર્થ તે અમુક સમય પૂરતી જ ભૌતિક પ્રતિકુળતા પ્રાપ્ત થવા છતા, અભ્યંતર પુરૂષાર્થની શુદ્ધિનું અસ્તિત્વ ટકી રહેવા દ્વારા, આત્મોન્નતિ થતી રહેવાનો સૂચક છે.

ચોથા પ્રકારનો પુરૂષાર્થ તે સાંસારિક ભૌતિક સામગ્રીની પ્રતિકુળતા પ્રાપ્ત થવા સાથે, સંસારપરિભ્રમણની પણ વૃદ્ધિ સૂચક છે.

વિષયનો વિરાગ, ભવનિર્વેદ, અનિત્યાદિ બાર ભાવનાઓમાં રમણતા, અને કષાયની મંદતા એ શુદ્ધ ઉપયોગ, તે શુદ્ધ અભ્યંતર પુરૂષાર્થ સ્વરૂપ છે.

વિષયનો રાગ અને કષાયની પ્રચુરતા, એ અશુદ્ધ ઉપયોગ, તે અશુદ્ધ અભ્યંતર પુરૂષાર્થ સ્વરૂપ છે.

હિંસા, અસત્ય, ચોરી, અબ્રહ્મ અને પરિગ્રહમાં વર્તતી બાહ્ય પ્રવૃત્તિ, તે અશુભ બાહ્યપુરૂષાર્થ છે.

દાન, શીયલ, તપ અને ભાવમાં વર્તતી બાહ્યપ્રવૃત્તિ, તે શુભ બાહ્યપુરૂષાર્થ છે.

પહેલા અને છેલ્લા પુરૂષાર્થમાં બાહ્ય અને અભ્યંતરની સમાનતા છે, જ્યારે બીજા અને ત્રીજા પ્રકારના પુરૂષાર્થમાં બાહ્ય અને અભ્યંતરની વિષમતા છે.

ઉપર કહેવાઈ ગયું તેમ યોગ તે બાહ્ય પુરૂષાર્થ સ્વરૂપ છે, અને ઉપયોગ તે અભ્યંતર પુરૂષાર્થ સ્વરૂપ છે.

જૈનશાસનમાં યોગની શુદ્ધિ માટે જેટલો ભાર મૂકવામાં આવેલ છે, તેનાથી પણ વધુ પ્રમાણમાં ભાર, ઉપયોગની શુદ્ધિ ઉપર આપવામા આવેલ છે.

એકલો યોગમાં ધર્મ હોય, એટલે કે પ્રવૃત્તિમાં ધર્મ હોય પણ ઉપયોગમાં અર્થાત્ પરિણતિમાં ધર્મ ન હોય તો, યોગનો ધર્મ અમુક સમય પુરતું સાંસારિક–ભૌતિક સુખ આપે છે. પરંતુ સંસાર પરિભ્રમણનો અંત લાવતો નથી.

યોગના ધર્મની સાથે જો ઉપયોગમાં પણ ધર્મ હોય તો, બાહ્ય સુખ તો મળે છે, પણ તે પ્રાસંગિક હોય છે. ખરેખર તો સંસારનું પરિભ્રમણ ઘટે છે, અને અંત આવતાં મોક્ષસુખ મળે છે. એ જ ધર્મનું મુખ્ય ફળ છે.

આત્માની સાથે ક્ષીરનીરવત્ સંબંધિત બની રહેલ, કર્મરજકણસમૂહથી મુક્તથવામાટે થતો, જીવનો બાહ્ય અને અભ્યંતર પુરૂષાર્થ, તે ધર્મ કહેવાય છે.

બાહ્ય પુરૂષાર્થ તે યોગ ધર્મ છે, અને અભ્યંતર પુરૂષાર્થ તે ઉપયોગ ધર્મ છે.

નિમિત્ત સારૂં હોય તો ઉપાદાન સારૂં હોય પણ ખરૂં, અને ન પણ હોય. પરંતુ ઉપાદાન સારૂં હોવામાં સારા નિમિત્તની જરૂરીયાત અવશ્ય હોય જ.

આત્માની કર્મસંબંધ રહિત વિશુદ્ધ યા સ્વાભાવિક દશાની પ્રગટતામાં વર્ત્તતો પુરૂષાર્થ તે, દર્શન મોહનીય કર્મના ઉપશમ-ક્ષયોપશમ અને ક્ષયકરવાપૂર્વક જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, ચારિત્રમોહનીય અને અંતરાય કર્મનો ઉપશમ ક્ષયોપશમ અને ક્ષય કરવા સ્વરૂપે હોય છે.

આ જ્ઞાનાવરણીય આદિ સંજ્ઞાઓ તે આત્મપ્રદેશો પર ચોંટી રહેલ પૌદ્ગલિક રજકણસમૂહના વિવિધ સ્વભાવધારક રજકણોને અનુલક્ષીને છે. તે વિવિધ સંજ્ઞાધારક કર્મઅણુઓનું અને તેના ઉપશમ-ક્ષયોપશમ અને ક્ષય કરવારૂપ પ્રક્રિયાનું સ્વરૂપ, જૈનદર્શનના ગ્રંથોથી સદ્‌ગુરુની નિશ્રાએ સમજવું ખાસ જરૂરી છે.

જો કે સ્વભાવદશારૂપ ભવિતવ્યતાની પ્રગટતામાં જીવ વડે કરાતા પુરૂપાર્થની પૂર્ણતા તો ચારે ઘાતી કર્મનો ક્ષય થવામાં જ છે. પરંતુ તે ચારેનો ક્ષય થવામાં પ્રથમ તો

દર્શનમોહનીયનો ઉપશમ થવા રૂપ પુરૂષાર્થ વર્તે છે. અને પછી દર્શનમોહનીયનો ક્ષયોપશમ થવા વડે ધીમે ધીમે તેનો ક્ષય થાય છે. દર્શનમોહનીયનો ક્ષય થયા પછી ચારિત્ર મોહનીયનો પણ ક્ષય અલ્પ ટાઈમમાં જ થાય છે. અને એ બન્ને પ્રકારના મોહનીયકર્મનો ક્ષય થઈ ગયા બાદ અંતર્મુહૂર્ત જેટલા અતિ અલ્પ ટાઈમમાં જ શેષ ત્રણ ઘાતી કર્મોનો ક્ષય થઈ જ જાય છે મોહનીય કર્મના ક્ષયોપશમ સમયે શેષ ત્રણ ઘાતી કર્મોનો પણ ક્ષયોપશમ થવારૂપ કાર્ય તો ચાલુ જ હોય છે. ચાર ઘાતી કર્મનો ક્ષય થયા પછી જીવ કૃતકૃત્ય બને છે. તેની આત્મજ્યોતિ સકલ લોકાલોકમાં પ્રસરી જાય છે સર્વ રૂપી–અરૂપી પદાર્થના ત્રિકાલિક પર્યાયોને તે અંજલીમાં રહેલા જળની પેઠે સ્પષ્ટ જાણી શકે છે. ત્યારબાદ તો શેષ ચાર આઘાતી કર્મો કેવળ ભવોપગ્રાહી રૂપે વર્તતાં હોઈ, ધીમે ધીમે આત્મપ્રદેશોથી તે સ્વયં અલગ બની જાય છે. એટલે આત્મા અજર–અમર સ્થાનને પ્રાપ્ત કરે છે. શાશ્વત સુખનો ભોક્તા બને છે. જન્મ અને મરણ રહિત થાય છે. તે આત્માની શુદ્ધ સ્વાભાવિક દશારૂપ ભવિતવ્યતાની પ્રાપ્તિ છે.

## પ્રકરણ ૧૨ મું

# આધ્યાત્મિક વિકાસક્રમ

જન્મ મરણની ઘટમાળમાંથી જીવન મુક્ત કરી સંસારના દુઃખમાંથી એને છોડાવી, નિર્વાણના માર્ગે આત્માને લઈ જવા માટે ઉપશમ–ક્ષયોપશમ અને ક્ષાયિક ભાવરૂપ અભ્યંતર પુરૂષાર્થની જ આવશ્યકતા છે. નિર્વાણ માટેનો માર્ગ લાંબો અને કઠીન છે. જેટલો પુરૂષાર્થ વિશેષ, તેટલો નિર્વાણનો માર્ગ નજીક છે. આત્માનો સાચો અને હિતકર પુરૂષાર્થ તો ઉપશમ, ક્ષયોપશમ અને ક્ષાયિકભાવ છે. જ્યારે અહિતકર અને સંસારના ભયંકર દાવાનળમાં આત્માને બળતો રાખનાર તે ઔદયિક ભાવ છે. આ ઔદયિકાદિ ભાવો તે આત્માના પર્યાય (અવસ્થા) સ્વરૂપ છે. તે ભાવોનું સ્પષ્ટ વર્ણન આ પુસ્તકના તેરમા પ્રકરણમાં વિચારાશે.

મોક્ષમાર્ગના પ્રયાણમાં આગળ વધેલ આત્માનો વિકાસ સમજવા માટે જૈનશાસ્ત્રમાં ચૌદ સોપાન બતાવ્યાં છે. એ સોપાને ચઢતાં ચઢતાં નિર્વાણ (મુક્તિ) પ્રાપ્ત થાય છે. એ સોપાનને ગુણસ્થાનક કહેવાય છે.

સંસારી જીવો કર્મસંયુક્ત છે. છતા બધા સંસારી જીવ એક જ શ્રેણીના છે, એમ કહી ન શકાય. સંસારી

જીવોમાં પણ કર્મભેદ પર્યાયભેદ છે. આ કર્મભેદ સમજાવવાને માટે જ જૈનસિદ્ધાન્તમાં ચૌદ ગુણસ્થાનક નિયોજ્યાં છે. જે થરોની અંદર થઈ ને અથવા જે પરિસ્થિતિઓ વચ્ચે થઈ ને ભવ્ય જીવો ધીમે ધીમે મુક્તિમાર્ગમાં આગળ વધે છે, તે તે થર અથવા અવસ્થાનું નામ ગુણસ્થાનક છે. જન્મજન્માંતરના સુકૃતના બળે જે ભવ્યજીવ મોક્ષમાર્ગે વિચરવા તૈયાર થાય છે, તેને ક્રમેક્રમે ચૌદ ભૂમિકાઓ ઓળંગવી પડે છે. ચૌદ અવસ્થાઓમાથી પસાર થવાનું રહે છે. જૈનશાસનમાં એને " ચૌદ ગુણસ્થાનક " તરીકે ઓળખાવવામાં આવ્યાં છે.

આત્મિક શક્તિઓના આવિર્ભાવની, તેની શુદ્ધ કાર્ય રૂપે પરિણત બની રહેવાની તરતમ ભાવાપન્ન અવસ્થાઓને અનુલક્ષીને જ ગુણસ્થાનકનું આયોજન છે.

આત્માનું વાસ્તવિક સ્વરૂપ શુદ્ધ—ચેતના અને પૂર્ણાનન્દમય છે. જ્યાં સુધી આત્મપ્રદેશો ઉપર તીવ્ર કર્મ—આવરણોની ઘટાટોપ વાદળછાયા છવાઈ રહેલી છે, ત્યાંસુધી આત્માનું અસલી સ્વરૂપ દેખી શકાતું નથી. પરંતુ આવરણો ક્રમશઃ શિથિલ યા નાશ પામ્યા પછી જ, આત્માના અસલી સ્વરૂપની જ્યોત ઝળહળી ઊઠે છે.

આત્માના અસલી સ્વરૂપને આચ્છાદિત બનાવી રાખનાર સર્વ આવરણો પૈકી મોહનું આવરણ મુખ્ય છે. અર્થાત્ જ્યાં સુધી મોહ બળવાન અને તીવ્ર છે, ત્યાં સુધી જ અન્ય આવરણો બળવાન અને તીવ્ર રહી શકે છે મોહ નિર્બલ

બનતાંની સાથે જ અન્ય આવરણો તો સ્વયં નિર્બલ બની જ જાય છે. માટે જ આત્મવિકાસમાં મુખ્ય બાધક, મોહની પ્રબલતા, અને મુખ્ય સહાયક, મોહની નિર્બળતા સમજવી જરૂરી છે. તે કારણથી ગુણસ્થાનોની વિકાસ–ક્રમ–ગત અવસ્થાઓની કલ્પના, તે મોહશક્તિની ઉત્કટતા–મન્દતા તથા અભાવને જ અવલમ્બિત છે.

મોહની ઉત્કટતાથી વર્તતી આત્માના અધઃપતનની પરાકાષ્ટા, અને મોહના અભાવથી વર્તતી આત્માની ઉત્ક્રાંતિની પરાકાષ્ટા, એ બન્ને અવસ્થાઓની વચ્ચે પણ વિકાસશીલ આત્માને સંખ્યાતીત અવસ્થાઓનો અનુભવ કરવો પડે છે. પરંતુ તે સર્વ અવસ્થાઓનું સંક્ષેપમાં વર્ગીકરણ કરીને તેના ચૌદ વિભાગ જૈનશાસ્ત્રમા બતાવ્યા છે. તેને જ ચૌદ ગુણસ્થાનક કહેવાય છે.

મોહની મુખ્ય શક્તિઓ બે છે. તેમાં પહેલી શક્તિ તે, આત્માને સ્વસ્વરૂપ તથા પરસ્વરૂપના નિર્ણયમાં અને જડ–ચેતનના વિભાગમાં યા ભેદજ્ઞાનમાં અવિવેકી બનાવી રાખે છે. જ્યારે બીજી શક્તિ, વિવેકી આત્માને પરપરિણતિથી છૂટી, સ્વસ્વરૂપલાભ પ્રાપ્ત કરવામાં બાધક બની રહે છે.

વ્યવહારમાં પણ ડગલે ને પગલે આપણને અનુભવ છે કે કોઈ વસ્તુસ્વરૂપનો યથાર્થ ખ્યાલ પ્રાપ્ત થયા પછી જ તે વસ્તુની પ્રાપ્તિ યા ત્યાગની પ્રવત્તિ સફલ થાય છે. આધ્યાત્મિક વિકાસગામી આત્માને માટે પણ મુખ્ય તો બે

કર્તવ્ય છે. એક તો સ્વરૂપ તથા પરરૂપનો યથાર્થ ખ્યાલ અર્થાત્ ભેદજ્ઞાન, અને બીજું કાર્ય, સ્વરૂપમાં સ્થિત રહેવું. તેમા પહેલા કાર્યને રોકવાવાળી મોહની શક્તિને જૈનશાસ્ત્રમાં "દર્શન મોહ" અને બીજા કાર્યને રોકવાવાળી મોહની શક્તિને "ચારિત્ર મોહ" નામે ઓળખાવી છે. બીજી શકિત, તે પહેલી શક્તિની અનુગામિની છે. અર્થાત્ બીજી શક્તિની પ્રબલતા-મન્દ-મન્દતર અને મન્દતમતાનો આધાર પહેલી શક્તિની પ્રબલતા-મન્દ-મન્દતર અને મન્દતમતા ઉપર જ છે. માટે એકવાર આત્માને સ્વસ્વરૂપના દર્શનની પ્રાપ્તિ અર્થાત્ ભેદજ્ઞાન થઈ જાય તો તે આત્માને સ્વસ્વરૂપ લાભ પ્રાપ્ત કરવાનો માર્ગ સરળ બની જાય છે.

એક આત્મામાં જ્ઞાનગુણ, દર્શનગુણ, ચારિત્રગુણ, વીર્યગુણ, દાનગુણ, લાભગુણ, ભોગગુણ, અરૂપીગુણ, અગુરૂલઘુગુણ, અવ્યાબાધગુણ ઇત્યાદિ ગુણો છે. તે સર્વે ગુણ ભિન્ન ભિન્ન હોવા છતાં પણ સમુદાયરૂપ છે. કોઈ સમયે તે ભિન્નક્ષેત્રી હોઈ શકતા નથી. તે સર્વ ગુણપર્યાયોનો એક પિંડ એવો આત્મા છે. માટે એકરૂપ છે. જીવદ્રવ્યમાં જેટલા ગુણ છે, તે સર્વે પૃથક્ પૃથક્પણે પોતાનું કાર્ય કરતા જ રહે છે. દર્શન તે દેખવાનું કામ કરે છે. જ્ઞાન તે જાણવાનું કામ કરે છે. સમ્યકત્વ તે નિર્ધાર કરવાનું કામ કરે છે. અમૂર્ત્તગુણ, અરૂપીપણાનું કામ કરે છે. એ પ્રમાણે સર્વગુણ પોતપોતાના કાર્યના કર્ત્તા છે. કાર્યભેદ પણ અલગ અલગ છે. પરંતુ તે કાર્યધર્મનું કારણ કોઈ દ્રવ્ય તથા ક્ષેત્રમાં અલગ નથી. માટે

અભેદરૂપે છે. જેવી રીતે સુવર્ણમાં પીળાપણું, ગુરૂતા, સ્નિગ્ધતા, તે કાયંધર્મે કરી ત્રણ પ્રકારે છે. પરંતુ કોઈ સમયે તે ત્રણે ભિન્ન હોતા નથી. ત્રણેનું હોવાપણું પ્રતિસમય સુવર્ણમાં અભિન્ન છે. તેવી રીતે જીવના સર્વગુણ ભિન્ન ભિન્ન કાર્ય કરતા હોવા છતા, વસ્તુધર્મથી ભિન્ન નથી. દરેકનું કાર્ય ભિન્ન હોવા છતાં અભેદ છે. આ દરેક ગુણો ન્યૂનાધિકપણે પણ આવરણોથી આચ્છાદિત હોવા છતાં દરેકનાં આવરણો ભિન્ન ભિન્ન જાતિનાં છે. જેથી દરેકના ઔદયિકાદિ ભાવો પણ ભિન્ન ભિન્ન છે. જેમકે જ્ઞાન ગુણનો ક્ષયોપશમ ભાવ હોય તેમ દર્શન ગુણનો પણ ક્ષયોપશમભાવ હોય. એ રીતે દરેક ગુણના ભાવો અંગે સમજી લેવું. આ બાબતને અનુલક્ષીને જ ક્ષયોપશમાદિ ભાવોના વિવિધ પ્રકારો દર્શાવ્યા છે. આત્મામાં એક સમયે જ વર્તતા આ વિવિધ ભાવોના હિસાબે પ્રતિસમય આત્મા, એક કરતાં પણ વધુ સંખ્યા પ્રમાણ પર્યાયી હોઈ શકે છે. જેમ ગુણસ્થાનક એ જીવના પર્યાય સૂચક છે, તેમ આ પુસ્તકના તેરમા પ્રકરણમાં બતાવેલ ભાવો પણ જીવના વિવિધ પર્યાયસૂચક છે. પરંતુ ગુણસ્થાનક–સ્વરૂપ વિકાસક્રમ, આત્માના સમ્યક્ત્વ અને ચારિત્ર ગુણસ્વરૂપ વિવિધ પર્યાયને જ અનુલક્ષીને છે. સર્વ ગુણો ક્ષાયિકભાવે પ્રકટ કરવા માટે આત્માનો પુરૂષાર્થ મુખ્યવત્વે કરીને તો સમ્યક્ત્વ અને ચારિત્રને ક્ષાયિકભાવે પ્રકટ કરવાનો હોવો જોઈએ. પરંતુ તે બન્ને ગુણો સીધા સીધા ક્ષાયિકભાવે પ્રકટ નહિં થતાં તેની પૂર્વભૂમિકા સ્વરૂપ પ્રથમ ઉપશમ અને

ક્ષયોપશમિક ભાવો છે. માટે જ જીવે સમ્યકત્વ અને ચારિત્ર-ગુણના ઉપશમ-ક્ષયોપશમ અને ક્ષાયિક ભાવના પુરૂષાર્થી બની રહેવાનું જૈનશાસ્રોમાં દર્શાવ્યું છે. આ રીતના પુરૂષાર્થના પરિણામે આત્મા સ્વગુણના આચ્છાદક કર્મોને હટાવતો હટાવતો આગળ વધે છે.

કર્મનો એવો અજબ મહિમા છે કે મોક્ષમાર્ગની સાધનામાં પણ અનેક પ્રકારની આંટીઘુંટી ઊભી કરે છે. એટલે કેટલીક વખત ગુણસ્થાનરૂપ અવસ્થામા આગળ વધેલ આત્મા પાછો પણ પડી જાય છે. એમ ચડન-પડન કરતાં ખરેખરો ધીર, દ્રઢચિત્ત, સહનશીલસાધક, મોક્ષમાર્ગના કંટકોને-દુઃસહ કર્મવિપાકને અવિચલિતપણે વેદતો થકો ક્રમે ક્રમે આગળ વધે છે. કર્મબંધન જેટલાં કઠોર છે, તેટલો જ આ મોક્ષમાર્ગ આકરો છે.

ચૌદ અવસ્થારૂપ ચૌદ ગુણસ્થાનક પૈકી કોઈને કોઈ એક ગુણસ્થાનકને વિષે સંસારી જીવમાત્ર અવસ્થિત હોય છે. વિકાસની દ્રષ્ટિએ એક કરતાં બીજુ ગુણસ્થાનક અધિક ગુણનું સ્થાનક છે. ચૌદ ગુણસ્થાનક એ મોક્ષ મહેલની સીડીમાં ચૌદ પગથીઆ રૂપ છે. સ્વવીર્ય ફેરવતો આત્મા જ, એ પગથીઆં વટાવતો આગળ વધે છે. તે ચૌદગુણસ્થાનકનાં નામ આ પ્રમાણે છે.

(૧) મિથ્યાદ્રષ્ટિ (૨) સાસ્વાદન (૩) મિશ્ર (૪) અસંયત (૫) દેશસયત (૬) પ્રમત્ત (૭) અપ્રમત્ત (૮) અપૂર્વકરણ (૯) અનિવૃત્તિકરણ (૧૦) સૂક્ષ્મસંપરાય (૧૧)

ઉપશાંત કષાય (મોહ) (૧૨) ક્ષીણમોહ (૧૩) સયોગી કેવલી (૧૪) અયોગી કેવલી.

મિથ્યાદર્શન નામે કર્મના ઉદયથી જીવ મિથ્યા તત્ત્વને વિષે શ્રદ્ધા રાખી રહે, સત્ય તત્ત્વની જિજ્ઞાસા ન રાખે, તે મિથ્યાદ્રષ્ટિ નામે પ્રથમ ગુણસ્થાનક છે.

મિથ્યાદર્શન કર્મનો ઉદય ન હોય પણ અનંતાનુબંધી કર્મના ઉદયથી જીવને સમ્યગ્દર્શન ન હોય, ત્યારે સમ્યગ્-દર્શનથી પતિત અવસ્થામાં સાસ્વાદન નામે બીજું ગુણ-સ્થાનક છે.

સમ્યગ્–મિથ્યાત્વ (મિશ્ર) નામે કર્મના ઉદયથી જીવનું દર્શન કેટલેક અંશે મલીન અને કેટલેક અંશે શુદ્ધ હોય, તે મિશ્ર નામનું ત્રીજું ગુણસ્થાનક છે.

અપ્રત્યાખ્યાન કષાયના ઉદયને લીધે જીવ સમ્યકત્વ–સંયુક્ત હોવા છતાં અવિરતિ રહે, તે અસંયત નામનું ચોથું ગુણસ્થાનક છે

પ્રત્યાખ્યાન કષાયના ઉદયથી જીવ કેટલેક અંશે સંયત અને કેટલેક અંશે અસંયત રહે છે, તે દેશવિરતિ નામનું પાંચમું ગુણસ્થાનક છે.

પ્રત્યાખ્યાન કષાયનો ઉદય ક્ષીણ થવાથી જીવ સંપૂર્ણ-પણે સંયત બને, છતા એમાં પ્રમાદ રહી જાય, તે પ્રમત્ત નામનું છઠ્ઠું ગુણસ્થાનક છે.

એ પછી સંજ્વલન નામે કષાય મંદ થવાથી પૂર્ણસંયત

જીવ પ્રમાદના પંજામાંથી છૂટો થઈ જાય તો તે અપ્રમત્ત નામના સાતમા ગુણસ્થાનકે પહોંચે.

સાતમા ગુણસ્થાનકે રહેલ અપ્રમત્ત મુનિને સંજ્વલન કષાયોનો અથવા નોકષાયોનો ઉદય અત્યન્ત મન્દ થતાં, પૂર્વે નહિ પ્રાપ્ત થયેલ એવા અપૂર્વ પરમ આહ્લાદ–આનંદમય આત્મપરિણામરૂપ કરણ પામે, તે અપૂર્વકરણ ગુણસ્થાનક છે.

એ ધ્યાન ખૂબખૂબ વૃદ્ધિ પામતું થકું મોહકર્મ-સમૂહના સ્થૂલ અંશોને ક્ષીણ કરે યા ઉપશમાવે ત્યારે જીવ, અનિવૃતિકરણ નામના નવમા ગુણસ્થાનકે આરૂઢ થાય. એ રીતે કષાય પાતળા પાડતો જીવ, સૂક્ષ્મકષાય ગુણસ્થાને પહોંચે. અહીંયા સૂક્ષ્મ લોભ માત્રનો જ ઉદય હોય છે.

સર્વ પ્રકારનો મોહ ઉપશાંત થતાં જીવ જે ગુણસ્થાનકે આવે તે ઉપશાન્તમોહ ગુણસ્થાનક છે.

મોહનો સમૂહ સંપૂર્ણપણે ક્ષય પામે તે ક્ષીણમોહ ગુણસ્થાનક છે. તે પછી શેષ ત્રણે પ્રકારનાં ઘાતીકર્મો સંપુર્ણ-પણે ક્ષય પામતાં જીવને નિર્મલ એવું કેવળજ્ઞાન ઉપજે, તે સયોગીકેવળી નામનું તેરમું ગુણસ્થાનક છે.

સર્વ પ્રકારના કર્મક્ષય પહેલાંની અત્યલ્પક્ષણી જે અવસ્થા તે ચૌદમુ ગુણસ્થાનક છે. એનું નામ અયોગી કેવળી. અહીંયાં કર્મનો સંબંધ પૂરો થાય છે. પછી એ આત્મા, બધી જંજાળમાંથી મુક્ત થઈને વિશ્વને શિખરે ચઢે છે. જેમ કાચબો બધા મળથી મુક્ત થતાં ડૂબીને જમીન ઉપર

જતો નથી, પણ પાણીની સપાટી ઉપર તરે છે, તેમ ચૌદ ગુણસ્થાનકથી પર થયેલો આત્મા નિખિલ કર્મ સાથેના સંસ્પર્શથી અલગ થઈ, લોકાકાશના શિખરે સિદ્ધશિલાની ઉપર બિરાજે છે. ત્યાં એ અનંત-નિત્ય સુખ ભોગવે છે; એની સુભગ શાંતિમાં કશાથી ભંગ થતો નથી; મોહ અને તેની ઘટમાળમાં એ ફરી પડતો નથી. એની શક્તિ અને જ્ઞાન છતાં પણ સંસારમાંથી શુદ્ધ થયેલો તે આત્મા, ફરી ભૌતિક સંબંધ બાંધતો નથી.

# પ્રકરણ ૧૩ મું

## ભાવપંચક

કર્મની ઉપશમ આદિ અવસ્થાઓથી વર્તતા જીવના પર્યાયોને ભાવ કહેવાય છે. એ ભાવો પાંચ પ્રકારે છે. તેની વિસ્તૃત સમજ આ પ્રકરણમાં વિચારવાની છે.

પરમ ઉપકારી કરૂણાસિંધુ જ્ઞાનીપુરૂષોએ શાશ્વત સુખની પ્રાપ્તિ માટે બાળજીવોને સુલભ એવા ૫ આચારના પાલનમાં યથાશક્તિ પ્રવૃત્ત રહેવાનું વિધાન દર્શાવ્યું છે. પરંતુ તે માર્ગે કરાતી પ્રવૃત્તિદ્વારા થતા આત્મવિકાસનું માપ તો ક્ષાયોપશમિક, ઔપશમિક અને ક્ષાયિક ભાવ જ છે. ક્ષાયિક ભાવમાં કર્તવ્યની પૂર્ણતા છે, અને ઔપશમિક તથા ક્ષાયોપશમિક ભાવો જીવને કર્તવ્ય પૂર્ણતાની નજીકમાં પહોંચાડનારા છે. આત્મવિકાસનો પ્રારંભ ક્ષાયોપશમિક ભાવથી શરૂ થાય છે. અહિંથી જ જીવમાં આત્મોત્થાનની યોગ્યતા પ્રગટે છે. ક્ષાયોપશમિક ભાવોના આગળ કહેવાતા અઢાર ભેદોમાં વિવિધ કર્મોનો ક્ષયોપશમ કારણભૂત છે, પરંતુ આત્મવિકાસનું માપ તો ક્ષાયોપશમિક સમ્યક્ત્વ અને ચારિત્ર ઉપરથી જ અંકાય છે. વિવિધ રીતે વર્તતો સમ્યક્ત્વ અને ચારિત્રનો ક્ષાયોપશમ જ, આત્મોત્થાનની સીડીનાં પગથિયાં છે. મોહનીય કર્મના

ક્ષયોપશમથી વર્તતાં ક્ષયોપશમ સમ્યક્ત્વ અને ક્ષયોપશમ ચારિત્ર, એ આત્મવિકાસનો ઉચ્ચ લાભ છે. મોહનીયકર્મના ઉપશમથી વર્તતાં ઔપશમિક સમ્યક્ત્વ અને ઔપશમિક ચારિત્ર એ આત્મવિકાસનો ઉચ્ચતર લાભ છે. અને મોહનીયકર્મના ક્ષયથી વર્તતાં ક્ષાયિક સમ્યક્ત્વ અને ક્ષાયિક ચારિત્ર એ આત્મવિકાસનો ઉચ્ચતમ લાભ છે.

અનાદિકાળથી જીવમા ક્ષયોપશમ સ્વરૂપે વર્તતાં જ્ઞાન–દર્શન અને દાનાદિને, ક્ષાયિકભાવનું ચારિત્ર જ અંતર્મુહૂર્ત માત્રમાં ક્ષાયિક ભાવ સ્વરૂપે બનાવી, જીવમાં અનંતજ્ઞાન, અનંતદર્શન, અને અનંતવીર્યને પ્રગટ કરાવે છે. ત્યારબાદ જ ઔદયિકસ્વરૂપે વર્તતાં અન્ય અઘાતી કર્મો બિલકુલ શક્તિહીન બની જઈ, અંતર્મુહૂર્ત કાળમાં યા તો વધુમાં વધુ પૂર્વકોટિ વર્ષમાં કંઈક ન્યૂનકાળે આત્માથી સંપૂર્ણપણે અલગ પડી જાય છે. એ રીતે આત્મા શાશ્વત સુખનો ભોક્તા બને છે. પરંતુ ક્ષાયિકભાવના ચારિત્રની પ્રાપ્તિ તો ક્ષાયિક સમ્યક્ત્વથી જ થાય છે. અને ક્ષાયિક સમ્યક્ત્વની પ્રગટતા તે ક્ષયોપશમ સમક્તિમાંથી થાય. ક્ષયોપશમ સમકિત તે દર્શનમોહનીયના ક્ષયોપશમથી થાય. એટલે દર્શનમોહનીયના ક્ષયોપશમથી વર્તતું સમ્યક્ત્વ, તે ક્ષયોપશમ સમક્તિ કહેવાય. સંસારચક્રમાં જીવને પહેલવહેલું તો ઉપશમ સમકિત થાય છે. તે ઉપશમ સમકિતની પ્રાપ્તિ દર્શનમોહનીય (મિથ્યાત્વ મોહનીય) કર્મના ઉપશમથી થાય છે. ઉપશમ સમક્તિના કાળમાં જીવ, મિથ્યાત્વ મોહનીય

કર્મનાં દલિકોના ત્રણ પૂંજ કરે છે. તેમાં શુદ્ધ પૂંજના ઉદય સમયે વર્તતું સમ્યક્ત્વ તે જ ક્ષાયોપશમિક સમ્યક્ત્વ છે. દર્શનમોહનીયના ઉપશમથી થતા પહેલવહેલા ઉપશમ સમક્તિની પ્રાપ્તિ બાદ, જીવની સંસારાવસ્થાની સીમા વધુમાં વધુ અર્દ્ધપુદ્ગલ પરાવર્તનની બંધાય છે. તે પહેલાં પણ તેનું સંસાર પર્યટન પુરૂં થઈ શકે છે. પણ તેનાથી વધુ ટાઈમ તો લાગતો જ નથી. આ ઉપશમ સમકિતવંત આત્માને પોતાની અંદર સહજ શુદ્ધ પરમાત્મ ભાવનું ભાન થાય છે. આ રીતે સ્વરૂપ-દર્શન થવાથી આત્માને અપૂર્વ શાન્તિ મળે છે. અને તેને વિશ્વાસ પેદા થાય છે કે હવે મારો સાધ્ય-વિષયક ભ્રમ દૂર થયો. અર્થાત્ અત્યાર સુધી પૌદ્ગલિક યા બાહ્ય સુખને જ હું તલસી રહ્યો હતો, તે પરિણામ-વિરસ, અસ્થિર એવં પરિમિત છે. પરિણામે સુંદર. સ્થિર યા અપરિમિત સુખ તો સ્વરૂપ પ્રાપ્તિમાં જ છે. એમ સમજી ઉપશમ-ક્ષયોપશમ ભાવ દ્વારા ક્રમેક્રમે સર્વ પ્રકારના ક્ષાયિક ભાવવાળી જ અવસ્થા પ્રાત કરવા જીવ પ્રયત્નશીલ બને છે. આટલું પ્રસંગોપાત વિચારી પાંચે ભાવના સ્વરૂપ અંગે હવે વિચારીએ.

૧. ઔપશમિક ભાવ, ૨. ક્ષાયિક ભાવ, ૩. ક્ષાયોપશમિક (મિશ્ર) ભાવ, ૪. ઔદયિક ભાવ અને ૫. પારિણામિક ભાવ. એમ જૈનદર્શનીય શાસ્ત્રોમાં પાંચ ભાવ બતાવ્યા છે. તેની ટૂંકી વ્યાખ્યા નીચે મુજબ છે.

૧. **ઔપશમિક ભાવ**—મોહનીયકર્મના સર્વથા

દબાઈ જવાથી એટલે વિપાક અને પ્રદેશરૂપપણાએ એમ બન્ને પ્રકારના ઉદયના ઉપશમથી પ્રકટ થયેલ જે જીવસ્વભાવ, તે ઔપશમિક ભાવ છે. તેના બે ભેદ છે. ૧. ઉપશમ સમ્યક્ત્વ અને ૨. ઉપશમ ચારિત્ર.

**૨. ક્ષાયિક ભાવ**—કર્મનો અત્યંત ઉચ્છેદ (ક્ષય) થવાથી પ્રકટ થયેલ જીવસ્વભાવ તે ક્ષાયિક ભાવ છે. તેના નવ ભેદ છે. દાન, લાભ, ભોગ, ઉપભોગ અને વીર્ય. એ પાંચની પૂર્ણલબ્ધિ, તથા ક્ષાયિક સમ્યક્ત્વ, ક્ષાયિક ચારિત્ર, કેવળજ્ઞાન, અને કેવળદર્શન, એ નવભેદ. આમાં ફક્ત ઘાતિ-કર્મ સાધિત ક્ષાયિકો લેવાયા છે.

**૩. ક્ષાયોપશમિક ભાવ**—ઘાતિકર્મોના ક્ષયોપશમથી જે સ્થિતિ પ્રાપ્ત થાય છે તે "ક્ષાયોપશમિક ભાવ" છે. તેના અઢાર ભેદ છે. દાનાદિ પાંચ લબ્ધિ, ત્રણ અજ્ઞાન, ત્રણ દર્શન, ચાર જ્ઞાન, ક્ષાયોપશમ સમ્યક્ત્વ, દેશવિરતિ અને સર્વ વિરતિ ચારિત્ર, એ અઢાર ભેદ છે. અહિં મતિજ્ઞાન તથા મતિઅજ્ઞાન, શ્રુતજ્ઞાન તથા શ્રુતઅજ્ઞાન, અવધિજ્ઞાન તથા વિભંગજ્ઞાન અને મનઃપર્યવજ્ઞાન એમ સાત ભેદો જ્ઞાનાવરણ કર્મના ક્ષયોપશમથી સાધિત છે. ચક્ષુદર્શન, અચક્ષુદર્શન અને અવધિદર્શન, એમ ત્રણ ભેદો તે દર્શનાવરણ કર્મના ક્ષયો-પશમથી સાધિત છે. ક્ષયોપશમ સમ્યક્ત્વ તે દર્શનમોહનીય કર્મના ક્ષયોપશમથી સાધિત છે. દાન–લાભ–ભોગ–ઉપભોગ અને વીર્ય, એ પાંચે લબ્ધિઓ અંતરાય કર્મના ક્ષયોપશમથી

સાધિત છે. ઉદયમાં આવેલ કર્મનો તેને ભોગવીને નાશ કરવો, અને જે ઉદયમાં નથી આવ્યાં પણ આવવાનાં છે, તેનો ઉપશમ કરવો તેને ક્ષયોપશમ કહેવાય છે. દાનાદિ લબ્ધિપંચક તે ક્ષાયિક અને ક્ષાયોપશમિક એમ બે પ્રકારનાં હોઈ, ક્ષાયિક ભાવમાં તે ક્ષાયિકરૂપે મૂકાયેલ છે, અને ક્ષાયોપશમિક ભાવમાં તે ક્ષાયોપશમિક રૂપે છે. તેવી રીતે સમ્યક્ત્વ અને ચારિત્ર તે, ઔપશમિક, ક્ષાયિક અને ક્ષાયોપશમિક એમ ત્રણ પ્રકારનું હોઈ ઔપશમિક ભાવમાં તે સમ્યક્ત્વ તથા ચારિત્રને ઔપશમિક રૂપે, ક્ષાયિક ભાવમાં ક્ષાયિક રૂપે, અને ક્ષાયોપશમિક ભાવમાં ક્ષાયોપશમિક રૂપે મૂકાયેલ છે.

૪. **ઔદયિક ભાવ**—કર્મની શુભાશુભ પ્રકૃતિ (રસ) ના ઉદયથી પ્રકટ થયેલ જીવસ્વભાવ તે ઔદયિક ભાવ છે. તેના ૨૧ ભેદ છે. ૪ કષાય, ૩ વેદ, ૬ લેશ્યા, ૪ ગતિ, મિથ્યાત્વ, અવિરતિ, અજ્ઞાન અને અસિદ્ધત્વ. આ બધાં કર્મોદયના પરિણામરૂપ છે. અજ્ઞાન તે મિથ્યાત્વોદયથી છે. અસિદ્ધત્વ તે અષ્ટપ્રકારક કર્મોના ઉદયનું પરિણામ છે. અસંયમ (અવિરતિ) તે પ્રત્યાખ્યાનાવરણીય કષાયોના ઉદયને આભારી છે. લેશ્યા તે મનોયોગ પરિણામે હોઈ મનઃપર્યાપ્તિને આભારી છે. અને મનઃપર્યાપ્તિ તે નામકર્મનો એક ભેદ છે કષાયો તે મોહનીય કર્મોદયથી થનારા છે. ગતિ તે ગતિનામકર્મોદયને આભારી છે. વેદ તે પુરૂષાદિ વેદમોહનીયોદયનું પરિણામ છે. મિથ્યાત્વ તે મિથ્યાત્વમોહની પરિણતિ છે. ઔદયિક ભાવમાં દર્શાવેલી આ એકવીસની સંખ્યા

તો ઉપલક્ષણ માત્ર હોવાથી તે સિવાય બીજી પણ જીવની કેટલીક અવસ્થાઓ, ઔદયિક ભાવમાં લેવાય છે. તે આ પ્રમાણે છે:

દર્શનાવરણ સમુદ્ભૂત નિદ્રાદિપંચક, વેદનીયકર્મ સાધિત સુખ–દુઃખ, મોહનીયજનિત હાસ્યાદિ છ, આયુષ્ય-કર્મસંભૂત ચાર આયુષ્ય, નામકર્મની સર્વપ્રકૃતિ અને ગોત્રોદય જન્ય ઉચ્ચાનુચ્ચ ગોત્ર, એ બધાંય ઔદયિક ભાવમાં સમજવાનાં છે. આ બધી જીવની અવસ્થાઓનો ઉપરોક્ત એકવીશમાં પણ સમાવેશ કરી લેવાય છે. અને તે આ રીતે—

'અજ્ઞાન'નું ગ્રહણ કરવાથી નિદ્રાદિપંચક પણ ખેંચી શકાય છે. કેમકે જ્ઞાનાવરણ, દર્શનાવરણ અને દર્શન મોહનો ઉદય અજ્ઞાનનું કારણ છે. 'ગતિ' ગ્રહણ કરવાથી શેષ નામભેદો, ગોત્ર, વેદનીય અને આયુષ્ય એ સર્વનો સમાવેશ કરી શકાય છે. કેમકે આયુષ્ય, જાત્યાદિનામ, ગોત્ર અને વેદનીય એમાંથી એકનો પણ અભાવ હોય તો ગતિનો સંભવ નથી. કારણ કે એ કર્મો ભવધારણમાં કારણ છે. 'વેદ' ગ્રહણ કરવાથી હાસ્યાદિ છ પણ લઈ શકાય છે. કેમકે તે વેદોપગ્રહકારક છે. અથવા કષાયના નિર્દેશમાં હાસ્યાદિ નોકષાયોનો સમાવેશ થઈ શકે છે. કેમકે નોકષાયો કષાય-સહવર્તી હોય છે.

૫. પારિણામિકભાવ–જેને લઈને મૂળ વસ્તુમાં કોઈ પ્રકારનું પરાવર્તન ન થાય એવો જીવ તથા ધર્માસ્તિ-

કાયાદિ દ્રવ્યોમાં રહેલ જે સ્વતઃ સિદ્ધ સ્વભાવ તે પારિણામિક ભાવ છે. આત્મસ્વરૂપ **જીવત્વ,** અને આત્માની વિશેષસ્થિતિરૂપ **ભવ્યત્વ** તથા **અભવ્યત્વ,** એ ત્રણ ભેદે પારિણામિક ભાવ છે.

ઔપશમિકભાવ તે મોહનીય કર્મને વિષે જ હોય, અન્યત્ર નહિ.

ક્ષાયોપશમિક ભાવ તે ચાર ઘાતિકર્મને વિષે જ હોય; જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અંતરાય એ ચાર ઘાતીકર્મ છે.

બાકીના ત્રણ તે ક્ષાયિક, ઔદયિક અને પારિણામિક-ભાવ તો આઠે કર્મને વિષે હોય.

ધર્માસ્તિકાયાદિ પાંચ અજીવદ્રવ્ય પોતપોતાને ભાવે જ પરિણમે છે, પણ પરભાવે પરિણમતા નથી. માટે તે પારિણામિક ભાવે છે. એ પાંચમાંથી પણ પુદ્ગલ દ્રવ્યના દ્વિપ્રદેશી, ત્રિપ્રદેશી યાવત્ અનંતપ્રદેશી સ્કંધ, કર્મ-વર્ગણાદિક, એ સર્વ ઔદયિક ભાવે હોય. સ્કંધપણું છાંડે, ઘટે, વધે, તે માટે.

જીવદ્રવ્યમાં કહેલ ઉપરોક્ત પાંચે ભાવોના ભેદો બધા મળીને ૫૩ થાય.

**સાન્નિપાતિકભાવ અને તેના ભેદો**—ઉપરોક્ત ભાવોમાંથી કોઈપણ એક ભાવ કરતાં વધુ ભાવોનું એકી સાથે એક જીવમાં હોવાપણું તે સાન્નિપાતિકભાવ કહેવાય છે.

એ પાંચે ભાવોના દ્વિકસંયોગ, ત્રિસંયોગ, ચતુષ્ક-સંયોગ અને પંચસંયોગવડે ભાંગા પાડીએ તો ૨૬ ભાંગા થાય છે.

**દ્વિકસંયોગીના દશ ભાંગા**—ઔપશમિક-ક્ષાયિક, ઔપશમિક અને ક્ષાયોપશમિક, ઔપશમિક-ઔદયિક, ઔપશમિક અને પારિણામિક, ક્ષાયિક અને ક્ષાયોપશમિક, ક્ષાયિક-ઔદયિક, ક્ષાયિક અને પારિણામિક, ક્ષાયોપશમિક અને ઔદયિક, ક્ષાયોપશમિક અને પારિણામિક, ઔદયિક અને પારિણામિક.

**ત્રિકસંયોગીના દશ ભાંગા**—ઔપશમિક-ક્ષાયિક-અને ક્ષાયોપશમિક, ઔપશમિક-ક્ષાયિક-ઔદયિક, ઔપશમિક-ક્ષાયિક-પારિણામિક,ઔપશમિક-ક્ષાયોપશમિક-ઔદયિક, ઔપશમિક-ક્ષાયોપશમિક-પારિણામિક, ઔપશમિક-ઔદયિક -પારિણામિક, ક્ષાયિક-ક્ષાયોપશમિક-ઔદયિક, ક્ષાયિક-ક્ષાયોપશમિક-પારિણામિક, ક્ષાયિક, ઔદયિક અને પારિણામિક, ક્ષાયોપશમિક-ઔદયિક-પારિણામિક. એમ દશ ભાંગા થયા.

**ચતુષ્ક સંયોગીન, પાંચ ભાંગા**—ઔપશમિક -ક્ષાયિક-ક્ષાયોપશમિક-ઔદયિક, ઔપશમિક-ક્ષાયિક-ક્ષાયોપશમિક અને પારિણામિક, ઔપશમિક-ક્ષાયિક-ઔદયિક-પારિણામિક, ઔપશમિક-ક્ષાયોપશમિક-ઔદયિક-પારિણામિક, ક્ષાયિક-ક્ષાયોપશમિક-ઔદયિક- પારિણામિક. એ પાંચ ભાંગા થયા.

**પંચ સંયોગીનો એક ભાંગો**—ઔપશમિક-ક્ષાયિક

–ક્ષાયોપશમિક–ઔદયિક–પારિણામિક. એ એક ભાંગો થાય.

આ પ્રમાણે ઔપશમિક આદિ પાંચ ભાવોના દ્વિકાદિ સંયોગોવડે છવ્વીસ ભાંગા થાય. પણ એમાં ફકત છ ભાંગા જ સંભવિત છે; બાકીના વીસ ભાંગા સ્થાનશૂન્ય પ્રરૂપણામાત્ર છે. સંભવિત છ ભાંગા આ છે.

૧. ક્ષાયિક–પારિણામિક (દ્વિસંયોગી). આ ભાંગો સિદ્ધમાં છે. સિદ્ધમાં જ્ઞાનાદિ તે ક્ષાયિક ભાવે છે. અને જીવત્વ તે પારિણામિક છે.

૨. ક્ષાયિક–ઔદયિક–પારિણામિક (ત્રિસંયોગી). આ ભાંગો ભવસ્થ કેવળીમાં હોય. ભવસ્થ કેવળીમાં જ્ઞાનાદિ તે ક્ષાયિક ભાવે છે. અને મનુષ્યગતિ તે ઔદયિક ભાવે છે. તથા જીવત્વ તે પારિણામિક ભાવે છે.

૩. ક્ષાયોપશમિક–ઔદયિક–પારિણામિક (ત્રિસંયોગી) આ ભાગો ચારે ગતિના મિથ્યાદષ્ટિ જીવોમાં હોય. કેમકે તેમની નરકાદિગતિ તે ઔદયિક ભાવે છે. તેમની ઇંદ્રિયો એ ક્ષાયોપશમિક છે. અને તેમનાં જીવત્વાદિ એ પારિણામિક ભાવે છે. ચારે ગતિઓના ક્ષાયોપશમિક સમ્યકત્વધારી જીવોમાં પણ આ ત્રિસંયોગી ભાંગો હોઈ શકે. કેમકે તેમનું ક્ષાયોપશમિક સમ્યક્ત્વ તે ક્ષાયોપશમિક ભાવમાં સ્થાન લે છે. બાકી ઔપશમિક અને ક્ષાયિક ભાવની એકે ચીજ તેમને હોતી નથી. ક્ષાયોપશમિક સમ્યક્ત્વ સાથે ઔપશમિક ભાવ અને ક્ષાયિક ભાવનો સંપૂર્ણ વિરોધ છે.

૪. ઔપશમિક–ક્ષાયોપશમિક–ઔદયિક–પારિણામિક (ચતુઃ સંયોગી). આ ભાંગો ઔપશમિક સમ્યક્ત્વ ધારકને અને ઔપશમિક સમ્યક્ત્વચારિત્રોભય ધારકને હોય.

૫. ક્ષાયિક–ક્ષાયોપશમિક–ઔદયિક–પારિણામિક (ચતુઃ સંયોગી). આ ભાંગો ઉપશમશ્રેણિ વગરના છદ્મસ્થ ક્ષાયિક સમ્યક્ત્વધારકને અને છદ્મસ્થ ક્ષાયિકસમ્યક્ત્વચારિત્રોભય ધારકને હોય છે.

ઔપશમિક સમ્યક્ત્વધારક ચારે ગતિઓમાં હોઈ શકે, અને ઔપશમિક સમ્યક્ત્વચારિત્રોભયધારક કેવળ મનુષ્ય ગતિમાં જ હોય. એમ એ બધામાં ઔપશમિક–ક્ષાયોપશમિક–ઔદયિક–પારિણામિક ચતુઃસંયોગી ભાંગો ઉત્પન્ન થાય.

ક્ષાયિકસમ્યક્ત્વ પણ ચારે ગતિઓમાં સંભવે. એટલે દેવ, નરક અને તિર્યંચ એ ત્રણ ગતિઓમાંના ક્ષાયિક સમ્યક્ત્વીઓમાં અને ઉપશમશ્રેણી વગરના અથવા અગિયારમા ગુણસ્થાનક વગરના છદ્મસ્થ ક્ષાયિકસમ્યક્ત્વી મનુષ્યો તથા ક્ષાયિકસમ્યક્ત્વચારિત્રોભયધારક છદ્મસ્થ મનુષ્યોમાં ક્ષાયિક–ક્ષાયોપશમિક–ઔદયિક અને પારિણામિક એ ચતુઃ સંયોગી ભાંગો પમાય છે. આમ બન્ને પ્રકારના ચતુઃ સંયોગી ભાંગા ચારે ગતિઓમાં પ્રાપ્ત થાય.

૬. ઔપશમિક–ક્ષાયિક–ક્ષાયોપશમિક–ઔદયિક–પારિણામિક (પંચસંયોગી) એ પંચસંયોગી ભાંગો ઉપશમ-શ્રેણીવાહીમાં જ પ્રાપ્ત થાય છે. પણ તે અવસ્થામાં ક્ષાયિક-

સમ્યક્ત્વ હોય તો જ. એટલે ક્ષાયિક ભાવે સમ્યક્ત્વ, ઔપશમિક ભાવે ચારિત્ર, ક્ષાયોપશમિક ભાવે ઇંદ્રિયો, ઔદાયિક ભાવે મનુષ્યગતિ, અને પારિણામિક ભાવે જીવત્વાદિ એમ પાંચ ભાવોનો સંયોગ તે અગિયારમા ગુણસ્થાનકે વર્તતા ક્ષાયિક સમ્યક્ત્વવંતને જ હોય.

આ પ્રમાણે એક દ્વિસંયોગી, બે ત્રિસંયોગી, બે ચતુઃસંયોગી અને એક પંચસંયોગી મળીને કુલ્લ છ સન્નિપાતિક ભાંગા જીવમાં સંભવિત હોય છે. આ સંભવિત છ ભાગામા (૧) ક્ષાયોપશમિક–ઔદયિક અને પારિણામિક એ ત્રિસંયોગી તથા (૨) ઔપશમિક–ક્ષાયોપશમિક–ઔદયિક–પારિણામિક એ ચતુઃસંયોગી તથા (૩) ક્ષાયિક–ક્ષાયોપશમિક–ઔદયિક–પારિણામિક એ ચતુઃસંયોગી, એ પ્રમાણે આ ત્રણ ભાંગા ચારે ગતિમા સંભવી શકતા હોવાથી ચારગતિ આશ્રીને તેના બાર ભેદો અને શેષ ત્રણ ભાંગા એકવિધ હોવાથી તેના ત્રણ ભેદો મળીને પંદર ભેદ સન્નિપાતિક ભાવના થાય.

**કર્મોમાં કુલ્લભાવ**—મોહનીયકર્મમાં પાચે ભાવો બને છે. જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય અને અંતરાયમાં ઉપશમ વિના ચાર ભાવો હોય. કેવળજ્ઞાનાવરણીય અને કેવળદર્શનાવરણીયમાં ક્ષાયોપશમિક ભાવ પણ ન હોય. જેથી ઉપશમ અને ક્ષયોપશમ વિના ત્રણ ભાવો તેમાં હોય. ચાર અઘાતી કર્મોમાં ઔદયિક, ક્ષાયિક અને પારિણામિક એ ત્રણ ભાવો હોય. ગતિ આદિ માર્ગણાઓમાં દરેકને ક્ષાયોપશમિક, ઔદયિક અને પારિણામિક એ ત્રણ ભાવો તો નિયત હોય. એ.

ત્રણ ભાવો તો સૂક્ષ્મ નિગોદ શુદ્ધાં ધરાવે છે. કેમકે તેમને સ્પર્શેન્દ્રિય રૂપ ક્ષાયોપશમિકભાવ, તિર્યંચ ગતિ આદિ રૂપ ઔદયિકભાવ અને જીવતત્વાદિરૂપ પારિણામિકભાવ, એમ ત્રણ ભાવો છે. આ હિસાબે કોઈપણ માર્ગણાવર્તી જીવમાં ઉપરોક્ત ત્રણ ભાવ તો અવશ્ય હોય. શેષ ક્ષાયિક તથા ઔદયિક ભાવની ભજના હોવાથી જ્યાં જ્યાં તે બે ભાવોનો સંભવ હોય ત્યાં ત્યાં પાંચ ભાવો સમજવા.

**ગુણઠાણામાં ભાવો**—એક જીવને સમ્યક્ત્વાદિ ૪-૫-૬-૭ આ ચાર ગુણઠાણે ત્રણ અથવા ચાર ભાવ હોય. ઔદયિક, ક્ષાયોપશમિક અને પારિણામિક, તથા ક્ષાયિક અગર ઔપશમિક એમ ચાર. ત્યાં ઔદયિકે ગત્યાદિ, ક્ષાયોપશમિક ભાવે ઇંદ્રિય, અને પારિણામિકે જીવત્વ હોય. અહિં ત્રણ ભાવ હોય ત્યારે સમ્યક્ત્વ પણ ક્ષાયોપશમિક ભાવે સમજવું. પરંતુ સમ્યક્ત્વ જો ક્ષાયિક કે ઔપશમિક હોય ત્યારે ક્ષાયિક સહિત ચાર અગર ઔપશમિક સહિત ચાર ભાવ આ ચાર ગુણઠાણે હોય. સમ્યક્ત્વને લગતો ક્ષાયોપશમિક ભાવ જો અહિં ન હોય તોપણ ઇન્દ્રિયાદિ અને દેશવિરતિ કે સર્વવિરતિ પણ ક્ષાયોપશિક ભાવનું હોવાથી ક્ષાયોપશમિક ભાવ તો હોય જ છે. વળી સમગ્ર છદ્મસ્થ જીવોને પહેલાથી લઈ બારમા ગુણ-સ્થાનક સુધી ઇન્દ્રિયાદિરૂપ પણ ક્ષાયોપશમિક ભાવ તો હોય જ.

નવમા અને દશમા ગુણઠાણે ચાર ભાવો હોય. અહિં ઔદયિકભાવે ગતિ આદિ, ક્ષાયોપશમિક ભાવે ઇન્દ્રિયાદિ, પારિણામિકભાવે જીવત્વાદિ, એમ ત્રણ ભાવો ઉપરાંત સમ્યક્ત્વ

જો ઔપશમિક ભાવનું હોય તો ઔપશમિક સહિત ચાર ભાવ, અને સમ્યક્ત્વ જો ક્ષાયિક ભાવનું હોય તો ક્ષાયિક સહિત ચાર ભાવ જાણવા. આ ગુણઠાણે ક્ષપકશ્રેણી કરનારા તો ક્ષાયિક સમ્યક્ત્વી જ હોય. પણ ઉપશમશ્રેણિ કરનારા તો ક્ષાયિક સમ્યક્ત્વી પણ હોય અને ઔપશમિક સમ્યકત્વી પણ હોય. વળી કેટલાકના મતે ઉપશમશ્રેણીવાહીનું ચારિત્ર, નવમે અને દશમે ગુણઠાણે પણ ઔપશમિક ગણીએ તો તેમના મતે ક્ષાયિકસમ્યક્ત્વી ઉપશમશ્રેણીવાહીને આ બન્ને ગુણઠાણે ઔદયિક, ક્ષાયોપશમિક, પારિણામિક, ઔપશમિક અને ક્ષાયિક એ પાંચ ભાવ ગણાય.

અગિયારમા ગુણઠાણે ચાર યા પાંચ ભાવ હોય. આ ગુણઠાણે ચારિત્રમોહનીયનો ઉપશમક, જો ઔપશમિક સમ્યક્ત્વી હોય તો તો ચાર ભાવ હોય. અને ક્ષાયિક સમ્યક્ત્વી હોય તો પાંચ ભાવ હોય.

બારમા ગુણઠાણે તો ક્ષાયિક સમ્યક્ત્વી જ અને ક્ષાયિક ચારિત્રી જ હોવાથી ચાર ભાવ હોય.

પહેલા, બીજા અને ત્રીજા ગુણઠાણે તો ઔદયિક, ક્ષાયોપશમિક અને પારિણામિક એ ત્રણ ભાવો જ હોય.

તેરમા તથા ચૌદમા ગુણઠાણે તો ક્ષાયોપશમિક અને ઔપશમિક ભાવ બિલકુલ હોય જ નહિ. કારણ કે ત્યાં તો જ્ઞાન, દર્શન અને ચારિત્ર તથા પાંચ લબ્ધિ તે ક્ષાયિક

ભાવનાં છે. જેથી સયોગી અને અયોગી કેવળીને ઔદયિક, ક્ષાયિક અને પારિણામિક એ ત્રણ ભાવો હોય.

હવે અનેક જીવની અપેક્ષાએ વિચારીએ તો ચોથાથી સાતમા ગુણઠાણા સુધીમાં સમ્યક્ત્વ તો ક્ષાયોપશમિક, ઔપશમિક અને ક્ષાયિક એમ ત્રણ પ્રકારનું હોઈ શકવાથી પાંચ ભાવો લાભી શકે. આઠમાથી અગિયારમા ગુણઠાણા સુધીમાં તો સમ્યક્ત્વ તે ઔપશમિક અને ક્ષાયિક એમ બે પ્રકારનું જ હોવાથી તે ગુણસ્થાનકવર્તીમાં સમ્યક્ત્વ વિષયક ક્ષાયોપશમિક ભાવ તો ન જ હોય. પણ તે ગુણઠાણે ચારિત્ર અને ઇંદ્રિયાદિ ક્ષાયોપશમિક ભાવે હોવાથી ત્યાં પણ ભાવો તો પાંચે છે. અગિયારમામાં તો ઔપશમિક જ ચારિત્ર હોય છે. એટલે ત્યાં ક્ષાયોપશમિક ભાવ તે ઇંદ્રિયાદિ અંગે જ સમજવો.

ક્ષીણમોહ ગુણઠાણે ઔપશમિક ભાવ સુદ્દલ ન હોય. એટલે ત્યાં ચાર જ ભાવો હોય. છેલ્લા બે ગુણસ્થાનકમાં તો ક્ષાયોપમિક અને ઔપશમિક બન્ને ભાવો નહિ હોવાથી ત્રણ જ ભાવ સમજવા. આ પ્રમાણે અનેક જીવો આશ્રયી ભાવોનું અસ્તિત્વ સમજવું.

**ગુણસ્થાનોમાં ક્ષાયોપશમિક ભાવના ભેદો—** પ્રથમના બે ગુણસ્થાનોમાં ત્રણ અજ્ઞાન, ચક્ષુદર્શન, અચક્ષુદર્શન અને દાનાદિ પાંચ લબ્ધિ મળી દશ ભેદો હોય.

મિશ્ર ગુણસ્થાને પ્રથમનાં ત્રણ જ્ઞાન અને ત્રણ દર્શન, દાનાદિ પાંચ લબ્ધિ, અને મિશ્ર સમ્યક્ત્વ એમ કુલ બાર

ભેદ હોય. જો કે આ ગુણઠાણે યથાસ્થિત વસ્તુતત્ત્વનો નિર્ણય નથી, તોપણ અહીં વર્તતુ જ્ઞાન તે બિલકુલ અજ્ઞાન નહિં હોતાં જ્ઞાન-અજ્ઞાન મિશ્રસ્વરૂપે હોય છે. માટે તેમાં મિથ્યાત્વની અધિકતા હોય ત્યારે અજ્ઞાનની બહુલતા અને સમ્યક્ત્વની અધિકતા હોય ત્યારે જ્ઞાનબાહુલ્ય વર્તે છે. સિદ્ધાન્તકારે જ્ઞાનાંશ-બાહુલ્યની વિવક્ષાએ મિશ્રગુણસ્થાનમાં જ્ઞાનત્રય પણ માન્યું છે. વળી કર્મગ્રંથના અભિપ્રાયે મિશ્ર ગુણઠાણે અવધિદર્શન પણ નથી. ગરંતુ સિદ્ધાન્તના અભિપ્રાયે અવધિદર્શન છે. વળી ક્ષાયોપશમિક ભાવના ભેદોમાં "મિશ્ર" રૂપ સમ્યક્ત્વ ગણ્યું નથી. તો પણ જ્ઞાનત્રયને કથંચિત્ માનવાથી સમ્યક્ત્વને પણ કથંચિત્ માનવું પડે જ. એટલે 'કથંચિત્'નું ધોતન કરવા સારૂ મિશ્ર ગુણસ્થાનમાં ક્ષાયોપશમિક ભાવના ભેદ તરીકે મિશ્ર વિશેષણ યુક્ત સમ્યક્ત્વનો પ્રયોગ કરવામાં આવ્યો છે. વાસ્તવિક રીતે તો "મિશ્ર" તે સમ્યગ્દષ્ટિ અને સમ્યગ્-જ્ઞાનશાલી નથી.

ચોથા અવિરતિ સમ્યગ્દૃષ્ટિ ગુણઠાણામાં ક્ષાયોપશમિક-ભાવના બાર ભેદો તે મિશ્ર ગુણસ્થાનની જેમ સમજવા. ફરક એટલો કે 'મિશ્ર" સમ્યકત્વના સ્થાને અહિં 'ક્ષાયોપશમિક સમ્યક્ત્વ ગણવું.

દેશવિરતિમાં ચોથા ગુણઠાણાના ઉપરોક્ત બાર ભેદોમાં દેશવિરતિનો પ્રક્ષેપ કરતાં તેર ભેદો ક્ષાયોપશમિક ભાવના થાય.

ઉપરોક્ત તેર ભેદોમાંથી દેશવિરતિને કાઢી નાંખી સર્વ-વિરતિ અને મનઃપર્યવજ્ઞાનનો ઉમેરો કરતાં છઠ્ઠા અને સાતમા ગુ

ગુણઠાણે ચૌદ ભેદો ક્ષાયોપશમિક ભાવના થાય.

ક્ષાયોપશમિક સમ્યકત્વ સાતમા ગુણઠાણાથી આગળના ગુણઠાણે ન હોય. જેથી ઉપરોક્ત ચૌદ ભેદોમાંથી ક્ષાયોપ-શમિક સમ્યકત્વ ઓછું કરતાં તેર ભેદો આઠમા, નવમા અને દશમા ગુણઠાણે હોય.

ક્ષાયોપશમિક ચારિત્ર પણ દશમા ગુણઠાણાથી આગળ ન હોય. અગિઆરમે ગુણઠાણે ઔપશમિક અને બારમા ગુણઠાણે ક્ષાયિકચારિત્ર હોય, માટે ઉપરોક્ત તેર ભેદોમાંથી ક્ષાયોપશમિક ચારિત્ર ઓછું ગણતાં બાર ભેદ ક્ષાયોપશમિક ભાવના, અગિઆરમા અને બારમા ગુણઠાણે જાણવા.

તેરમા અને ચૌદમા ગુણઠાણામાં તો ક્ષાયોપશમિક ભાવ બિલકુલ હોય જ નહિ.

**ગુણસ્થાનોમાં ઔદયિક ભાવના ભેદો :** મિથ્યા-ત્વ–ગુણઠાણે ઔદયિક ભાવના એકવીસ ભેદો પ્રાપ્ત થાય છે.

સાસ્વાદન ગુણઠાણે મિથ્યાત્વ વિના ૨૦ ભેદ પ્રાપ્ત થાય છે.

મિશ્ર ગુણસ્થાને મિથ્યાત્વ અને અજ્ઞાન વિના ૧૯ ભેદ હોય છે.

અવિરતિ સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાને પણ ઉપર મુજબ ૧૯ ભેદો હોય છે. ત્રણ વેદ, ચાર કષાય, ચાર ગતિઓ, છ લેશ્યા, અસંયમ, અને અસિદ્ધત્વ.

દેશવિરતિમાં ઉપરોક્ત ૧૯માંથી દેવગતિ અને નરકગતિ કાઢી નાંખતાં શેષ ૧૭ ભેદો ઔદાયિક ભાવના હોય છે.

પ્રમત્ત ગુણઠાણે ઉપરોક્ત સત્તરમાંથી તિર્યંચગતિ અને અસંયમ બાદ કરતાં, ત્રણ વેદ–ચાર કષાય–મનુષ્ય ગતિ–છ લેશ્યા અને અસિદ્ધત્વ એમ પંદર ભેદો હોય છે.

અપ્રમત્ત ગુણઠાણે પ્રથમની ત્રણ અશુભ લેશ્યાઓ નહિ હોવાથી ત્રણ વેદ–ચાર કષાય–મનુષ્ય ગતિ–છેલ્લી ત્રણ શુભ-લેશ્યા અને અસિદ્ધત્વ એમ બાર ભેદો હોય છે.

આઠમા અને નવમા ગુણઠાણામાં તેજો અને પદ્મ એ બે લેશ્યા પણ નહિ હોતાં ત્રણ વેદ–ચાર કષાય–મનુષ્ય ગતિ –શુક્લ લેશ્યા અને અસિદ્ધત્વ એમ દશ ભેદ હોય છે.

દશમા ગુણઠાણામાં ત્રણ વેદ અને સંજ્વલન કષાયત્રિક પણ નહિં હોવાથી સંજ્વલનલોભ–શુકલલેશ્યા–મનુષ્યગતિ– અને અસિદ્ધત્વ એમ ચાર ભેદ હોય છે.

અગિઆરમા, બારમા, અને તેરમા ગુણઠાણામાં સંજ્વ-લનલોભ પણ નહિં હોવાથી શુકલલેશ્યા–મનુષ્યગતિ અને અસિદ્ધત્વ એમ ત્રણ ભેદો હોય છે.

ચૌદમા અયોગી ગુણઠાણે એકપણ લેશ્યા નહિ હોવાથી મનુષ્યગતિ અને અસિદ્ધત્વ એમ બે જ ભેદ હોય છે.

**ગુણસ્થાનોમાં ઔપશમિક ભાવના ભેદો :—** ઔપશમિક ભાવે તો સમ્યક્ત્વ અને ચારિત્ર જ હોય. ચોથા ગુણઠાણા પહેલાં સમ્યક્ત્વ અને ચારિત્ર નહિ જ હોવાથી પહેલાં ત્રણ ગુણઠાણે ઔપશમિક ભાવ હોય જ નહિ. બારમે, તેરમે અને ચૌદમે ગુણઠાણે પણ ઔપશમિક ભાવ ન હોય.

કારણ કે ત્યાં તો સમ્યક્ત્વ અને ચારિત્ર ક્ષાયિકભાવનાં જ હોય છે. ચોથાથી દશમા ગુણઠાણા સુધીમાં ઔપશમિક સમ્યક્ત્વરૂપ ઔપશમિક ભાવનો એક ભેદ હોઈ શકે. અગિયારમે ગુણઠાણે ઔપશમિક સમ્યક્ત્વ અને ઔપશમિક ચારિત્ર એમ ઔપશમિક ભાવના બે ભેદ હોઈ શકે. ઉપશમશ્રેણી આરોહણ કરનાર જીવને નવમા અને દશમા ગુણઠાણે પણ કેટલાક ઔપશમિક ચારિત્ર માને છે. ઔપશમિક ચારિત્ર તો અગિયારમા ગુણઠાણામા જ હોય. પરંતુ "सत्–सामीप्ये सद् वद्" ન્યાયનો આશ્રય લઈ કેટલાકોએ નવમે–દશમે ગુણઠાણે પણ ઔપશમિક ચારિત્ર ગણ્યું હશે. પણ તેમની માન્યતાનુસાર તો ક્ષપકશ્રેણી કરનારને પણ નવમા–દશમા ગુણઠાણે ક્ષાયિક ચારિત્ર માનવું જોઈએ. પરંતુ માનતા નથી. માટે નવમા–દશમા ગુણઠાણે ક્ષાયોપશમિક ચારિત્રની માન્યતા જ ઠીક છે.

**ગુણસ્થાનોમાં ક્ષાયિક ભાવના ભેદો :–** પહેલાં ત્રણ ગુણઠાણે કોઈ પણ પ્રકારનો ક્ષાયિકભાવ હોય જ નહિ. ચોથાથી અગિયારમા ગુણઠાણા સુધીમાં ક્ષાયિક સમ્યક્ત્વરૂપ ક્ષાયિકભાવનો એક ભેદ હોઈ શકે છે. બારમા ગુણઠાણે ક્ષાયિક-સમ્યક્ત્વ અને ક્ષાયિક ચારિત્ર મળી ક્ષાયિક ભાવના બે ભેદ હોય. તેરમા અને ચૌદમા ગુણઠાણે કેવળજ્ઞાન, કેવળદર્શન, ક્ષાયિકસમ્યક્ત્વ–ક્ષાયિક ચારિત્ર અને દાનાદિ પાંચ લબ્ધિ મળીને નવ ભેદો ક્ષાયિક ભાવના હોય.

**ગુણસ્થાનોમાં પારિણામિક ભાવના ભેદો :–** પહેલા ગુણઠાણે જીવત્વ–ભવ્યત્વ અને અભવ્યત્વ એમ ત્રણે

ભેદો પારિણામિક ભાવના હોય. બીજાથી બારમા ગુણઠાણા સુધીમાં જીવત્વ અને ભવ્યત્વ એ બે જ ભેદ હોય છે. છેલ્લા બે ગુણઠાણુંમાં કેવળ જીવત્વ એ એક ભેદ હોય. આ બે ગુણઠાણે કેવળી ભગવાનો પરમાત્મપદે બીરાજે છે. એટલે તેઓમાં 'ભવ્યત્વ' ન જ ગણાય.

## ગુણસ્થાનોમાં સાન્નિપાતિક ભાવોના ભેદો :—

મિથ્યાત્વે–૩૪ ભેદો(ઔદ૦ ૨૧, ક્ષાયો૦ ૧૦, પારિ૦ ૩).

સાસ્વાદને–૩૨ ભેદો.(ઔદ૦ ૨૦, ક્ષાયો૦ ૧૦, પારિ૦ ૨).

મિશ્રે–૩૩ ભેદો. ઔદ૦ ૧૯, ક્ષાયો૦ ૧૨, પારિ૦ ૨).

અવિરતિ સમ્યગ્‌દૃષ્ટિએ–૩૫ ભેદો. (ઔદ૦ ૧૯, ક્ષાયો૦ ૧૨, પારિ૦ ૨, ઔપશમિક–૧, ક્ષાયિકનો–૧.)

દેશવિરતિ ગુણસ્થાને–૩૪ ભેદો. (ઔદ૦ ૧૭, ક્ષાયો૦ ૧૩, ઔપશમિકનો ૧, ક્ષાયિકનો ૧, પારિ૦ ૨.)

પ્રમત્ત ગુણસ્થાનમાં–૩૩ ભેદો. (ઔદ૦ ૧૫, ક્ષાયો૦ ૧૪, ઔપશમિકનો ૧, ક્ષાયિકનો ૧, પારિણામિકના ૨.)

અપ્રમત્તગુણસ્થાનમાં—૩૦ ભેદો. (ઔદ૦ ૧૨, ક્ષાયો૦ ૧૪, ઔપશમિકનો ૧, ક્ષાયિકનો ૧, પારિણામિકના ૨.)

અપૂર્વકરણ ગુણસ્થાનમાં—૨૭ ભેદો. (ઔદ૦ ૧૦, ક્ષાયો૦ ૧૩, ઔપશમિકનો ૧, ક્ષાયિકનો ૧, પારિણામિકના ૨.)

અનિવૃત્તિ ગુણસ્થાનમાં—૨૭ ભેદો. (ઔદ૦ ૧૦, ક્ષાયો૦ ૧૩, ઔપશમિકનો ૧, ક્ષાયિકનો ૧, પારિણામિકના ૨.)

સૂક્ષ્મ સંપરાય ગુણસ્થાનમાં—૨૧ ભેદો. (ઔદ૦ ૪, ક્ષાયો૦ ૧૩, ઔપશમિકનો ૧, ક્ષાયિકનો ૧, પરિણામિકના બે.)

ઉપશાન્તમોહ ગુણસ્થાનમાં—૨૦ ભેદો. (ઔદ૦ ૩, ક્ષાયો૦ ૧૨, ઔપશમિકના બે, ક્ષાયિકનો ૧, પારિણામિકના બે.)

ક્ષીણમોહ ગુણસ્થાનમાં—૧૯ ભેદ. (ઔદ૦ ૩, ક્ષાયો૦ ૧૨, ક્ષાયિકના–બે, પારિણામિકના–બે.)

સયોગી કેવળી ગુણઠાણામાં—૧૩ ભેદ. ઔદ૦ ૩, ક્ષાયિકના ૯, પારિણામિકનો ૧.)

અયોગી કેવળી ગુણઠાણામાં—૧૨ ભેદ. ઔદ૦ ૨, ક્ષાયિકના ૯, પારિણામિકનો ૧.)

આમાં નવમા-દશમા ગુણસ્થાનોમાં ઔપશમિક ચારિત્ર માનીએ તો ત્યાં ઔપશમિકભાવના બે ભેદ, અન્યથા એક ભેદ સમજવો.

**ભાવોમાં ચતુર્ભંગી**—ઔપશમિક આદિ ભાવોનો સાદિ–સાન્ત, સાદિ–અનન્ત, અનાદિ–સાન્ત, અને અનાદિ–અનંત એમ ચાર ભાંગા પૂર્વક વિચાર કરવાથી જીવને કર્તવ્ય અને અકર્તવ્યનો ખ્યાલ પેદા થાય છે.

ઔપશમિક સમ્યક્ત્વ અને ઔપશમિક ચારિત્ર એ ઔપશમિક ભાવના બન્ને ભેદો સાદિ-સાન્ત છે. અન્તિમ-કોટિનું સમ્યક્ત્વ તથા ચારિત્ર તો મોહના ક્ષયથી જ પ્રગટ થતું હોવાથી તે સમ્યક્ત્વ તથા ચારિત્રને અનંત કહેવાય. મોહના ઉપશમથી પ્રગટ થતું સમ્યક્ત્વ અને ચારિત્ર તો અન્તે પડનારાં જ હોઈ સાદિ-સાન્ત ભાંગે જ હોય.

ક્ષાયિક ભાવના તમામ ભેદો સાદિ-અનન્ત છે. તે પ્રાપ્ત થયા પછી તેમાંથી પડવાનો સંભવ જ નથી.

ક્ષાયોપશમિક ભાવમાં મતિજ્ઞાન-શ્રુતજ્ઞાન-અવધિ-જ્ઞાન અને મનઃપર્યવજ્ઞાન એ ચારે જ્ઞાનો, સાદિ-સાન્ત ભાંગે છે. સમ્યગ્દર્શનનો ઉદય થતાં તે સાદિ ગણાય, અને ત્યારબાદ મિથ્યાત્વનો ઉદય થતાં અગર તો કેવળજ્ઞાન પ્રગટ થતાં સાન્ત ગણાય. મતિઅજ્ઞાન-શ્રુતઅજ્ઞાન અને અચક્ષુ-દર્શન એ ત્રણે, ભવ્યને આશ્રીને અનાદિ-સાન્ત અને અ-ભવ્યોને આશ્રીને અનાદિ-અનંત છે. વિભંગજ્ઞાન, અવધિ-દર્શન, ચક્ષુદર્શન, દાનાદિ પાંચ લબ્ધિ, દેશસંયમ તથા સર્વસંયમ અને સમ્યક્ત્વ એ અગિયાર ક્ષાયોપશમિક ભાવો સાદિ-સાન્ત છે. આમ, ક્ષાયોપશમિક ભાવમાં સાદિ-સાન્ત, અનાદિ-સાન્ત અને અનાદિ-અનન્ત એમ ત્રણ ભાંગા ઘટે.

ઔદયિક ભાવમાં 'ગતિ' તે સાદિ-સાન્ત છે. અને શેષ સત્તર, ભવ્યની અપેક્ષાએ અનાદિ-સાન્ત અને અભવ્યની અપેક્ષાએ અનાદિ-અનન્ત છે. એટલે ઔદયિક ભાવમાં અનાદિ

–અનન્ત, સાદિ–સાન્ત અને અનાદિ–સાન્ત એ ત્રણ ભાંગા હોય.

પારિણામિક ભાવમાં જીવત્વ અને અભવ્યત્વ એ બે અનાદિ–અનંત છે અને ભવ્યત્વ તે અનાદિ–સાન્ત છે. કારણ કે ભવ્યત્વની અવધિ બારમા ગુણસ્થાન સુધી જ છે.

## ઉપશમ અને ક્ષયોપશમની સમજ

કર્મનો ઉદય, ક્ષયોપશમ અને ક્ષયથી પ્રાપ્ત થતી જીવની અવસ્થાને અનુક્રમે ઔદયિકાદિ ભાવસ્વરૂપે કહી. તેમાં કર્મનો ઉદય અને ક્ષય તો સમજી શકાય છે. પરંતુ કર્મનો ક્ષયોપશમ અને ઉપશમ એટલે શું ? તેની સ્પષ્ટ સમજ આ પ્રમાણે છે.

**કર્મનો ઉપશમ એટલે શું ?** મોહનીયકર્મ સત્તામાં હોવા છતાં તેના રસોદય અને પ્રદેશોદય એ બન્નેના વર્તતા અભાવને મોહનીયકર્મનો ઉપશમ કહેવાય છે. અહિં સ્વ-સ્વરૂપે વર્ત્તતા કર્મોદયને રસોદય અને અન્ય પ્રકૃત્તિમાં સંક્રમણ પામી પરસ્વરૂપે વર્ત્તતા કર્મોદયને પ્રદેશોદય કહેવાય છે.

**કર્મનો ક્ષયોપશમ એટલે શું ?** ચારે ઘાતી કર્મના ઉદય સમયે સર્વઘાતી પ્રકૃત્તિમાં રસોદય નહિં વર્તતાં પ્રદેશોદય વર્તે તેને સર્વઘાતી પ્રકૃત્તિનો ક્ષયોપશથ કહેવાય છે. અને દેશઘાતી પ્રકૃતિઓમાં તે કર્મ જેવા તીવ્રરસે (સર્વ-ઘાતી રૂપે) બંધાયું હોય, તેવા તીવ્રરસે ઉદયમાં ન આવતાં અતિમંદરસરૂપે (એટલે દેશઘાતી રસરૂપે) થઈ ઉદયમાં આવે

તે દેશઘાતી પ્રકૃત્તિનો ક્ષયોપશમ કહેવાય છે. અહિં સર્વ-ઘાતી પ્રકૃત્તિઓમાં જે પ્રદેશોદય કહ્યો છે, તે પ્રદેશોદયનો અર્થ "સર્વથા રસરહિત કર્મપ્રદેશોનો ઉદય" એમ નથી. પરંતુ બંધાયેલું કર્મ તે પોતાના સ્વભાવે ઉદયમાં આવે તે રસોદય અથવા વિપાકોદય કહેવાય. અને સ્વસ્વરૂપે ઉદયમાં નહિ આવતાં ઉદયવર્ત્તી પર પ્રકૃતિમાં સંક્રમીને પરપ્રકૃતિ રૂપે ઉદયમાં આવે ત્યારે પ્રદેશોદય કહેવાય છે.

કર્મના ક્ષયોપશમથી જીવમાં ઉત્પન્ન થયેલા ક્ષયોપશમ ભાવ અઢાર છે. તેમાં કયો કયો ભાવ, કઈ કઈ કર્મપ્રકૃતિના ક્ષયોપશમથી ઉત્પન્ન થાય છે, તે હકીકત નીચે મુજબ છે.

**મતિજ્ઞાનાદિ-૪** તે મતિજ્ઞાનાવરણીયાદિ ચાર કર્મના ક્ષયોપશમથી વર્તે છે.

**મતિઅજ્ઞાનાદિ-૩** તે પણ મતિજ્ઞાનાવરણીયાદિ ત્રણ કર્મના ક્ષયોપશમથી વર્તે છે.

**ચક્ષુદર્શનાદિ-૩** તે ચક્ષુદર્શનાવરણીયાદિ ત્રણ કર્મના ક્ષયોપશમથી વર્તે છે.

**દાનાદિ લબ્ધિ પંચક**—તે દાનાન્તરાયાદિક કર્મના ક્ષયોપશમથી વર્તે છે.

**સમ્યક્ત્વ**—તે અનંતાનુબંધિ કષાય અને દર્શન-મોહનીય (મિથ્યાત્વમોહનીય) કર્મના ક્ષયોપશમથી વર્તે છે.

**દેશવિરતિ**—અપ્રત્યાખ્યાની ચાર કષાયના ક્ષયોપ-

—અનન્ત, સાદિ—સાન્ત અને અનાદિ—સાન્ત એ ત્રણ ભાંગા હોય.

પારિણામિક ભાવમાં જીવત્વ અને અભવ્યત્વ એ બે અનાદિ—અનંત છે અને ભવ્યત્વ તે અનાદિ—સાન્ત છે. કારણ કે ભવ્યત્વની અવધિ બારમા ગુણસ્થાન સુધી જ છે.

## ઉપશમ અને ક્ષયોપશમની સમજ

કર્મનો ઉદય, ક્ષયોપશમ અને ક્ષયથી પ્રાપ્ત થતી જીવની અવસ્થાને અનુક્રમે ઔદયિકાદિ ભાવસ્વરૂપે કહી. તેમાં કર્મનો ઉદય અને ક્ષય તો સમજી શકાય છે. પરંતુ કર્મનો ક્ષયોપશમ અને ઉપશમ એટલે શું ? તેની સ્પષ્ટ સમજ આ પ્રમાણે છે.

**કર્મનો ઉપશમ એટલે શું ?** મોહનીયકર્મ સત્તામાં હોવા છતાં તેના રસોદય અને પ્રદેશોદય એ બન્નેના વર્તતા અભાવને મોહનીયકર્મનો ઉપશમ કહેવાય છે. અહિં સ્વ-સ્વરૂપે વર્ત્તતા કર્મોદયને રસોદય અને અન્ય પ્રકૃત્તિમાં સંક્રમણ પામી પરસ્વરૂપે વર્ત્તતા કર્મોદયને પ્રદેશોદય કહેવાય છે.

**કર્મનો ક્ષયોપશમ એટલે શું ?** ચારે ઘાતી કર્મના ઉદય સમયે સર્વઘાતી પ્રકૃત્તિમાં રસોદય નહિં વર્તતાં પ્રદેશોદય વર્તે તેને સર્વઘાતી પ્રકૃત્તિનો ક્ષયોપશથ કહેવાય છે. અને દેશઘાતી પ્રકૃતિઓમાં તે કર્મ જેવા તીવ્રરસે (સર્વ-ઘાતી રૂપે) બંધાયું હોય, તેવા તીવ્રરસે ઉદયમાં ન આવતાં અતિમંદરસરૂપે (એટલે દેશઘાતી રસરૂપે) થઈ ઉદયમાં આવે

તે દેશઘાતી પ્રકૃત્તિનો ક્ષયોપશમ કહેવાય છે. અહિં સર્વ-ઘાતી પ્રકૃત્તિઓમાં જે પ્રદેશોદય કહ્યો છે, તે પ્રદેશોદયનો અર્થ "સર્વથા રસરહિત કર્મપ્રદેશોનો ઉદય" એમ નથી. પરંતુ બંધાયેલું કર્મ તે પોતાના સ્વભાવે ઉદયમાં આવે તે રસોદય અથવા વિપાકોદય કહેવાય. અને સ્વસ્વરૂપે ઉદયમાં નહિ આવતાં ઉદયવર્ત્તી પર પ્રકૃતિમાં સંક્રમીને પરપ્રકૃતિ રૂપે ઉદયમાં આવે ત્યારે પ્રદેશોદય કહેવાય છે.

કર્મના ક્ષયોપશમથી જીવમાં ઉત્પન્ન થયેલા ક્ષયોપશમ ભાવ અઢાર છે તેમાં કયો કયો ભાવ, કઈ કઈ કર્મપ્રકૃતિના ક્ષયોપશમથી ઉત્પન્ન થાય છે, તે હકીકત નીચે મુજબ છે.

**મતિજ્ઞાનાદિ-૪** તે મતિજ્ઞાનાવરણીયાદિ ચાર કર્મના ક્ષયોપશમથી વર્તે છે.

**મતિઅજ્ઞાનાદિ-૩** તે પણ મતિજ્ઞાનાવરણીયાદિ ત્રણ કર્મના ક્ષયોપશમથી વર્તે છે.

**ચક્ષુદર્શનાદિ-૩** તે ચક્ષુદર્શનાવરણીયાદિ ત્રણ કર્મના ક્ષયોપશમથી વર્તે છે.

**દાનાદિ લબ્ધિ પંચક**—તે દાનાન્તરાયાદિક કર્મના ક્ષયોપશમથી વર્તે છે.

**સમ્યક્ત્વ**—તે અનંતાનુબંધિ કષાય અને દર્શન-મોહનીય (મિથ્યાત્વમોહનીય) કર્મના ક્ષયોપશમથી વર્તે છે.

**દેશવિરતિ**—અપ્રત્યાખ્યાની ચાર કષાયના ક્ષયોપ-

શમથી વર્તે છે. અગર તો દર્શનમોહનીય અને પહેલા આઠ કષાયના ક્ષયોપશમથી વર્તે છે, એમ પણ કહી શકાય. તત્ત્વાર્થરાજવાર્તિકમાં દેશવિરતિનો ક્ષયોપશમ ભાવ તે અનંતાનુબંધી અને અપ્રત્યાખ્યાની કષાય અષ્ટકના ક્ષયોપશમથી, પ્રત્યાખ્યાની તથા સંજ્વલન કષાય અષ્ટકના ઉદયથી, અને નવનોકષાયના યથાસંભવ ઉદયથી કહ્યો છે.

**સર્વવિરતિ**—તે દર્શનમોહનીય તથા પહેલા બાર કષાયના ક્ષયોપશમથી વર્તે છે. તત્ત્વાર્થરાજવાર્તિકમાં સર્વવિરતિનો ક્ષયોપશમભાવ પહેલા બાર કષાયના ક્ષયોપશમથી, સંજ્વલનના ચાર કષાયના અને નવનોકષાયના યથાસંભવ ઉદયથી કહ્યો છે. આ પ્રમાણે જીવમાં વર્તતા ક્ષયોપશમ—ભાવના અઢાર ભેદો અંગે ઉપર મુજબ કર્મપ્રકૃત્તિઓનો ક્ષયોપશમ સમજવો. અહિં કર્મપ્રકૃત્તિઓના ક્ષયોપશમ સમયે જે પ્રકૃતિઓના રસ સ્પર્દ્ધકોમાંથી સર્વઘાતીપણું ટળી જઈ દેશઘાતી સ્વરૂપે ઉદય વર્તે છે, તેને **ઉદયાનુવિદ્ધ ક્ષયોપશમ** કહેવાય છે. આ ક્ષયોપશમમાં ઉદય તો સ્વ-સ્વરૂપે જ હોય છે.

જે પ્રકૃતિઓ રસ સ્પર્દ્ધકોમાંના સર્વઘાતીપણાને દેશઘાતી સ્વરૂપે પલટાવીને સ્વસ્વરૂપે ઉદયમાં નહિ વર્તતાં પરસ્વરૂપે ઉદયમાં વર્તે અર્થાત્ પ્રદેશોદય સ્વરૂપે ઉદયમાં વર્તે, તેને **શુદ્ધ ક્ષયોપશમ** કહેવાય છે. આ રીતે કર્મપ્રકૃત્તિઓનો ક્ષયોપશમ બે રીતે હોય છે.

ઘાતી (દેશઘાતી અને સર્વઘાતી) પ્રકૃત્તિઓના રસ-

સ્પર્દ્ધકો બંધ સમયે અશ્રેણીગત જીવને તો સર્વઘાતી બંધાય છે. તેમાં સર્વઘાતી પ્રકૃતિઓનો ઉદય તો સર્વઘાતી રસપણે જ વર્તે છે. દેશઘાતી પ્રકૃતિઓમાં કેટલીક પ્રકૃતિઓના ઉદય સમયે તે પ્રકૃતિઓના રસસ્પર્દ્ધકો સર્વઘાતીપણું છોડી દઈ દેશઘાતીપણે જ ઉદયમાં આવે છે. અને કેટલીક દેશઘાતી પ્રકૃતિઓનો રસોદય, સર્વઘાતીપણે પણ ઉદયમાં આવે છે, અને દેશઘાતીપણે પણ ઉદયમાં આવે છે. આ રીતે બન્ને પ્રકારોમાંથી જ્યારે દેશઘાતીપણે રસસ્પર્દ્ધકોનો ઉદય વર્તતો હોય ત્યારે તે પ્રકૃતિના ઉદયે અવરાતો આત્મગુણ દેશથી જ અવરાય છે. અને સર્વઘાતી રસ સ્પર્દ્ધકોનો ઉદય વર્તતો હોય ત્યારે તે પ્રકૃતિના ઉદયે અવરાતો આત્મગુણ સર્વથી અવરાય છે.

મતિજ્ઞાનાવરણીય, શ્રુતજ્ઞાનાવરણીય, ચક્ષુદર્શનાવરણીય, અચક્ષુદર્શનાવરણીય અને પાંચ અંતરાય એમ નવપ્રકૃતિઓના ઉદય સમયે તેના રસસ્પર્દ્ધકો દેશ ઘાતીપણે જ ઉદયમાં વર્તે છે. એટલે તે પ્રકૃતિના ઉદયે અવરાતા આત્મગુણનું ન્યૂનાધિકપણે પણ પ્રગટપણું તો અવશ્ય હોય છે

અવિધજ્ઞાનાવરણીય, અવધિદર્શનાવરણીય, મનઃપર્યવ—જ્ઞાનાવરણીય, એ ત્રણ પ્રકૃતિઓના ઉદયમાં તેના રસસ્પર્દ્ધકો જ્યારે સર્વઘાતીપણે ઉદયમાં વર્તતા હોય ત્યારે અવધિજ્ઞાન, અવધિદર્શન અને મનઃપર્યવજ્ઞાન એ ત્રણે ગુણ બિલકુલ અવરાઈ ગયેલા હોય છે. પરંતુ રસસ્પર્દ્ધકો જ્યારે

દેશઘાતીપણે ઉદયમાં વર્તતા હોય ત્યારે અવધિજ્ઞાન, અવધિદર્શન અને મનઃપર્યવજ્ઞાન એ ત્રણે ગુણો ન્યૂનાધિકપણે પણ પ્રગટપણે આત્મામાં અવશ્ય વર્તતા હોય છે. આવી રીતે ઘાતી પ્રકૃતિઓના રસસ્પર્દ્ધકોનું દેશઘાતીપણે ઉદયમાં વર્તવું તેને **ઉદયાનુવિદ્ધ ક્ષયોપશમ** કહેવાય છે. અહિં તે પ્રકૃતિઓનો વિપાકોદય છે.

પ્રથમના બાર કષાય અને મિથ્યાત્વ મોહનીય કર્મના વિપાકોદયમાં અર્થાત્ સ્વસ્વરૂપે વર્તતા ઉદયમાં તો તેના રસસ્પર્દ્ધકો સર્વઘાતીપણે જ ઉદયમાં વર્તે છે. પરંતુ આ કર્મોનાં દલિકો અન્ય પ્રકૃતિમાં સંક્રમી સ્વસ્વરૂપે ઉદયમાં નહિં વર્તતાં પરસ્વરૂપે ઉદયમાં વર્તે છે, ત્યારે તે ઉદયને પ્રદેશોદય કહેવાય છે. આ પ્રદેશોદયને શુદ્ધ ક્ષયોપશમ કહેવાય છે. અહિં તે પ્રકૃતિનું સ્વસ્વરૂપ ટળી જવાથી તે પ્રકૃતિવડે અવરાએલ ગુણ, આવરણરહિત બને છે.

કેવળજ્ઞાનાવરણીય અને કેવળદર્શનાવરણીય પ્રકૃતિઓના ઉદય સમયે તેના રસસ્પર્ધકો તે સર્વઘાતીપણે જ ઉદયમાં વર્તે છે. અને તેનો ઉદય સદા સ્વસ્વરૂપે જ એટલે વિપાકોદયસ્વરૂપે જ હોય છે. પ્રદેશોદય રૂપે હોઈ શકતો જ નથી.

સંજ્વલન ચાર કષાય અને નવનોકષાય તો વિપાકોદય સહિતપણે, અને વિપાકોદય રહિતપણે અર્થાત્ પ્રદેશોદયપણે પણ ક્ષયોપશમવાળા હોઈ શકે છે. માટે તેમાં **ઉદયાનુવિદ્ધક્ષયોપશમ** અને **શુદ્ધક્ષયોપશમ** એમ બન્ને પ્રકારે ક્ષયોપશમ વર્તી શકે છે.

આ ભાવપંચકનું સ્વરૂપ સમજ્યા પછી જ આત્માને ખ્યાલ પેદા થાય કે આત્માની વિશુદ્ધતા તો ક્ષાયિકભાવમાં જ છે. ઔદયિક, ઔપશમિક અને ક્ષાયોપશમિક ભાવવાળી આત્મદશા તે કર્મના સંબંધવાળી દશા છે. અને કર્મસંબંધિત-દશા તે, તો વિભાવદશા છે. પારિણામિક ભાવની વસ્તુઓ તો સ્વભાવસિદ્ધ હોવાથી જીવને સુખ દુઃખના સંયોગોમાં તે ભાવ અંગે કંઈ સંબંધ નથી.

આ પ્રમાણે સંસારી જીવોને આત્મવિકાસના પ્રારંભ ઉત્થાન, અને પૂર્ણતાના સ્વરૂપને સમજવા માટે આ ભાવપંચકનું સ્વરૂપ જાણવું–વિચારવું તે અત્યંત જરૂરી છે.

આપણે એક એવી સ્થિતિ પ્રાપ્ત કરવી છે કે જેથી આપણને આ સંસારનાં સર્વ બંધનોમાંથી મુક્તિ મળે. એટલું જ નહિં પણ સમગ્ર મોહ ઉપર અધિપત્ય મળે.

પ્રકૃતિના પાશમાંથી મુક્તિ એ નકારાત્મક, અભાવાત્મક લક્ષ્ય છે. પરંતુ તે લક્ષ્ય સિદ્ધ કરવા માટે મોહના ક્ષેત્ર ઉપર સંપૂર્ણ વર્ચસ્વ આવશ્યક છે. જ્યાં સુધી આપણા વ્યક્તિત્વનો કોઈપણ અંશ પ્રકૃતિના પરિબળોને આધીન રહે છે, ત્યાંસુધી આપણે સર્વાંગણ પૂર્ણતા પ્રાપ્ત કરી છે, એમ કહી શકાય જ નહિં. એ પ્રકૃતિના પરિબળોની પરાધીનતામાંથી છૂટી આત્માની અનંત શક્તિઓને પ્રગટ કરવા માટે ઉપશમ–ક્ષયોપશમ અને ક્ષાયિક ભાવસ્વરૂપ પુરૂષાર્થ આપણો હોવો જોઈએ, એ નક્કર સત્ય છે.

વિવિધ સંજ્ઞાધારક પ્રકૃતિઓની સબળતા તે મોહની સબળતાના જ આધારે હોઈ મનુષ્યે પોતે મોહથી વર્તતા ઔદયિક ભાવમાંથી અર્થાત્ રાગ-દ્વેષમાંથી મુક્ત બની રહેવા પ્રયત્નશીલ બનવું જોઈએ. આ ઔદયિકભાવથી મુક્ત બનવાની સફલતા તે ઉપશમ-ક્ષયોપશમ અને ક્ષાયિક ભાવને જ અવલંબીને છે.

મોહથી વર્તતા ઔદયિક ભાવમાં આત્માનું અધઃપતન છે. જ્યારે મોહના પાશમાંથી સર્વથા મુક્ત બનવાથી પ્રાપ્ત ક્ષાયિકભાવમાં આત્મોત્ક્રાન્તિની પરાકાષ્ટા છે. પરંતુ આત્મોત્ક્રાન્તિની તે પરાકાષ્ટાના શિખરે પહોંચાડનાર પૂર્વની ભૂમિકા સ્વરૂપ તો ઉપશમ અને ક્ષયોપશમ ભાવો છે. આ ભાવો તે આત્માના અભ્યંતર પુરુષાર્થ સ્વરૂપ હોઈ તેને ઉપયોગધર્મ તરીકે ઓળખાવી શકાય, જ્યારે તે ઉપયોગધર્મને અનુરૂપ વર્તતી માનસિક-વાચિક અને કાયિક પ્રવૃત્તિને યોગધર્મરૂપે ઓળખાવી શકાય. યોગધર્મ એ ઉપયોગધર્મની પ્રાપ્તિનું નિમિત્ત કારણ છે,

ઉપયોગ ધર્મ તો સર્વ આત્માઓ માટે એક સરખો જ હોઈ શકે. પરંતુ યોગધર્મ સર્વના માટે એક જ પ્રકારનો હોઈ શકે નહિં. ઉપાધ્યાયજી શ્રી યશોવિજયજી મહારાજે નવપદની પૂજામાં કહ્યું છે કે "યોગ અસંખ્ય કહ્યા તિહાં નવપદ મુખ્ય તે જાણો રે." એ ઉક્તિ અનુસાર સુદેવ -સુગુરૂ અને દર્શન-જ્ઞાન-ચારિત્ર તથા તપરૂપ ધર્મ, એ ત્રિવેણીની આરાધના રૂપ યોગધર્મ જ મુખ્ય છે. જેથી

ઉપયોગ ધર્મના સાધ્યને પ્રાપ્ત કરવા માટે દેવ–ગુરૂ–ધર્મની આરાધના સ્વરૂપ યોગધર્મના માર્ગો ઘણા પ્રકારે હોઈ તેમાંથી પ્રત્યેક મનુષ્યે પોતાની અનુકૂળતાનુસાર યોગધર્મનો નિર્ણય કરવો જોઈએ.

પ્રત્યેક મનુષ્ય તેના પૂર્વજન્મોના સંસ્કારો પ્રમાણે ખાસ પ્રકૃતિથી જન્મેલો હોય છે. આના ઉપર વંશપરંપરાના સંસ્કારોની કેળવણીની, બહારની પરિસ્થિતિની અસર પણ થાય છે. આ સર્વ મળીને માનવનો સ્વભાવ ઘડાય છે. પ્રત્યેક મનુષ્ય આ બધાં કારણોનું એક કાર્ય છે. તેનામાં પોતાપણું–સ્વત્વ, અમુક પ્રકારની ખાસિયત હોય છે. એટલે યોગધર્મની પ્રવૃત્તિમાં પ્રવૃત્ત બનવા માટે પ્રત્યેક મનુષ્યે પોતાનો સ્વતંત્ર માર્ગ શોધી કાઢવો જોઈએ. અને જે માર્ગ દ્વારા ઉપયોગસ્વરૂપ અભ્યંતર ધર્મની પ્રાપ્તિ સુલભ બને તે માર્ગને પોતાના જીવનમાં પહેલો અપનાવવો જોઈએ.

સર્વ મનુષ્યો ભિન્ન ભિન્ન ભૂમિકાઓ ઉપર સ્થિત થયેલા હોય છે. તેથી એકની સાધના પદ્ધતિ બીજાને અનુકૂળ કદાચ ન આવે એમ પણ બને. ઉપયોગ ધર્મના લક્ષ્યવાળા વિવિધ યોગધર્મો સર્વ સાચા છે. કારણ કે મનુષ્ય જે સ્થિતિમાં છે, .તેમાથી તેને આગળ વધવામાં મદદ કરે છે. બળજબરીથી યોગધર્મ અંગેના પોતાના વિચારો કે પોતાની સાધનાનો પ્રકાર બીજા ઉપર લાદવાનો પ્રયત્ન કરવો તે નરી મૂર્ખતા છે. આમ કરવાથી માનવજાતિની ઉન્નતિને

બદલે અવનતિ થાય છે. આધ્યાત્મિક વિકાસમાં પ્રત્યેક મનુષ્યે પોતાનાજ ગુરૂ બનવું જોઈએ. અંતઃપ્રેરણા પ્રમાણે આપણને જે માર્ગ અનુકૂળ લાગે તે જ ગ્રહણ કરવો જોઈએ. બહારની સહાયનો આવશ્યકતા પ્રમાણે સ્વીકાર કરવાની સાથે સહિષ્ણુતા પણ કેળવવી જોઈએ. અર્થાત્ અન્ય માર્ગો માટે આદરભાવ પણ કેળવવો જોઈએ. એ રીતે આત્મોન્નતિના માર્ગમાં પ્રત્યેક જીવો આગળ વધે એજ શુભેચ્છા.

## પ્રકરણ ૧૪ મું

## ઉપયોગશુદ્ધિ અને ધ્યાનયોગ.

આત્મા સ્વતંત્રદ્રવ્ય છે. સ્વતંત્રદ્રવ્ય તે જ હોઈ શકે કે જેમાં કોઈ વિશેષ ગુણ હોય. એવું દ્રવ્ય જ દ્રવ્ય છે. ગુણવિશેષ જ વિભાજક રેખા હોવાથી તે એક દ્રવ્યને બીજા દ્રવ્યથી પૃથક્ કરે છે. જો એવી વિભાજક રેખા ન હોય તો દ્રવ્યોને વિભાજિત કરી શકાય જ નહીં. આત્માનો વિશેષગુણ "ચૈતન્ય" છે. એ વિભાજક રેખા છે. એ ગુણ આત્મામાં જ મળે છે. બીજા દ્રવ્યોમા હોઈ શકતો નથી. જો તે સામાન્ય ગુણ હોત, એટલે આત્મામાં પણ હોત અને બીજા દ્રવ્યોમાં પણ હોત–પુદ્ગલમાં પણ હોત, તો આત્મા નામે દ્રવ્યનું સ્વતંત્ર અસ્તિત્વ પ્રસ્થાપિત કરી શકાત નહીં. આત્મા નામે દ્રવ્યની સ્વતંત્ર પ્રસ્થાપના તો ત્યારે જ કરી શકાય છે કે જ્યારે તેમાં કોઈ સ્વતંત્ર ગુણ હોય, વિશિષ્ટ-ગુણ હોય. વિભાજક ગુણ હોય. એવો આત્માનો સ્વતંત્ર ગુણ તે "ચૈતન્ય" છે. એ ચૈતન્યગુણ, આત્મામાં જ છે. બીજા દ્રવ્યમાં નથી. માટે જ આત્મા એ સ્વતંત્રદ્રવ્ય છે,

ચેતનાનો મૂળ સ્વભાવ, જાણવા અને દેખવાનો છે. અર્થાત્ જ્ઞાતાભાવ અને દ્રષ્ટાભાવ છે. આપણે જ્યારે પોતાના

જ અસ્તિત્વમાં હોઈએ છીએ, ત્યારે કેવળ જાણવું અને દેખવું એ બે બાબતો જ ઘટિત હોય છે. કિન્તુ જ્યારે બહાર આવીએ છીએ, પોતાના કેન્દ્રમાંથી હટી જઈએ છીએ, ત્યારે સાથમાં કંઈક જોડાઈ જાય છે. મિશ્રણ થઈ જાય છે. તેને પુનઃ શુદ્ધ કરવું કઠીન બની જાય છે. આ મિશ્રિકરણ તે સરલતાએ થાય છે. જ્યારે શુદ્ધિકરણ કઠિન-તાએ થાય છે. રાગ અને દ્વેષની ધારા મળતાં જ માત્ર જાણવું અને દેખવું ભૂલાઈ જઈ, શોચવામાં–ચિંતનમાં–વિચારવામાં આત્મા ડૂબી જવાથી પરદ્રવ્યમાં મિશ્રિત બની જાય છે. એટલે આત્મા અને પુદ્ગલનું મિશ્રણ થાય છે. આ મિશ્રતા, એ જ આત્માની અશુદ્ધિ છે. આ મિશ્ર-તાના કારણે જ આત્માને સંસારમાં રઝળવું પડે છે. રખ-ડવું પડે છે. અને દુઃખના ભોક્તા બનવું પડે છે. અનાદિ કાળથી આ જીવ, આ કારણે, આવા મિશ્રણથી મિશ્રિત બની રહેલ હોઈ, દુઃખી દુઃખી થઈ રહ્યો છે.

આત્માના વીર્યગુણ વડે ચૈતન્યશક્તિનું જ્ઞેયને જાણ-વામાં કરાતું પ્રવર્તન તે "ઉપયોગ" કહેવાય છે, ચેતનાનો મૂળ સ્વભાવ માત્ર જાણવા–દેખવાનો જ હોઈ, ચૈતન્યતા જ્યારે માત્ર જ્ઞેયપદાર્થના જ્ઞાનમાં જ વર્તે છે, ત્યારે આત્મા, શુદ્ધોપયોગી કહેવાય છે, અને મનન ચિંતનદ્વારા જ્ઞેયપદાર્થ અંગે રાગ કે ્ષની વૃત્તિવાળો બની રહે છે, ત્યારે તે આત્મા, અશુદ્ધોપયોગી કહેવાય છે. આત્મા સાથે વર્ત્તતી અમુક પ્રકારના પરદ્રવ્યની મિશ્રતાના કારણે જ

જીવનું અશુદ્ધોપયોગીપણું વર્તે છે. ઉપયોગની આવી અશુદ્ધતા તે, જીવની સાથે ક્ષીરનીરવત્ સંબંધિત બની રહેલ વિવિધ કર્મો પૈકી, મોહનીય કર્મના કારણે જ વર્તે છે. તે મોહનીયકર્મનાં રજકણો, જીવને જ્યારે તેનો વિપાક દર્શાવવા, પરિપક્વ થાય છે, ત્યારે જીવના ઉપયોગમાં રાગ–દ્વેષ સ્વરૂપી મલિનતા પ્રગટે છે. તે મલિનતાના કારણે પુનઃ જીવમાં નવાં મોહનીયકર્મનાં રજકણોનો સંબંધ જોડાય છે. એવી રીતે જોડાયેલાં તે રજકણોમાં પણ તેનો વિપાક દર્શાવવાની જ્યારે પરિપકવતા થાય છે, ત્યારે પુન.જીવમાં રાગ–દ્વેષ પ્રગટે છે. આ પ્રમાણે જીવના ઉપયોગની અશુદ્ધતા અને મોહનીય કર્મનાં રજકણસમૂહો, તે બન્નેમાં પરસ્પર કાર્યકારણ ભાવ વર્તે છે. આ અશુદ્ધોપયોગીપણું જીવમાં અનાદિકાલિન છે. એ અશુદ્ધતાને હટાવી, સદાના માટે શુદ્ધોપયોગની રમણતામાં સ્થિર બની રહેવા, જીવને આપ્તપુરૂષોના વચનાનુસારે પુરૂષાર્થ કરવાનો છે. આવો પુરૂષાર્થ એ જ વાસ્તવિક ધર્મ છે.

ચૈતન્યતા નામે પોતાના સ્વતંત્ર ગુણના કારણે ચેતનાવ્યાપાર સ્વરૂપ ઉપયોગરહિત તો કોઈપણ જીવ, કોઈપણ કાળે હોઈ શકતો જ નથી. એટલે ઉપયોગીપણું તો જીવમાં સદાકાળ શાશ્વતરૂપે હોઈ, હટી કે હટાવી શકાતું જ નથી. હટી શકવાવાળી કે હટાવી શકવાવાળી તો માત્ર ઉપયોગની અશુદ્ધતા જ છે. તે અશુદ્ધતાને ક્રમે ક્રમે હટાવી શકાય છે. તે ક્રમને જ યોગદ્રષ્ટિ કે ગુણસ્થાનક કહેવાય છે. ઉપ-

યોગના આવા અનાદિકાલિન અશુદ્ધ પ્રવાહથી, સંપૂર્ણ અને ક્ષાયિક ભાવે મુક્ત બનેલ આત્મા, પૂર્ણ શુદ્ધોપયોગી બની રહી, પરમાત્મસ્વરૂપને પ્રાપ્ત કરે છે.

જેના કારણે આત્મામાં અશુદ્ધોપયોગીપણું વર્તી રહે છે, તે કર્મસમૂહની, જેમ જેમ નિર્જરા થતી જાય છે, તેમ તેમ આત્માના ઉપયોગની અશુદ્ધતા હટતી જાય છે. અને એમ થતાં થતાં જ્યારે ઘાતી તરીકે ઓળખાતાં તમામ કર્મસમૂહનો સંબંધ, આત્મામાંથી સંપૂર્ણ છૂટી જાય છે, ત્યારે આત્મા, સંપૂર્ણ શુદ્ધોપયોગી બની રહે છે.

ઉપયોગશુદ્ધિ એ આત્માની સ્વભાવદશા છે, અને ઉપયોગઅશુદ્ધિ એ આત્માની વિભાવદશા છે. ઉપયોગશુદ્ધ એ મોક્ષ છે, અને ઉપયોગઅશુદ્ધિ, એ સંસાર છે. ઉપયોગશુદ્ધિમાં જ સુખની, અને ઉપયોગ અશુદ્ધિમાં દુઃખની પ્રાપ્તિ છે. જીવમાં એ ઉપયોગ અશુદ્ધિનો પ્રવાહ, અનાદિકાલથી પ્રવાહિત હોવા છતાં, આપ્તપુરૂષોએ પ્રણિત પ્રયત્નદ્વારા તેને ટાળી શકાય છે. ઉપયોગશુદ્ધિમાં વર્તતા આત્મિક આનંદને તો અનુભવથી જ સમજી શકાય છે. વચનદ્વારા તે આનંદને–સુખને વર્ણવવું અશક્ય છે.

શુદ્ધોપયોગ એ સમતારસનું પાન કરાવનાર છે. શાન્તરસ એટલે રાગ–દ્વેષ વિનિર્મુક્ત માત્ર જ્ઞાનવ્યાપાર છે. શાન્તરસ–સમતારસ–ઉપશમરસ, એ બધા એકાર્થક છે. રાગ–દ્વેષ અને સુખદુઃખના સંવેદનથી પર એવો જ્ઞાનરસ જ અહિં શમરસ છે. એ જ સમતારસ છે. અને એ જ શાન્તરસ છે.

ચિત્તને સારરૂપ, પવિત્ર અને કર્મવિનાશક, એવા સમરસમાં લીન બની રહેલ જીવ, લાખો ભવસુધી ઉગ્રવ્રતો આચરવા છતાં પણ જે કર્મોનો કદી ક્ષય ન થાય, તે કર્મોને એક ક્ષણમાં ખપાવી નાખે છે. અઘોર દુષ્કૃત્યો કરનારાઓએ પણ સમતાને પામી પરમ મોક્ષપદ પ્રાપ્ત કર્યું છે. અર્જુનમાલી, દ્રઢપ્પહારી વગેરેનાં દ્રષ્ટાંતોથી સમતાનો લાભ સરલતાએ સમજી શકાય તેવો છે. ઉપયોગની અશુદ્ધતા તે મમતાના કારણે જ છે. અને ઉપયોગની શુદ્ધતા તે સમતામાં જ છે.

ઉપશમ, ક્ષયોપશમ, ક્ષાયિક,- ઔદયિક અને પારિણામિક એ પાંચ ભાવો પૈકી ઔદયિકભાવના કારણે જ આત્માનું સંસારભ્રમણ છે. ઉપશમ અને ક્ષયોપશમભાવ તે, . ઔદયિકભાવથી થતી અભ્યતર અનર્થતાથી જીવનું રક્ષણ કરે છે. અને તેથી નવાં અનર્થકર કર્મોનો બંધ રોકાઈ જઈ, પૂર્વબદ્ધ કર્મોનો ક્રમે ક્રમે ક્ષય થવાપૂર્વક અન્તે તે કર્મો, આત્યન્તિક ક્ષયતાને પામે છે.

ઉપયોગની અશુદ્ધતા તે ઔદયિકભાવના કારણે જ છે. પરંતુ તે અશુદ્ધતાનો મૂળ પાયો તો પૂર્વે ભાવપંચક પ્રકરણમાં દર્શાવેલ ૨૧ ભેદોવાળા ઔદયિક ભાવો પૈકી, મોહનીયકર્મજનિત ઔદયિકભાવમાં જ છે.

જીવની અભ્યંતર અનર્થતા તો ઔદયિકભાવથી જ છે. મોહનીયકર્મનો સંબંધ, આત્મામાંથી આમૂલ નાશ

થયે છતે, ક્ષાયિકભાવે ચારિત્રી બની રહેલ જીવનાં શેષ ત્રણ ઘાતીકર્મો તો સ્વયં નષ્ટ પામી જઈ, જીવ, ક્ષાયિકભાવે જ્ઞાન–દર્શન અને વીર્યને પામે છે. એ રીતે અનંતજ્ઞાન–અનંતદર્શન–અનંતચારિત્ર અને અનંત વીર્યને પ્રાપ્ત, વીતરાગસર્વજ્ઞ આત્માને, શેષ ભવોપગ્રહી અઘાતિકર્મોના ઉદયથી વર્તતો ઔદયિકભાવ, તે લેશમાત્ર પણ અનર્થકર નહીં બનતાં, તે કર્મો પોતાની સ્થિતિની પૂર્ણતાએ નષ્ટ પામે છે. અને જેથી આત્મા અજર—અમર પદને પામે છે. અને આત્મા સદાના માટે શુદ્ધોપયોગી બની રહી, સ્વસ્વભાવમાં જ રમણ કરે છે.

આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે મોહનીયકર્મજનિત ઔદયિકભાવમાં જ ઉપયોગની અશુદ્ધતા છે. અને તેના ક્ષયોપશમ–ઉપશમ કે ક્ષાયિક ભાવમાં જ ઉપયોગની શુદ્ધતા છે. મોહનીયકર્મના ક્ષયોપશમદ્વારા ક્રમે ક્રમે અશુદ્ધોપયોગથી બચી જઈ, અન્તે તે કર્મના સંપૂર્ણક્ષયદ્વારા, ઉપયોગશુદ્ધિને ક્ષાયિકભાવે પ્રાપ્ત કરી શકાય છે. મૈત્રીઆદિ ચાર અને અનિત્યાદિ બાર ભાવનાઓથી ભાવિત બની રહેવામાં મોહનીય કર્મનો ક્ષયોપશમ સધાય છે. અને અન્તે તે ક્ષયોપશમ, ક્ષયિકભાવે પરિણમે છે. મોહનીયકર્મના ઉપશમભાવમાં ઉપયોગશુદ્ધિને ઉપશમભાવે અનુભવી શકાય, પરંતુ તે ઉપયોગશુદ્ધિ સમયે, ઉપયોગઅશુદ્ધિની ઉપશમતા હોવાથી, ઉપશમિત અશુદ્ધિની પ્રગટતાએ, ઉપયોગશુદ્ધિ ક્ષીણ બની જાય છે. માટે જ ઉપયોગશુદ્ધિની ક્ષાયિકભાવે પ્રાપ્તિ માટે મોહનીયકર્મનો ક્ષય કરવો જ જરૂરી છે.

મોહનીયકર્મ તે, દર્શનમોહનીય અને ચારિત્રમોહનીય એમ બે પ્રકારનું છે. તે પૈકી દર્શનમોહનીયકર્મના ઉપશમ-ક્ષયોપશમ કે ક્ષય વિના, ચારિત્રમોહનીય કર્મનો ઉપશમ, ક્ષયોપશમ કે ક્ષય, સાધી શકાતો નથી. માટે જ ઉપયોગ-શુદ્ધિનો મૂળ પાયો, તે દર્શનમોહનીય કર્મના ઉપશમ-ક્ષયો-પશમ કે ક્ષયથી જ હોઈ, એ રીતના ઉપશમ-ક્ષયોપશમ કે ક્ષયને પામેલો આત્મા જ, ઉપયોગશુદ્ધિમાં પ્રવેશી, ક્રમે કરીને તે શુદ્ધિની પૂર્ણતાને પામી શકે છે.

દર્શનમોહનીયકર્મના ઉપશમ-ક્ષયોપશમ કે ક્ષય વિના, અન્ય કોઈપણ પ્રકારે વર્ત્તતા જ્ઞાન કે શક્તિ દ્વારા આત્મ-હિત સાધી શકાતું નથી. કારણ કે એ રીતે પ્રાપ્ત જ્ઞાન કે શક્તિ સમયે મોહનીયકર્મનું અસ્તિત્વ તે ઔદયિકભાવે વર્ત્તતું હોઈ, ઉપયોગની અશુદ્ધિમાં વૃદ્ધિકારક બની રહે છે. વર્ત્તમાન વિજ્ઞાન પણ આ માર્ગે જ ચાલી રહ્યું હોવાથી પ્રાપ્ત વૈજ્ઞાનિક આવિષ્કારોથી વિશ્વમાં શાંતિ કરતાં અશાંતિ ઘણી વર્ત્તી રહી છે. થોડી શાંતિ તે ઘણી અશાંતિમાં સ્વાહા થઈ જાય છે.

જે જીવોના હૈયાને શ્રી અરિહંત પરમાત્માનું શાસન સ્પર્શે, તે શાસનમાં દર્શિત આત્માદિના સ્વરૂપકથનને યથાર્થ તે સદ્દહે, તે જ આત્મા, દર્શનમોહનીયકર્મના ઉપશમ, ક્ષયોપશમ કે ક્ષયને પામી શકે. જેના પરિણામે તેવા આત્માઓ જ ઉપયોગશુદ્ધિમાં વર્ત્તી શકે. અને ક્રમે ક્રમે તે ઉપયોગશુદ્ધિની પૂર્ણતાએ પહોંચી શકે.

ભૂતકાળે જે જે આત્માઓ ઉપયોગશુદ્ધિને પામ્યા છે, વર્ત્તમાનકાળે જેની ઉપયોગશુદ્ધિ વર્ત્તે છે, અને ભવિષ્યકાળે ઉપયોગશુદ્ધિને પામશે, તે શ્રી અરિહંત પરમાત્માના શાસનની વાસ્તવિક સ્પર્શતાએ જ સમજવી.

વળી શ્રી અરિહંત પરમાત્માના શાસનની વાસ્તવિક સ્પર્શતા તો તે જ જીવ પામી શકે, કે જે જીવો ચરમાવર્ત્ત-કાળવર્ત્તી અને મિથ્યાત્વની મંદતાને પામેલા હોય. અભવ્ય, દુર્ભવ્ય, અને ચરમાવર્ત્તી પણ ભારે કર્મી ભવ્યોના હૃયાને આ શાસન સ્પર્શી શકે જ નહિ. અર્થાત્ ી જૈનશાસનના પ્રણેતા શ્રી સર્વજ્ઞવીતરાગ એવા અરિહંત પરમાત્માની વાણીને હૃદયગમ્ય બનાવવાની લાયકાત, તેવા જીવોમાં હોઈ શકે જ નહિં. અને તે વિના તેવા જીવો ઉપયોગશુદ્ધિને પામી શકે જ નહિં.

ઉપયોગની શુદ્ધિ એ ભાવચારિત્ર છે. તે આત્મરમણતા સ્વરૂપ છે. જેટલા-જેટલા અંશે ઉપયોગશુદ્ધિ વર્ત્તે છે, તેટલા તેટલા અંશે ભાવચારિત્ર સમજવું. ભાવચારિત્રના વિકાસમાં જ આત્માના જ્ઞાન, દર્શન અને વીર્યગુણનો વાસ્તવિક વિકાસ છે. અને તે ભાવચારિત્રની ક્ષાયિકભાવે સંપૂર્ણ પ્રાપ્તિમાં જ ઉપયોગશુદ્ધિની પૂર્ણતા છે. અને ત્યારે જ અનંતજ્ઞાન–અનંત-દર્શન અને અનંતવીર્યનું પ્રાગટ્ય છે. એ રીતે જીવ, પોતાના અનંતજ્ઞાનાદિ ગુણચતુષ્કને પ્રગટ કરી શકે છે.

હિંસાદિ આશ્રવોથી નિવૃત્તિ અને ક્ષમાદિ ધર્મોમાં

પ્રવૃત્તિ તે વ્યવહાર ચારિત્ર છે. સ્વભાવરમણતા તે ભાવ-ચારિત્ર–નિશ્ચયચારિત્ર છે. ભાવચારિત્ર તે વ્યવહાર ચારિત્રનું ફળ છે.

ક્રોધ, માન, માયા અને લોભનો જેટલે જેટલે અંશે નાશ થાય, તેટલા તેટલા અંશે ભાવચારિત્ર સમજવું. અને તે દોષોને નાશ કરવા માટે થતો જે બાહ્યપ્રયત્ન તે દ્રવ્યચારિત્ર છે. કારણરૂપ ચારિત્રને દ્રવ્યચારિત્ર, અને ફળરૂપ ચારિત્રને ભાવચારિત્ર કહેવાય છે. ભાવચારિત્ર તે ઉપશમ–ક્ષયોપશમ અને ક્ષાયિકરૂપ છે. એ ત્રણની પ્રાપ્તિ માટે જે જે પ્રયત્ન કરાય તે દ્રવ્યચારિત્ર છે. દ્રવ્યચારિત્રના પાલનરૂપ કારણોમાં વર્તી, ભાવચારિત્રને પ્રાપ્ત કરવાના પુરૂષાર્થી બનવું એ જ સાચો ધ્યાનયોગ છે. માત્ર પદ્માસન લગાવીને આંખો મીંચવામાં કે અર્ધનિમિલિત નેત્રો રાખવાથી ધ્યાન આવી જતું નથી, તે ખાસ સમજવું જરૂરી છે. ધ્યાનના વાસ્તવિક સ્વરૂપથી અનભિજ્ઞ જીવો તે પદ્માસન લગાવીને બેસે કે એકાગ્ર બની રહે, તેટલા માત્રથી શુદ્ધો પયોગની પ્રાપ્તિરૂપ આત્મહિત સાધી શકતા નથી.

આત્મજ્ઞાન–વૈરાગ્ય વિનાના જીવો, બાહ્યકષ્ટ કે પ્રાણાયામ આદિથી કોઈક સિદ્ધિઓ મેળવી, પોતાને યોગી–ધ્યાની કહેવરાવવા છતા, તે સિદ્ધિઓ તેમના આત્મશ્રેય માટે થતી નથી. કારણ કે આત્મજ્ઞાન વિનાના જીવો ક્રોધી બની, એવી કોઈ સિદ્ધિદ્વારા અન્યનું અનર્થ પણ કરી બેસે છે. અને

આત્મજ્ઞાન તથા વૈરાગ્યવિના, બાહ્યસિદ્ધિઓના લોભમાં પડી, શુદ્ધોપયોગરૂપ આત્મિક ગુણપ્રાપ્તિનું ભાન ભૂલી જાય છે.

જૈનશાસ્ત્રોમાં સમ્યગ્ રીતે વર્ણવેલ ષડ્દ્રવ્યપૂર્વકનું આત્મજ્ઞાન અને યોગજ્ઞાનની સમજરહિત મનુષ્યોને, ધ્યાનનો અધિકાર નથી.

જડીબુટ્ટીનું જાણવું, મંત્રતંત્રની આવડત, સિદ્ધિદ્વારા લોહનું સુવર્ણ કરવાની વિદ્યા, વ્યાધિઓ ટાળી શકવાના યંત્ર–મંત્ર, એવા અસાધારણ ચમત્કારને યોગ, અને તેના જાણકારને કે બતાવનારને યોગી માનવાનો વિચિત્ર ખ્યાલ, આજે સામાન્ય રીતે લોકોમાં પ્રસરી રહેલો જણાય છે. જેથી યોગ શબ્દનો અને તેના મૂળ હેતુનો વાસ્તવિક ખ્યાલ ભૂલાતો જાય છે.

જીવની અચિન્ત્ય શક્તિ છે. અને એવી આત્મીય-શક્તિ દ્વારા, સામાન્ય રીતે ન જણાયેલી કેટલીક કુદરતી સત્તાઓ, વિશુદ્ધ આત્મજીવન વહન કરનારને પ્રાપ્ત થઈ શકે છે. અને પ્રાપ્ત થયેલી પણ હોય છે. અનેક ચમત્કારોની વાતો સાંભળવામાં પણ આવે છે, પરંતુ તેને યોગ કહી શકાય નહિં. આવી સિદ્ધિપ્રાપ્ત મનુષ્યોમાં કદાચ વિષય વૈરાગ્ય હોવા છતાં, આત્મિક ગુણોની અને તેને પ્રાપ્ત કરવાના માર્ગની અનભિજ્ઞતાના કારણે કે ઉપેક્ષાવૃત્તિના કારણે, તેવાઓની આધ્યાત્મિક પ્રગતિ અટકી જાય છે. આ રીતના યોગની પ્રક્રિયા કરવા દ્વારા પૌદ્ગલિકસિદ્ધિના લાભમાં જ અટવાઈ જનારા, વાસ્તવિક રીતે તો યોગભ્રષ્ટ જ થાય છે.

પૌદ્દગલિકભાવના લોલુપી ભવાભિનંદી જીવો જ, માત્ર અણિમાદિ સિદ્ધિઓમાં જ આત્મિક ઉત્થાનની પરિપૂર્ણતા માની તેનો લાભ લેવા ઉદ્યમશીલ બને છે. પરંતુ જેમની ઇચ્છા, સિદ્ધિસ્થાન પ્રાપ્ત કરવા, કર્મમળથી રહિત થઈ, સાધ્યદશામાં સ્થિત થવાની હોય છે, તેવાઓ તો સયમાદિના પાલનથી પ્રાપ્ત, આવી સિદ્ધિઓના ઉપયોગને સંસારવૃદ્ધિ કરનાર સમજી, પરભાવમાં અર્થાત્ અશુદ્ધોપયોગમાં રમણતા કરાવનાર તરીકે તેની અન્ય પૌદ્દગલિક વસ્તુઓની પેઠે ઉપેક્ષા કરી, શુદ્ધોપયોગ સ્વરૂપ આત્મિક ગુણના ઉત્થાનમાં જ આગળ વધે છે.

આત્મિકદ્રષ્ટિ જેની ખુલ્લી ગયેલી છે, તેવા મહાત્માઓ તો શુદ્ધોપયોગરૂપ આત્મશુદ્ધિની પ્રાપ્તિ માટે થતા વ્રત–સંયમ અને તપાદિના પાલનથી, કદાચ ગમે તેવી ઉત્કૃષ્ટ પૌદ્દગલિક સિદ્ધિઓ પ્રાપ્ત થઈ જવા છતાં, તેની લોલુપતામાં કે તેનો ઉપયોગ કરવામાં ઉપેક્ષા સેવે છે.

ષટ્ખંડને જીતવાથી પ્રાપ્ત ચક્રવર્ત્તીની રૂદ્ધિને ઠોકરે મારી, સંયમધર્મ ગ્રહણ કરવા દ્વારા તપમાં અહર્નિશ રકત બની રહેલા સનત્કુમાર ચક્રવર્તીને સંયમ અને તપના પ્રભાવે પોતાનું થુંક પણ ઔષધમય બની ગયું હતું. તેમની કાયામાં પૂર્વના અશુભકર્મોદયથી અનેક રોગ ઉપસ્થિત થતાં, તે રોગનું નિવારણ કરવા દ્વારા આ સંતમહાત્મા – પરમયોગીની ભક્તિ કરવા માટે ઇન્દ્રે તેમને પ્રાર્થના કરી. પ્રત્યુત્તરમાં સનત્કુમાર મુનિએ પોતાનું થુંક લગાડી શરીરના અમુક ભાગને નિરોગી

કરી બતાવ્યો. અને કહ્યું કે આવા શારીરિક રોગો ટાળવા માટે તો મારા થુંકમાં પણ શક્તિ પ્રગટ થયેલી છે. પરંતુ મારે તો મારા આત્મિકરોગો ટાળવાના છે. અને તે રોગો તો અન્ય કોઈની સહાય વિના કેવળ સ્વપ્રયત્નથી જ નાબુદ કરી શકાય છે. મારા થુંકમાં આ રીતની લબ્ધિપ્રાપ્તિથી તો મારાં સંયમ અને તપપાલનની હું લેશમાત્ર સાર્થકતા કે પાલનની પરિપૂર્ણતા માનતો નથી. મારા અનંત જ્ઞાનાદિ ગુણચતુષ્કની પ્રાપ્તિ વિના મારી આરાધના હજી અધુરી છે. આ રીતની યોગની વાસ્તવિકતા સમજાવતાં આવાં તો અનેક મહાપુરૂષોનાં દ્રષ્ટાંતો શાસ્ત્રોમાં દર્શાવેલા છે.

જેનાથી આત્મા, મોક્ષમાં જોડાઈ જતો હોવાના કારણે જ આત્મામાં વર્ત્તતા તે સમ્યગ્જ્ઞાન–સમ્યગ્દર્શન અને સમ્યક્ચારિત્રના સંબંધને જ યોગ કહેવાય છે. જેના પછી અવ્યવહિત ક્ષણે આત્મા, સમ્યગ્જ્ઞાનાદિ ગુણોનાં આવરણ–કર્મોથી મુક્ત બને, તેને જ મોક્ષનું સાક્ષાત્ કારણ માનેલું હોવાથી, આત્મામાં વર્ત્તતા સમ્યગજ્ઞાનાદિના સંબંધને જ શાસ્ત્રોમાં નિશ્ચયયોગ કહ્યો છે. અને ધર્મશાસ્ત્રોમાં કહેલ વિધિ પ્રમાણે ગુરૂનો વિનય, પરિચર્યા વગેરે કરવાં તથા યથાશક્તિ વિધિનિષેધોનું પાલન કરવું, તેને કારણમાં કાર્યના ઉપચારની દષ્ટિએ વ્યવહારયોગ કહ્યો છે આ રીતની સમ્યગ્જ્ઞાનાદિ ગુણોની ઉપકારક કે સાધક જીવનચર્યાને યોગ કહેવા છતાં તેવી જીવનચર્યા, મોક્ષની સાક્ષાત્ સાધક નથી. તે તો સમ્યગ્જ્ઞાનાદિ ગુણોના આવિર્ભાવ કે પુષ્ટિમાં

ઉપકારક થતી હોવાથી પરંપરાએ મોક્ષનું કારણ હોઈ, તેને વ્યવહારયોગ કહેવાય છે.

રાગદ્વેષ આદિ ભાવમળોની તીવ્રતાના કારણે જે જીવોનું વલણ સાંસારિક ભોગો તરફનું જ વર્ત્તે છે, તેવા ભવાભિનંદિજીવો, યોગમાર્ગના અધિકારી બની શકતા જ નથી. તેઓ દ્વારા થતો ગમે તેવો ઉત્કૃષ્ટતપ કે કાયક્લેશાદિક્રિયાઓ, સમ્યગ્જ્ઞાનાદિની પ્રાપ્તિ માટે થઈ શકતી જ નથી. નિશ્ચય—યોગના લક્ષ્યવિનાના બાહ્યરીતે કહેવાતા વ્યવહારયોગોને વાસ્તવિક યોગ કહી શકાય જ નહિં. કારણ કે તેમાં તો ઔદયિકભાવની પ્રચૂરતા વર્ત્તતી હોવાના કારણે તેવા વ્યવહાર-યોગને નિશ્ચયયોગનું કારણ કહી શકાય જ નહિં.

કેવળ નિશ્ચયયોગના જ લક્ષ્યપૂર્વક આચરાતા વ્યવહાર-યોગના અનુસરણથી સમ્યગ્જ્ઞાનાદિ નિશ્ચયયોગનીસિદ્ધિ, અવિચ્છિન્નપણે અવશ્ય થતી હોવા છતાં તે એકાએક પૂરી થતી નથી. પરંતુ તેમાં ક્રમવિકાસ હોવાથી કાલક્રમે થાય છે. જેથી ભાવયોગ (નિશ્ચયયોગ) સ્વરૂપ જ્ઞાનાદિગુણો એકીસાથે પૂર્ણપણે નહીં વિકસતાં તે વિકાસમાં પૌર્વાપર્યનો ક્રમ છે.

ગન્તવ્યસ્થાનને લક્ષ્યમાં રાખી, તે સ્થાને જ પહોંચાય એવા માર્ગે શીઘ્ર કે મંદગતિએ પણ પ્રયાણ કરતો પ્રવાસી, પ્રયાણની શરૂઆતથી જ ગંતવ્યસ્થાનના પ્રવાસી તરીકે વ્યવહારાય છે, તેવી રીતે પૌર્વાપર્યના ક્રમે યોગની જીવન-

ચર્યાપૂર્વક, નિશ્ચયયોગના સાધ્યભણી વિકાસ કરતો સાધક પણ યોગી તરીકે વ્યવહારાય છે. ચરમાવર્ત્તને પામેલો જીવ જ, જેમ જેમ તેની આત્મિકશુદ્ધિ વૃદ્ધિ પામે, તેમ તેમ ક્રમેક્રમે યોગમાર્ગમાં આગળ વધે છે.

ચરમાવર્ત્તી અને યોગમાર્ગના અધિકારી સર્વજીવોનો યોગવિકાસ, તે, એક સમયમાં સમાન સંભવી શકતો નથી. પરંતુ તેમાં કર્મબળના તારતમ્યતાનુસાર યોગસાધનાની યોગ્યતાભેદનો આધાર રહે છે. માટે સૂક્ષ્મ અને વિવિધ સામર્થ્યવાળા કર્મના સંસ્કારોનો તો દરેક જીવે પોતે જ અંતર્નિરીક્ષણથી ખ્યાલ મેળવી લેવો જોઈએ. આ સંસ્કારોનું બળ, વિવિધસમયે જીવમાં વિવિધપણે વર્ત્તતું હોય છે. ક્યારેક ક્રોધ કે માનનું બળ, તો ક્યારેક માયા–લોભ–ભય અગર વિષયાસક્તિનું બળ, અને તેમાં પણ ક્યારેક સંસ્કાર કે વાસનાની વિશેષતા અને ક્યારેક મંદતા હોય છે. આવે સમયે તે સંસ્કાર કે વાસનાને આધિન નહીં બનતાં તે વૃત્તિને પરાજીત કરવામાં સાવધાન આત્મા જ યોગવિકાસ સાધી શકે છે.

કર્મોથી આત્મામાં ઉદ્‌ભવતા સંસ્કાર કે વાસનાની સમજ, તે સંસ્કાર અને વાસનાને ઉન્મૂલન કરવાનો માર્ગ, અને તેવા સંસ્કાર અને વાસનાને આધિન નહિં બની રહેવાની સાવધાની રાખનાર આત્મા જ યોગમાર્ગમાં આગળ વધી શકે છે.

માટે યોગસાધનાને સફળ બનાવવા ઈચ્છનારે શ્રી

જિનેશ્વરદેવે કહેલ કર્મવિષયી જ્ઞાન અને ભાવપંચકને અવશ્ય જાણવું-સમજવું જોઈએ. માત્ર કાયકષ્ટ કે ભૌતિક સામગ્રીની પ્રતિકૂળતા સર્જક કર્મની સમજ તો અધૂરી જ ગણાય. આત્મગુણોને અવરોધક કર્મની સમજ અને તેનાથી સાવધાન બની રહેનાર આત્મા જ શુદ્ધોપયોગનો માર્ગી બની શકે છે. માત્ર કાયકષ્ટ કે ભૌતિકસામગ્રીની પ્રતિકૂળતા સર્જક, કર્મના ભયમાં જીવનો ઔદયિકભાવ છે. જ્યારે આત્માના અનંત જ્ઞાનાદિચતુષ્કગુણોના અવરોધક કર્મના ભયમાં ક્ષયોપશમ ભાવ છે. દર્શનમોહનીય કર્મના ક્ષયોપશમને પામેલા જીવો જ, શુદ્ધોપયોગના લક્ષ્યવાળા બની શકે છે. આવા લક્ષ્યથી લક્ષિત બની રહેલ જીવોનો પુરૂષાર્થ તે ઘાતીકર્મના ઉપશમ-ક્ષયોપશમ કે ક્ષય માટેનો જ હોય છે. અને તેવા પુરૂષાર્થથી અન્તે ચારે ઘાતીકર્મનો ક્ષય કરીને જીવ પોતાના અનંતજ્ઞાન-અનંતદર્શન-અનંતચારિત્ર અને અનંતવીર્યગુણને ક્ષાયિકભાવે પ્રગટકરી કૃતકૃત્ય બને છે. માટે આત્માના અનંતચતુષ્કગુણોને ક્ષાયિક ભાવે પ્રાપ્ત કરવાના લક્ષ્યવાળા બની પોતાના જીવનમાં વર્ત્તતા ઘાતીકર્મદોષોનું અંતર્નિરીક્ષણ કરી, તે કર્મદોષોને નિર્મૂળ બનાવી, યોગમાર્ગની સાધનામાં આગળ વધવા માટે ઉદ્યમવંત બની રહેનાર જ વાસ્તવિક યોગી કહેવાય છે.

વાસ્તવિક યોગધર્મના અધિકારીનું વર્ણન કરતાં શ્રી હરિભદ્ર સૂરીશ્વરજી મહારાજાએ સ્વરચિત યોગશતકગ્રંથમાં

તે અધિકારીઓનું વર્ણન, અપુનર્બંધક–સમ્યગ્દૃષ્ટિ–દેશવિરતિ અને સર્વવિરતિ, એમ ચાર પ્રકારે દર્શાવ્યું છે. યોગ્યતાના તારતમ્યપ્રમાણે અધિકાર અનેક પ્રકારનો હોય છે. પરંતુ એનું વર્ગીકરણ કરીને તેઓશ્રીએ ચારભાગમાં નિરૂપણ કરેલુ છે.

તમામ જાતના યોગાધિકારીએ મુખ્યપણે આંતરિક-શુદ્ધિને જ લક્ષ્યમાં રાખી, જેનાથી રાગ–દ્વેષ અને મોહ (અજ્ઞાન–મિથ્યાત્વ) રૂપ ભાવમળોથી આત્મા નિર્મળ બનતો રહે, તેવા કર્તવ્ય આચારોના પાલનની સાથે સાથે તે ભાવ-મળોની વૃદ્ધિ કરનાર અકર્ત્તવ્ય આચારોથી વિમુક્ત બની રહી, મહાપુરૂષોએ નિરૂપણ કરેલ દરેક કક્ષાને ઉચિત ક્રિયામાર્ગ અને બાહ્ય આચારોનું પાલન કરવું જોઈએ. એ બધા ક્રિયામાર્ગ અને આચારો અર્થાત્ બધા વિધિ—નિષેધનો સાર, ચિત્તશુદ્ધિ—ઉપયોગશુદ્ધિરૂપ ભાવને ઉપજા-વવો એ જ છે. જો એવો ભાવ ન ઉપજે તો એ વિધિ-નિષેધો માત્ર નિષ્પ્રાણ છે.

રાગ—દ્વેષ અને મોહને અપોષક શાસ્ત્રવચનો જ સાચી શાસ્ત્રાજ્ઞા કહેવાય છે. માટે એવાં શુદ્ધિપોષક શાસ્ત્રોએ નિરૂપણ કરેલ ક્રિયામાર્ગો અને બાહ્યઆચારોનું પાલન જ યોગશુદ્ધિ કરાવનાર છે. આવી ક્રિયાઓ જો વિધિ મુજબ થતી હોય તો તે ક્રિયાઓ જ ધ્યાનરૂપ બની રહે છે. અને સાચો ધ્યાનયોગ સાધી શકાય છે.

જૈનશાસનનો સમગ્ર ક્રિયાયોગ તે ધ્યાનરૂપ જ છે.

વિધિપૂર્વક–સમજપૂર્વક અને સ્થિરતાપૂર્વક, ક્રિયા કરવાનું નહિં શીખવાથી જ, આજે ક્રિયાઓને ધ્યાનરૂપે સમજી શકાતી નથી. અને ક્રિયા કરવા સમયે તે તે ક્રિયાને અનુરૂપ ભાવમાં સ્થિરતા કેળવ્યા વિના, ક્રિયાદ્વારા ધ્યાની બની શકાતું નથી. એ રીતે ધ્યાની નહીં બની શકવાનું કારણ, આપણી પોતાની ત્રુટિઓ અને ક્રિયાના રસનો અભાવ છે.

બાળજીવોએ ધ્યાનસ્થિત બની રહેવા માટે પ્રથમ તો જૈનશાસનમાં પ્રરૂપિત ક્રિયાયોગમાં ચિત્તને સ્થિર બનાવી ધીમે ધીમે આત્મધ્યાનમાં આગળ વધવા પ્રયત્નશીલ બની, ક્રિયાની સફલતા પામવા માટે, શ્રી અનુયોગદ્વાર સૂત્રમાં ફરમાવેલ "તચ્ચિત" — "તન્મના" આદિ નવ વિશેષણોથી યુક્ત બનીને ઉભયકાળ આવશ્યક અને ઉપલક્ષણથી શ્રી જિનાગમમાં ફરમાવેલ સઘળાં અનુષ્ઠાનોમાં તન્મય બની રહેવું જોઈએ.

ક્રિયાના સૂત્રમા જે કંઈ બોલાય, તે બોલતાં રોમરાજી વિકસ્વર થાય, બધા વિચારની છાયા તે આત્માપર પડે, એક એક શબ્દ તે હૃદયને ભેદીને નીકળે, તેનું નામ જ તન્મયતા છે.

ચૈત્યવંદન કરવા ટાઈમે જંકિંચિ શું ? નમુથ્થુણં શું ? જાવંતિ શું ? એ બધાનો વિચાર હોવો જોઈએ. જયવીયરાયમાં પ્રભુ પાસે કઈ જાતની પ્રાર્થના કરી છે, તેનો ખ્યાલ હોવો જોઈએ. દેવવદનના બાર અધિકારોમાં જે જે અધિકારને યોગ્ય

સૂત્રની ગાથાઓ બોલાતી હોય, તે બોલવા ટાઈમે તે તે અધિકારને અનુરૂપ શરીરની મુદ્રાઓ રહેવી જોઈએ. એવી રીતે સામાયિક, પ્રતિક્રમણ, આદિ દરેક આવશ્યક ક્રિયાઓમાં અને અન્ય બાહ્ય અનુષ્ઠાનોમાં તન્મય બની રહેવાય તો જ તે ક્રિયાઓને અમૃતાનુષ્ઠાન બનાવી રહી, ભાવધર્મ–ભાવચારિત્ર–ઉપયોગશુદ્ધિની પ્રાપ્તિદ્વારા આત્માના અનંત–ચતુષ્કાદિ ગુણોનું પ્રગટીકરણ કરી શકાય છે. આવા સાધકો જ સાચા ધ્યાનયોગી કહેવાય છે. માટે મન–વચન અને કાયાના યોગો. ઉપરોક્ત રીતે સદનુષ્ઠામાં તન્મયભાવને પામે, તેવો અભ્યાસ કરવો જોઈએ. કારણકે તન્મય બની રહેવાપૂર્વકનાં આવાં સદનુષ્ઠાનોમાં થતું પ્રવર્ત્તન તે જીવના ઉપયોગવીર્ય અને કરણવીર્ય ઉભયને શુદ્ધ કરે છે.

ઉપયોગવીર્યને અશુદ્ધ બનાવનાર મોહોદય છે. જ્યારે સદનુષ્ઠાનોમાં પ્રવર્ત્ત બની રહેનારને મોહોદય હોવા છતાં, તેનો નાશ કરવાનો સંકલ્પ હોવાથી, તે મોહોદય, તેને સંસારના કર્મબંધનો હેતુ થતો નથી. ૧ થી ૬ ગુણસ્થાનક સુધીના જીવો. સદનુષ્ઠાનકારકો હોય છે કારણ કે ૧ થી ૬ ગુણસ્થાનક સુધીનું ધ્યાન, તે સાલંબન હોય છે. અહિં સુધી ધર્મધ્યાનની સ્થિરતા માટે અને આર્ત્ત–રૌદ્રધ્યાનથી રહિત બનવા માટે સદનુષ્ઠાનરૂપી આલંબનની આવશ્યકતા

રહેતી મન-વચન અને કાયાની એકાગ્રતાને ધ્યાન કહેવાય છે. પ્રત્યેક સમયે દરેક આત્મા, કોઈ પણ રીતના ધ્યાનમાં પ્રવર્ત્તતો તો હોય જ છે. પછી ભલે તે શુભધ્યાની હોય કે અશુભધ્યાની હોય. આ ધ્યાન તે મનનો વિષય છે. શુભધ્યાન તે જીવને ઉપયોગશુદ્ધિમાં જોડે છે. જ્યારે અશુભ-ધ્યાન તે જીવને અશુદ્ધોપયોગી બનાવે છે. અશુભધ્યાનમાં ઔદાયિકભાવ છે, જ્યારે શુભધ્યાનમાં ઉપશમ-ક્ષયોપશમ અને ક્ષાયિકભાવ છે. આર્ત્તધ્યાન અને રૌદ્રધ્યાન એ બે અશુભધ્યાન, આત્માને અનંતસંસાર રઝળાવનાર છે.

આર્ત્ત એટલે ચિંતારૂપ જે ધ્યાન તે આર્ત્તધ્યાન ચાર પ્રકારનું છે. (૧) પ્રતિકૂળ પદાર્થોના સંયોગથી-પ્રાપ્તિથી જે ચિંતા થાય તે "**અનીષ્ટસંયોગ**" આર્ત્તધ્યાન છે. (૨) અનુકૂળ અને આલ્હાદકારી પદાર્થોનો વિયોગ થવાથી જે ચિંતા થાય તે "**ઇષ્ટવિયોગાર્ત્તધ્યાન**" છે. (૩) શરીરે વ્યાધિ થતાં આ વ્યાધિ કયારે મટે? ઇત્યાદિ ચિંતા તે "**રોગચિકિત્સા**" આર્ત્તધ્યાન છે. અને (૪) ભવિષ્યના સુખની ચિંતા કરવી તે "**અગ્રશોચ**" આર્ત્ત-ધ્યાન છે. આ આર્ત્તધ્યાનમાં આક્રંદ કરવો, શોકાશ્રુ આવવાં, રૂદન કરવું-હાયપીટ કરવી, એ ચાર બાહ્યલક્ષણો છે. તથા એ આર્ત્તધ્યાન પ્રથમથી ૬ ગુણસ્થાન સુધીના જીવોને હોય છે. પરંતુ વિશેષ એ જ કે છઠ્ઠે ગુણસ્થાને આર્ત્તધ્યાનનો ચોથો ભેદ (અગ્રશોચ) ન હોય. બાકી ગુણસ્થાનકોની તારતમ્યતા મુજબ, તે ધ્યાનોનું પણ તારતમ્ય હોય છે.

હવે રૌદ્ર એટલે મહા ભયાનક ધ્યાન તે "**રૌદ્રધ્યાન**" કહેવાય છે. એ ચાર પ્રકારનુ છે. (૧) પ્રાણિયોને હણવા, પીડા કરવી, ક્રૂરતા ધારણ કરવી તે "**હિંસાનુબંધિ**" રૌદ્રધ્યાન છે. (૨) જુઠું બોલવું, જૂઠી સાક્ષીઓ પૂરવી, જૂઠા લેખ લખવા ઇત્યાદિ "**મૃષાનુબંધિ**" રૌદ્રધ્યાન છે. (૩) બીજાને લૂંટવાની, છેતરવાની અને પડાવી લેવાની બુદ્ધિ તે "**સ્તેયાનુબંધિ**" રૌદ્રધ્યાન છે. (૪) અનેક પાપથી ભેગા કરેલા પરિગ્રહને રાજભયાદિથી રક્ષણ કરવાની મહાચિંતા તે "**સંરક્ષણાનુબંધિ**" રૌદ્રધ્યાન છે. આ રૌદ્રધ્યાનનાં ચાર લક્ષણો છે. (૧) હિંસાદિ ચાર ભેદમાંના કોઇપણ એક ભેદનું વારંવાર સેવન કરવું (૨) અનેક ભેદોનું વારંવાર સેવન કરવું (૩) હિંસાદિ અધર્મમાં ધર્મબુદ્ધિ વિચારવી અને (૪) મરણોન્તે પણ હિંસાદિથી વિરામ ન પામવું. આ રૌદ્રધ્યાન, સંજ્ઞિ જીવોને પ્રથમથી—પાંચમા ગુણસ્થાન સુધી હોય છે.

આ બન્ને ધ્યાન અશુભ, સંસારને વધારનાર, આત્મ-ગુણને આવરનાર, અને દુર્ગતિને આપનાર હોઇ, એ નિવારવા યોગ્ય છે. એ માનસિક ચિંતારૂપ અને દુષ્ટપરિણામી હોઇ, બાહ્ય શારીરિક સ્વસ્થતાને પણ બગાડનાર છે. અને અનેક રોગોનુ ઉત્પાદક છે. આજે લોકો વધુ ને વધુ પ્રમાણમાં તના-વથી ઘેરાઈ રહ્યા છે, તેનું મુખ્ય કારણ, અર્થ અને કામની વધુ પડતી વર્ત્તતી લિપ્તતાથી ઉત્પન્ન થતું આર્ત્ત અને રૌદ્ર-ધ્યાન જ છે. જીવને આવા અશુભ ધ્યાનથી બચવા માટે

શ્રી જિનેશ્વર પરમાત્માએ દર્શિત સદનુષ્ઠાનનો જ ઉપયોગ જરૂરી છે. એ સદનુષ્ઠાનોનું આલંબન જ, આત્માને દુર્ધ્યાનથી બચાવી, ધર્મધ્યાન અને શુકલધ્યાનમાં જોડે છે.

ધર્મધ્યાન તથા શુકલધ્યાન એ બે શુભધ્યાન છે. તેમાં પ્રથમ, ધર્મધ્યાનનું સ્વરૂપ આ પ્રમાણે છે.

આત્માને દુર્ગતિમાંથી ઉદ્ધરી સદ્‌ગતિમાં (પરંપરાએ મોક્ષગતિમા પણ) લઈ જનાર એવી મન–વચન અને કાયાની સ્થિરતાયુક્ત શુદ્ધઅધ્યવસાય તે ધર્મધ્યાન કહેવાય. તેના ચાર ભેદ આ પ્રમાણે છે (૧) પ્રભુની જે આજ્ઞાઓ છે, તે આજ્ઞાઓ સંબંધી ચિંતવન કરવું તે "**આજ્ઞાવિચય**" ધર્મધ્યાન છે. (૨) જીવો રાગ–દ્વેષ કરવાથી અને કર્મ બાધવાથી કેવાં દુઃખ પામે છે, તે વિચારવું તે "અપાય-વિચય" ધર્મધ્યાન છે (૩) શુભાશુભ કર્મોના શુભાશુભ વિપાકનો વિચાર કરવો તે "**વિપાકવિચય**" ધર્મધ્યાન છે. અને લોકાલોકનું સ્વરૂપ સંસ્થાન આદિ ચિંતવવું તે "**સંસ્થાનવિચય**" ધર્મધ્યાન છે.

અથવા બીજી રીતે ધર્મધ્યાનના ચાર ભેદ આ પ્રમાણે છે.—પોતાના હૃદયમાં નવપદ અંદિ ધ્યેયનું સ્થાપન કરી ધ્યાન કરવું તે "**પિંડસ્થ**," ધ્યેયવસ્તુ સ્વસ્થાને રહેલી હોય ત્યાં ધ્યેયવસ્તુ પ્રત્યે ચિત્ત (ગમે તે સ્થાને બેઠા છતાં) એકાગ્ર કરવું તે "**પદસ્થ**," ધ્યેયનુ સ્થાપનાનિક્ષેપદ્વારા ચિંતવન કરવું તે "**રૂપસ્થ**," અને અદેહી પરમાત્મા

(સિદ્ધ)નું ધ્યાન કરવું તે "**રૂપાતીત**" ધર્મધ્યાન છે. આજ્ઞારૂચિ, નિસર્ગરૂચિ (સ્વાભાવિક રીતે કર્મના ક્ષયોપશમ કે ઉપશમથી તત્ત્વશ્રદ્ધા કરવી તે), સૂત્રરૂચિ અને અર્થરૂચિ, એ ધર્મધ્યાનનાં ચાર લક્ષણ છે. વાચના, પૃચ્છના, પરિવર્ત્તના અને અનુપ્રેક્ષા, એ ચાર આલંબન છે. મૈત્રી, પ્રમોદ, કરૂણા અને મધ્યસ્થ, એ ચાર ભાવનાઓ છે. અથવા એકત્વ, અનિત્યત્વ, અશરણત્વ અને સંસારભાવના એ પણ ચાર ભાવનાઓ છે.

ઉત્કૃષ્ટ અને નિરાલંબન ધ્યાનની અપેક્ષાએ ધર્મધ્યાનના સ્વામિ, અપ્રમત્તમુનિ જ (મુખ્યત્વે) છે. તોપણ છઠ્ઠે ગુણસ્થાને પ્રમત્ત મુનિને સાલબન ધર્મધ્યાન ગૌણપણે કહ્યું છે. અને પાંચમે ગુણસ્થાને દેશવિરતિને મધ્યમ ધર્મધ્યાન શ્રી ગુણસ્થાનક્રમારોહમાં કહ્યું છે.

પરમાં હુંપણાની બુદ્ધિ એ દષ્ટિદોષ છે. જડપ્રત્યેનો આદર, આકર્ષણ, પ્રીતિ, બહુમાન, પરિચય, પ્રમોદ, અનુમોદન, એ હુંપણાની બુદ્ધિ છે. તેનાથી પાપપ્રકૃતિનો રસ નિકાચે છે. ધર્મધ્યાન જ, જીવને તેનાથી બચાવે છે. અને ધર્મધ્યાની બની રહેવા માટે, છઠ્ઠા ગુણસ્થાનક સુધી સદનુષ્ઠાનોનું આલંબન જીવને જરૂરી છે. સદનુષ્ઠાનોના આલંબનથી, ચરમાવર્ત્તી–માર્ગાનુસારી જીવોના જ ક્રમશઃ યોગ અને ઉપયોગની વિશુદ્ધિ થતી રહેતી હોવાથી દષ્ટિમોહને ઉત્પન્ન કરનાર દર્શનમોહનીયકર્મ, અને જીવને અશુભ તથા અશુદ્ધાચરણીય બનાવી રાખનાર ચારિત્ર મોહનીયકર્મ, નિર્બળ

પામે છે. આ રીતે દૃષ્ટિમોહ અને અશુભાચરણની થતી હીનતામાં જ સદનુષ્ઠાનની સફળતા છે. એ ભૂલાવું ન જોઈએ.

૧ થી ૩ ગુણસ્થાનક સુધી જીવને દર્શનમોહ અને ચારિત્રમોહનો તીવ્ર ઉદય હોય છે. તેથી દૃષ્ટિ વિપરીત અને ઉપયોગ-વીર્ય સર્વથા અશુદ્ધ હોય છે. પરંતુ અહિં યોગ અને ઉપયોગની ક્રમશઃ વિશુદ્ધિ માટે સદનુષ્ઠાનનું આલંબન ઉપયોગી છે.

ચોથા ગુણસ્થાને દૃષ્ટિ નિર્મળ છે, તો પણ ચારિત્ર-મોહનીયકર્મના ઉદયથી આત્માની નિર્બળતા હોય છે. અને તેટલા અંશે ઉપયોગ અશુધ્ધિ છે. દૃષ્ટિમાં સ્થિરતા નથી. અહિં સદનુષ્ઠાનના અવલંબને સ્થિરતા વધે છે. ચારિત્રમોહ નિર્બળ બને છે.

પાંચમે ગુણસ્થાને દૃષ્ટિની સ્થિરતા તે રૂપિયામાં એક આની જેટલી અને છઠ્ઠે ગુણસ્થાને સોળ આની જેટલી આવે છે છતાં અનુકૂળ-પ્રતિકૂળ નિમિત્તોની હાજરીમાં ઉપયોગની સ્થિરતા ચલિત થઈ જાય છે. આટલી પણ ઉપયોગ-વીર્યની અશુધ્ધિ, આત્માને અમુક સમય પર્યંત સંસારમાં રખડાવે છે. એટલે અહિં સુધીના ગુણસ્થાનકોમાં યોગ તથા ઉપયોગની સ્થિરતા અને પ્રશસ્તતાની વૃધ્ધિ માટે સદનુષ્ઠાનોનું આલંબન અત્યંત હિતકર છે. કારણ કે સદનુષ્ઠાનોમાં ઉપયોગ જોડવાથી દર્શનમોહ અને ચારિત્રમોહ ક્ષીણ થતા જાય છે. જેથી દૃષ્ટિદોષ અને પરભાવરમણતા ઘટે છે.

આ રીતે પરંપરાએ યોગસ્થૈર્ય અને ઉપયોગશુદ્ધિના જનક હોવાથી જિનાજ્ઞા મુજબનાં સર્વ સદનુષ્ઠાનો, અચરમાવર્ત્તી-માર્ગાનુસારીથી માંડી છઠ્ઠા પ્રમત્ત ગુણસ્થાનકવર્ત્તી સુધીના જીવો માટે આદરણીય, સ્મરણીય અને અનુકરણીય છે. જેમ જેમ તેનો આશ્રય લેવાય તેમ-તેમ આત્માના જ્ઞાનગુણની શુદ્ધિ, દર્શનગુણની શુદ્ધિ, ચારિત્રગુણની શુદ્ધિ અને વીર્યગુણની શુદ્ધિ થાયછે. યુંજનકરણ મટી ગુણકરણનો અધિકારી જીવ થાય છે. તેમાં મુખ્ય કારણ તો જ્ઞાનોપયોગ અને દર્શનોપયોગના વિષયોની ઉચ્ચતા શ્રેષ્ઠતા અને પવિત્રતા છે. આ પ્રમાણે, છઠ્ઠા ગુણસ્થાનક સુધીનો યોગી તે સાલંબન ધ્યાની હોય છે. અને ત્યારબાદ સાતમા ગુણસ્થાને ધર્મધ્યાનમાં વર્ત્તતો યોગી તે નિરાલંબન ધ્યાની છે સાલંબન ધ્યાન છઠ્ઠાગુણસ્થાનક સુધી જ હોય છે.

દેશવિરતિ ગુણસ્થાનમાં ચારે પ્રકારનું આર્ત્તધ્યાન અને ચારે પ્રકારનું રૌદ્રધ્યાન મંદ મન્દ હોય છે. અર્થાત્ દેશ-વિરતિ પરિણામ જેમ અધિક અધિકતર હોય છે, તેમ તેમ આર્ત્તધ્યાન અને રૌદ્રધ્યાન મંદમંદ હોય છે, અને ધર્મ-ધ્યાન મધ્યમ તોપણ અધિકાધિક હોય છે. પરંતુ ઉત્કૃષ્ટ ધર્મધ્યાન ( દેશવિરતિમાં ) ન હોય.

પ્રમત્ત ગુણસ્થાનમાં મુખ્યતા આર્ત્તધ્યાનની અને ઉપલક્ષણથી રૌદ્રધ્યાનની પણ છે. કારણ કે આર્ત્ત અને રૌદ્રધ્યાની બનાવનાર હાસ્યાદિ છ, અને સ્રીવેદાદિ ત્રણ, એમ નવનોકષાયનું અહીં સુધી અસ્તિત્ત્વ છે. જ્યારે ધર્મધ્યાનની

અહિં ગૌણતા છે. આ પ્રમત્તગુણસ્થાનવાળાને પણ સદનુષ્ઠાનરૂપ આલંબન વિનાનું નિરાલંબન ધ્યાનનો અભાવ હોય છે. કારણ કે શ્રી જિનેશ્વરોએ કહ્યું છે કે સાધુ પણ જ્યાં સુધી પ્રમાદયુક્ત છે, ત્યાં સુધી તેને નિરાલંબન ધ્યાન હોઈ શકતું નથી. વર્ત્તમાન સમયમાં તો જેને ચોથા ગુણસ્થાનનું પણ ઠેકાણું નથી, એવા કેઈક લોકો પ્રતિમાદિની ઉપેક્ષા કરીને આત્મસ્વરૂપ ચિંતવનનો ડોળ કરી, નિરાલંબન ધ્યાનમાં ગણાવી, આવશ્યક ક્રિયાઓ છોડી, લોકમાં મોટાઈ ખાટવાના પ્રયત્નમાં મચેલા દેખાય છે, તે સર્વ ચેષ્ટા શાસ્ત્રાજ્ઞાની અજ્ઞાનતા સૂચવે છે.

જે સાધુ, પ્રમાદયુક્ત હોવા છતાં સાધક અનુષ્ઠાનોનો ત્યાગ કરે છે, અને નિરાલંબન ધ્યાનનો આશ્રય કરે છે, તે સાધુ, મિથ્યાત્વથી મોહિત થયો છતાં સર્વજ્ઞભાષિત સિદ્ધાન્તને જાણતો જ નથી. યોગના આગ્રહવડે વ્યાપ્ત થયેલા જે જીવો સદાચારથી વિમુખ થઈ જાય છે, તે જીવોને યોગ પ્રાપ્ત થતો નથી. એટલું જ નહિં પણ આ લોકના સુખથીયે ભ્રષ્ટ થાય છે.

સાતમા ગુણસ્થાનમાં મુખ્યવૃત્તિએ તો શ્રી જિનેશ્વર ભગવતે કહેલા સ્વરૂપવાળું ધર્મધ્યાન હોય છે. તેમ જ રૂપાતીત ધ્યાનપણાવડે અંશ માત્રથી (ગૌણતાએ) શુકલ-ધ્યાન પણ હોય છે. ધર્મધ્યાનમાં ચોથો ભેદ રૂપાતીતધ્યાન હોવાથી એ ચોથા ભેદનું ધ્યાન જેમ રૂપાતીત છે, તેમ શુકલધ્યાન પણ રૂપાતીત ધ્યાનરૂપ જ છે. માટે ધર્મધ્યાનના

ચોથાપાયાના ધ્યાનવાળા આત્માને રૂપાતીતપણાનું ધ્યાન હોવાથી ગૌણુતાએ શુકલધ્યાન સ્વરૂપ છે. અર્થાત્ રૂપાતીત ધર્મધ્યાન તે મુખ્યતાએ ધર્મધ્યાન છે, અને ગૌણુતાએ શુકલધ્યાન છે.

અપ્રમત્ત ગુણસ્થાનમાં વ્યવહારક્રિયારૂપ આવશ્યકાદિ અનુષ્ઠાના હોતાં નથી, તો પણ સતત–નિરન્તરપણે ઉત્તમ ધ્યાનના ચોગથી સ્વાભાવિક આત્મશુદ્ધિ થતી જ જાય છે. અર્થાત્ અહિં ઉત્તમ આત્મસ્વરૂપ ધ્યાનનો સદ્ભાવ હોવાથી સ્વાભાવિક એટલે તે ધ્યાનની સાથે જ ઉત્પન્ન થયેલી અને સંકલ્પવિકલ્પની પરંપરાના અભાવથી આત્માના એક સ્વભાવરૂપ નિર્મલતા હોય છે. માટે અહીં કોઈપણ જાતના આલંબન વિનાનું નિરાલંબન ધ્યાન જ હોય છે

નિરાલંબન ધ્યાનમાં પ્રવેશ કરનારા ચોગીઓ ત્રણ પ્રકારના હોય છે. (૧) પ્રારંભક ચોગી (૨) તન્નિષ્ઠયોગી, અને (૩) નિષ્પન્નયોગી.

શાસ્ત્રમાં કહ્યું છે કે—સમ્યક્પ્રકારનો સ્વાભાવિક વિરતિ–પરિણામ અથવા સાંસર્ગિક વિરતિપરિણામ પામીને વાંદરા સરખી ચપલ ચાલવાળા મનને રોકવા માટે કોઈપણ સ્થાને એકાન્તમાં બેઠેલા, તથા હંમેશાં નાસિકાની અણી ઉપર દ્રઢ રીતે સ્થાપેલી દ્રષ્ટિવાળા, તથા ધીરતાપૂર્વક વીરાસન કરીને રહેલા અને નિશ્ચલ થયેલા એવા જે ચોગીઓ વિધિ-પૂર્વક સમાધિનો આરંભ કરે છે, તે "**આરંભક ચોગી**" કહેવાય છે.

પવન–આસન–ઇંદ્રિય–મન–ક્ષુધા–તૃષા–અને નિદ્રાનો જય કરનારા, અભ્યન્તર ચિંતનવડે વારંવાર તત્ત્વોનો અભ્યાસ કરનારા, તથા પ્રાણિઓ ઉપર અત્યંત પ્રમોદ–કરૂણા–મૈત્રી–મધ્યસ્થભાવના ભાવવાવાળા, ધ્યાનગત ક્રિયામાં પ્રતિક્ષણે વૃદ્ધિ પામનારા યોગીઓને "**તન્નિષ્ઠયોગી**" કહેવાય છે.

મન–વચન અને કાયાના તરંગો જ્યાં શમી ગયા છે, અને તેથી યોગસ્થિરતા જેમાં પ્રાપ્ત થઈ છે, તથા સમ્યગ્ વિદ્યારૂપી કમલિનીઓવાળા, અને આત્મસ્વરૂપમાં રમણતા કરનાર "**નિષ્પન્નયોગી**" કહેવાય છે.

આઠમા ગુણસ્થાનથી આગળ શુકલધ્યાન હોય છે. તેના પ્રકાર, નામ અને સ્વરૂપ નીચે મુજબ છે. **(૧) પૃથક્ત્વ વિતર્ક સવિચાર**—આ પહેલા શુકલધ્યાનમાં પૃથક્ત્વ એટલે ભિન્નતા, વિતર્ક એટલે શ્રુતજ્ઞાન, અને વિચાર એટલે સંચારણ–સંક્રાન્તિ, એ શબ્દાર્થ છે. અહિં જે દ્રવ્ય, ગુણ અથવા પર્યાયનું ધ્યાન ચાલુ હોય, તે જ દ્રવ્ય–ગુણ અને પર્યાયમાં સ્થિર ન રહેતાં, તે ધ્યાન, અન્ય દ્રવ્ય, ગુણ, પર્યાયમાં ચાલ્યું જાય છે, માટે પૃથક્ત્વ, તથા એ દ્રવ્યાદિકનો વિચાર શ્રુતજ્ઞાનને અનુસારે જ ચિંતવાય તેથી વિતર્ક, અને અર્થ, વ્યંજન અને યોગ એ ત્રણની સંક્રાંતિરૂપ વિચાર, એટલે એક અર્થથી બીજા અર્થ પર, એક વ્યંજનપંક્તિથી બીજી વ્યંજનપંક્તિ પર,

અને એક યોગથી બીજા યોગ પર જવાનું થાય તે વિચાર કહેવાય. અને એવા વિચારસહિત તે સવિચાર કહેવાય. એ પ્રમાણે આ ધ્યાન પવનના ઝકોલથી કંપતા દીવા જેવું ચલાયમાન શુકલધ્યાન છે. આ ધ્યાન શ્રેણિવંતને ૮માથી ૧૧મા ગુણસ્થાન સુધી હોય છે.

**(૨) એકત્વ વિતર્ક અવિચાર**- આ ધ્યાન તે પૂર્વોક્ત પહેલા ભેદથી વિપરીત લક્ષણવાળું, વાયુરહિત નિશ્ચલ, એક જ દ્રવ્યાદિકના ચિંતનવાળું, શ્રુતાનુસારી, અને અર્થ-વ્યંજન અને યોગના પૂર્વે કહ્યા પ્રમાણે સંચરણ રહિત હોય છે. અને તે બારમા ગુણસ્થાને હોય. આ ધ્યાનના અન્તે કેવળજ્ઞાન થાય છે.

**(૩) સૂક્ષ્મક્રિયા અનિવૃત્તિ**—તેરમા ગુણસ્થાનને અન્તે મન, વચન, યોગ રૂંધ્યા બાદ, કાયયોગ રૂંધતી વખતે, સૂક્ષ્મ કાયયોગી કેવલીને "સૂક્ષ્મક્રિયાઅનિવૃત્તિ" નામે આ ત્રીજું શુકલધ્યાન હોય છે. અર્થાત્ આ ધ્યાનમાં સૂક્ષ્મ કાયયોગરૂપ ક્રિયા હોય છે. અને આ ધ્યાન પાછું પડનાર ન હોવાથી, એનું "સૂક્ષ્મક્રિયા અનિવૃત્તિ" નામ છે.

**(૪) વ્યુચ્છિન્નક્રિયા અપ્રતિપાતી**—શૈલેશી અવસ્થામાં (૧૪મા ગુણસ્થાને અયોગીને) સૂક્ષ્મ કાયક્રિયાનો પણ વિનાશ થાય છે, અને ત્યાંથી પુનઃ પડવાનું પણ નથી. માટે તે અવસ્થામાં "વ્યુચ્છિન્નક્રિયા અપ્રતિપાતી" નામે આ ચોથું શુકલધ્યાન હોય છે. આ ચોથું શુકલધ્યાન

તે પૂર્વયોગથી થાય છે. જેમ દંડવડે ચક્ર ફેરવી, દંડ કાઢી લીધા બાદ પણ ચક્ર ફરતું જ રહે છે, તેમ આ ધ્યાન પણ સમજવું. એ રીતે ધ્યાન સાધનાના ક્રમદ્વારા જ, જીવો મોક્ષપદને પામ્યા છે, અને પામશે.

વર્ત્તમાનકાળમાં આ ધ્યાનમાં જે નિપુણતા થવી તે શાસ્ત્રમાં કહેલી રીતિ જાણુવાથી જ્ઞાનમાત્રપણે થાય છે. પરંતુ અનુભવથી એટલે ધ્યાન ધ્યાવાની ક્રિયા તરીકે થતી નથી. એટલે આ ધ્યાનની નિપુણતા, જ્ઞાનાનુભવ તરીકે હોઈ શકે, પણ ક્રિયાનુભવ તરીકે હોઈ શકે નહિં.

આ ચાર પ્રકારો પૈકી પહેલા બે પ્રકારો જે તજ્ઞાનના આલંબનથી કહ્યા છે, તે ચૌદપૂર્વગત શ્રુતજ્ઞાનના ઉપયોગથી જાણવું. પરંતુ આચારાંગઆદિ શ્રુતજ્ઞાનના આલંબનથી નહિં. કારણ કે આ બન્ને પ્રકારો પૂર્વધરને જ હોઈ શકે છે. અને જો પૂર્વધર ન હોય તો મરૂદેવાદિકની પેઠે ઉત્કૃષ્ટ ધર્મધ્યાનનો ચોથો પાયો હોય છે. કારણ કે પૂર્વગત જ્ઞાનના અભાવે શ્રુતાલંબનરૂપ સવિતર્કપણું હોતું નથી.

જૈનશાસનમાં કોઈપણ પ્રક્રિયાનું આયોજન, તે મુખ્યત્વે કરીને તો આત્માના અનંતજ્ઞાનાદિ ગુણોના આચ્છાદક કર્મસમૂહોનું ઉન્મૂલન કરી, તે અનંતજ્ઞાનાદિ ગુણોના પ્રકટીકરણને જ ઉદ્દેશીને હોય છે. જેથી સાલંબન ધ્યાન અને નિરાલંબન ધ્યાનની પ્રક્રિયા પણ આ હેતુ માટે જ છે. જે પ્રક્રિયાથી એ હેતુ સિદ્ધ ન થાય, તેવી પ્રક્રિયા ગમે તેવી

બાહ્ય ચમત્કારીક શક્તિ કે અનેક લબ્ધિઓની પ્રાપ્તિકારણુક હોય, તો પણ જૈનશાસનમાં તેને નિઃસાર દર્શાવી છે.

જે ધ્યાનથી આત્મા, દુઃખી દુઃખી થઈ રહે છે, તે આર્ત્તધ્યાન અને રૌદ્રધ્યાનની હકીકત, તથા જે ધ્યાનથી આત્મા પોતાની સ્વાભાવિકદશાને પ્રગટ કરવામાં સામર્થ્ય-વાન બને છે તે ધર્મધ્યાનની અને શુકલધ્યાનની હકીકત સમજી શકનાર જ, ધ્યાનના સારાસારને સમજી શકે છે. ધર્મધ્યાનના આલંબનભૂત ક્રિયાનુષ્ઠાનો પણ આત્માના કષાયોદિત ભાવોને ઉપશાન્ત કરવાના કારણે જ હોઈ, તેવા અનુષ્ઠાનકારકો જ આત્મશાંતિ અનુભવે છે. તેવા અનુષ્ઠાનોની આરાધના કોઈ ભૌતિક સામગ્રી પ્રાપ્તિના હેતુએ કે કોઈપણ પ્રકારની કિર્તિ કે મોટાઈ પ્રાપ્તિના હેતુએ કરવાની તો જૈનશાસનમાં સખત મનાઈ છે. અને તેથી જ જિનાજ્ઞા મુજબ તેવાં અનુષ્ઠાનોના આરાધકો વડે કરાતો તપ કે ત્યાગ, આત્મિક ગુણોનો વિકાસલક્ષી હોઈ, તેના વડે કર્મની નિર્જરા થાય છે. જેમ જેમ નિર્જરા થતી રહે છે, તેમ તેમ આત્મા, કર્મસમૂહના ભારથી હલકો બનતો જાય છે. અને નિરાશંસભાવે કરાતા આધ્યાત્મિક અનુષ્ઠાનોથી પુન્ય-બંધ થાય, તો પણ તે પુન્ય, "પુન્યાનુબંધિ પુન્ય" રૂપે બંધાય છે. તેવા પુન્યના વિપાકોદય સમયે, પ્રાપ્ત પુન્યસામગ્રીથી આત્મા, તે સામગ્રીમાં આસક્ત નહિં બનતાં, તે સામગ્રી પ્રત્યે વૈરાગ્યવાસિત બની રહી, તેને આત્મિકવિકાસની સાધનામાં જ ઉપયોગી બનાવવાની ભાવનાવાળો બને છે.

અજ્ઞાની આત્મા તો જિનપ્રણિત અનુષ્ઠાનોનું જિનાજ્ઞાથી વિરૂદ્ધ રીતીએ સેવન કરે છે. જેથી તેવા આત્માઓને તેવા સદનુષ્ઠાનોથી પણ બંધાતું પુન્ય તે "પાપાનુબંધિ પુન્ય" રૂપેજ બંધાય છે. તેવા પુન્યના વિપાકોદય સમયે પ્રાપ્ત અનુકુળ સામગ્રી, આત્માને આધ્યાત્મિક દ્રષ્ટિથી ચૂકાવી દઈ, ભૌતિક અનુકુળતાની આશક્તિમાં જ આશક્ત બનાવે છે. જેથી તેવો આત્મા, નવું પાપકર્મ બાંધી દુર્ગતિનો ભોક્તા બને છે.

સંસારનો ઉચ્છેદ કરનાર ધ્યાનને અર્થે જેઓ ઉત્સાહી, હોય, તેવા યોગીઓને જ યોગસિદ્ધિ પ્રાપ્ત થતી હોવાથી જૈનશાસનમાં તેવાઓને જ યોગીન્દ્ર કહ્યા છે. ઉત્સાહથી, નિશ્ચયથી, ધૈર્યથી, સંતોષથી, તત્ત્વનું જ્ઞાન થવાથી અને જનપદ (દેશનો)નો ત્યાગ કરવાથી, એ છ અર્થોવડે યોગ, સિદ્ધ થાય છે.

કેટલાક લોકો પ્રાણાયામ ધ્યાનમાં જ મુક્તિમાર્ગ માને છે. પરંતુ તે બરાબર નથી. કારણ કે પ્રાણાયામાદિ યોગના વ્યવહારોથી મોક્ષમાર્ગના યોગી થઈ શકાય નહિં. પ્રાણાયામ તો કાયાની આરોગ્યતાદિમા ઉપયોગી છે. જૈનદર્શનના પૂર્વાચાર્યો પ્રાણાયામાદિ યોગને મુક્તિનું સાધન માનતા નથી. આ પૂર્વાચાર્યો કંઈ પ્રાણાયામથી અજ્ઞાત ન હતા. ચૌદ પૂર્વધર શ્રી ભદ્રબાહુ-સ્વામી, કલિકાલ સર્વજ્ઞ શ્રી હેમચંદ્ર-સૂરીશ્વરજી વગેરે પૂર્વાચાર્યો પણ પ્રાણાયામ આદિનું ધ્યાન સારી રીતે જાણતા હતા. અને કરતા પણ હતા. પરંતુ

પોતાની સંયમક્રિયાઓને સંપૂર્ણ સાચવીને, પ્રાણાયામક્રિયાને શારિરિક આરોગ્યકારી અને બીજી કેટલીક ચમત્કારી શક્તિઓ ઉત્પન્ન કરાવનારી માની, સંયમને અબાધિત રાખી, જૈનશાસનની પ્રભાવના કરવામાં અતિ ઉપયોગી એવી કેટલીક ચમત્કારીક શક્તિઓ પ્રાપ્ત કરવાના હેતુથી જ સિદ્ધ કરતા હતા. સંયમની અબાધિતતાને ચૂકી જઈ, માત્ર ચમત્કાર બતાવવાના હેતુથી તો પ્રાણાયામ આદિનું ધ્યાન તે વખતે પણ કરવાની મનાઈ હતી. અને આજે મનાઈ છે. એવા હેતુએ તો કરતા તે ધ્યાનકારકો, શ્રુતજ્ઞાનના અભ્યાસ માટે અયોગ્ય ગણાતા.

તપશ્ચર્યાદિથી પણ વિવિધ પ્રકારની સિદ્ધિઓ પ્રાપ્ત થતી હોવા છતાં તેવી સિદ્ધિઓને પ્રાપ્ત મહાત્માઓ, તેનો ઉપયોગ અવશ્ય જરૂરી શાસનપ્રભાવના સિવાય કદાપી કરતા જ નહિ. આવા યોગવ્યવહારોમાં પોતાને અનુકૂળતા ન જણાતી હોય, અને બીજી રીતે પણ શાસનપ્રભાવના કરી શકાતી હોય તો, પ્રાણાયામાદિ યોગવ્યવહારમાં નહીં પ્રવર્ત્તવાથી કંઈ જ્ઞાન-દર્શન અને ચારિત્ર આરાધનાનો માર્ગ અટકી પડતો નથી. આત્માના જ્ઞાન-દર્શનાદિ ગુણોની અનંતતા પ્રગટ કરવા માટે કંઈ પ્રાણાયામાદિ યોગોની આવશ્યકતા નથી. એ રીતની ગુણપ્રાપ્તિ-દ્વારા, અજર-અમર સ્થાનને પ્રાપ્ત કરનારાઓને પ્રાણાયામાદિ યોગોનું જ્ઞાન હતું જ, એમ જૈનશાસ્ત્રોમાં ક્યાંય કહ્યું નથી.

ધર્મારાધનાનું મુખ્ય ધ્યેય તો પોતાના જ્ઞાન-દર્શન

અને ચારિત્ર ગુણોને વિકસાવી તે ગુણોની અનંતતા પ્રાપ્તિ માટે જ છે. સંયમના અધ્યવસાયોમાં અને ક્રિયાકાંડમા શિથિલતા અને જ્ઞાનાભ્યાસાદિમાં અરૂચિ ઉત્પન્ન થવાથી તો જ્ઞાનાદિ માર્ગો સીદાય છે. માટે જ સંયમ આરાધનાને ચૂકી જઈ પ્રાણાયામ આદિ યોગવ્યવહારોમાં પ્રવર્ત્તવાનું જૈનશાસ્ત્રમાં વિધાન છે જ નહિ

સિદ્ધાન્તોમાં અને કર્મગ્રંથોમાં જ્યાં જ્યાં ઉપશમ-શ્રેણિનું અને ક્ષપકશ્રેણિનું સ્વરૂપ આવે છે, ત્યાં ત્યાં સર્વત્ર કેવળ આત્માના શુભ અધ્યવસાયો જ કારણરૂપ ગણેલા છે. અને તે શુભ અધ્યવસાયો માટે જ્ઞાન, દર્શન અને ચારિત્રનો અભ્યાસ ઉપયોગી કહ્યો છે. અને તે અભ્યાસથી જ ધર્મ-ધ્યાન અને શુકલધ્યાનની પ્રાપ્તિ તથા આર્ત્ત અને રૌદ્ર-ધ્યાનથી મુક્તિ થાય છે. આત્માના જ્ઞાનાદિ ગુણોનો વિકાસ કરવા પૂર્વક તેની અનંતતાને પ્રાપ્ત કરવા માટે ધર્મધ્યાન અને શુકલ ધ્યાનની જ આવશ્યકતા જૈનશાસ્ત્રોમાં દર્શાવેલી છે. અને એ ધ્યાનોમાં જ આગળ વધી અનંત આત્માઓ સિદ્ધિપદને વર્યા છે, અને વરશે.

**સમાપ્ત**

## "જૈનતત્ત્વજ્ઞાન જેવું કોઈ તત્ત્વજ્ઞાન તર્કબદ્ધ નહિ હોવાનો" અભિપ્રાય દર્શાવતો તત્ત્વજ્ઞાનરસિક એક જૈનેતર ગૃહસ્થનો પત્ર

મુ. શ્રી ખુબચંદભાઈ કેશવલાલ પારેખ વાવ (બનાસકાંઠા)

હમણા "જૈન દર્શનમાં ઉપયોગ" નામનું આપનું પુસ્તક વાચતા ખૂબ જ આનદ થયો ગહન વિષયને આપે ખૂબ વિશદતાથી સમજાવ્યો છે ખરું પૂછો તો આવો મહત્ત્વનો વિષય ઘણાના ધ્યાન બહાર રહ્યો છે. અને ક્યાંક ઉલ્લેખ થયેલ છે તો આટલી છણાવટથી થયો નથી આવું સર્વાંગસુંદર પુસ્તક લખવા માટે અભિનંદન, અને આપની આ પ્રવૃત્તિની અનુમોદના જેટલી કરીએ તેટલી ઓછી.'

આપનાં પ્રકાશિત અન્ય પુસ્તકો મળી ગયા છે આમ તો મેં જૈનતત્ત્વજ્ઞાનનો યથાશક્તિ અભ્યાસ કર્યો છે પણ જેમ જેમ વધારે વચાય છે, તેમ તેમ વધારે પિપાસા રહે છે.

શ્રી ન્યાયવિજયજી, શ્રી હરિભદ્રસૂરિજી, શ્રી લક્ષ્મણસૂરિજી, શ્રી હેમચદ્રાચાર્યસૂરિજી, અને અન્યના પુસ્તકો વાંચ્યાં અને શક્તિ-પ્રમાણે ગ્રહણ કર્યું. વળી શ્રી કેસરસૂરિજીના પુસ્તક પણ ખૂબ જ ગમ્યાં.

કર્મ વિષે સરલ છતાં ઉંડાણવાળું વાચવાની જિજ્ઞાસા હતી, ત્યાં તમારાં પુસ્તકો મલ્યાં. જેથી ખૂબ ખૂબ આનંદ થયો આપે કર્મના સિદ્ધાન્તનું વિશ્લેષણ ખૂબ સરલ રીતે કર્યું છે. ગહન વિષયને આપે ઘણો સરલતાથી રજુ કર્યો છે.

હુ જન્મે બ્રાહ્મણ હોવાથી વેદાન્ત થોડુંક વાચ્યું છે. બૌદ્ધ વિચારધારા સમજવા પણ પ્રયત્ન કર્યો છે. અને એક સુખદ સંયોગે જૈન તત્ત્વજ્ઞાનનો લાભ મલ્યો.

"મારા મતવ્ય મુજબ જૈન તત્ત્વજ્ઞાન જેવુ કોઈ તત્ત્વજ્ઞાન તર્કબદ્ધ નહિ હોય. હું જૈનેતર હોવાથી તટસ્થ રહીને વાંચન કરી શકું છુ અને તેથી તેનું મૂલ્ય વધારે સમજાય છે."

તમે મોકલેલ પુસ્તકોનું વાંચન ચાલે છે, પણ એકવાર વાંચનથી ચાલે નહિ. મનનીય પુસ્તકો છે એટલે વધુ વાચન માગી લે છે.

અમદાવાદ તા. ૫-૪-૮૦ લી. ચદ્રહાસ એમ ત્રિવેદીના વંદન

(શ્રી ખુબચાંદભાઈ કેશવલાલ પારેખે. લેખિત પુસ્તકો અંગે તેમના ઉપર આવેલા સંખ્યાબંધ અનુમોદનીય પત્રોમાંથી કેટલાક પત્રોનો ટુંકસાર અહી રજુ કરીએ છીએ લી. પ્રકાશક)

## અનુમોદનીય પત્રો

(૧)

જૈનદર્શનમાં અણુવિજ્ઞાન નામે આપનુ પુસ્તક વાચી હુ ખૂબ પ્રભાવિત થયો છુ. આપની લેખનશકિતની હુ ભૂરિભૂરિ અનુમોદના અને પ્રશંસા કરુ છુ. આવા તત્ત્વજ્ઞાનના ઊંડા ચિંતક શ્રાવક–પંડિતો બહુ જ ઓછા છે. તમારૂ કર્મના સિદ્ધાન્તને લગતું જ્ઞાન, તલસ્પર્શી અને ઊંડું છે. તમારા આ જ્ઞાનની અને લેખનશક્તિની હું ખૂબ ખૂબ અનુમોદના કરુ છુ.

લી શેઠ મનસુખલાલ છોટાલાલ ધોરાજી (સૌરાષ્ટ્ર)
તા. ૧૨–૧૧–૭૯

(૨)

આત્મવિજ્ઞાનની બે નકલ અમને અહિં મળી છે તત્ત્વરસિકને વારવાર વાચવા યોગ્ય છે.

લી. પુન્યોદય વિ. ના ધર્મલાભ સુમેરપુર (રાજસ્થાન)
તા ૨૪–૯–૭૮

(૩)

આપનુ પુસ્તક "જૈનદર્શનનો કર્મવાદ" એક સંબંધીએ મને વાચવા આપ્યુ અને તે વાંચતાં હું ખૂબ પ્રભાવિત થયો છું. મારા જેવા અલ્પજ્ઞાનીને તેમાંથી ઘણુ જ્ઞાન પ્રાપ્ત થાય તેવું સુંદર લખાણ છે. એથી આકર્ષાઈને આપનાં બધાં પુસ્તકો વાચવાની જિજ્ઞાસા થઈ છે લી. ચંદુલાલ અબજીભાઈ. અમદાવાદ તા. ૩–૧૦–૭૯

(૪)

તમોએ આત્મવિજ્ઞાન ભાગ ૧–૨–૩, જૈનદર્શનમાં ઉપયોગ, કર્મમીમાંસા, જૈન દર્શનનો કર્મવાદ, જૈનદર્શનનુ અણુવિજ્ઞાન, પુસ્તકો

( ૧૧ )

તમારા તરફથી તુમારા હાથે લખાયેલ સાહિત્ય મળેલ છે. ખૂબ જ સરલ સુબોધ ભાષામા તત્ત્વજ્ઞાનને સમજાવવાનો પ્રયાસ એ તમારા લેખનની વિશેષતા છે.

લી. કલાપ્રભસાગર આદિના સાદર ધર્મલાભ મુબઈ તા. ૧૦-૧૦-૭૯

( ૧૨ )

આપનાં લેખિત પુસ્તકો વાચી અસીમ હર્ષ થયો છે. હવે આત્મવિજ્ઞાન પુસ્તક વાંચીને આત્માને વિકસિત બનાવીએ એ જ મહેચ્છા. આપ જે જે પુસ્તકોનું પ્રકાશન કરો તે તે પુસ્તકો અમને મળવાં જોઈએ, એવી આશા રાખીયે છીએ.

લી. પદ્મલતાશ્રી તથા હર્ષપદ્માશ્રી તરફથી ધર્મલાભ મદ્રાસ.
તા ૧૯-૧૦-૭૮

( ૧૩ )

આત્મવિજ્ઞાન ભાગ પહેલાની દ્વિતિયાવૃત્તિની નકલો અમને મળી ગઈ છે, અમારા સંબંધીઓમાં જ્યાં જ્યા આ પુસ્તક આપ્યું ત્યાં તેની ભાષાની સરલતા, ગુઢતત્ત્વજ્ઞાનને સહેલાઈથી સમજી શકાય તેવી શૈલીનાં ઘણાં વખાણ થયાં.

લી. પ્રવીણ શાહ. મુંબઈ તા ૩૧-૭-૮૦

( ૧૪ )

ધર્મલાભ સાથે લખવાનું કે તમે પાઠવેલ આત્મવિજ્ઞાન ભાગ પહેલો મળી ગયો છે. તમારા દીર્ઘચિંતન – મનનમાથી સરજાયેલું આ સાહિત્ય સુંદર અને વાંચકોને બોધ કરાવે એવું અને વાંચતાં ગમે એવું છે.

લી. પૂર્ણચન્દ્ર વિજયના ધર્મલાભ. પાટણ તા. ૧૫-૧૦-૭૮

( ૧૫ )

આપના પુસ્તકો મેં વાચ્યા પછી ઘણો જ પ્રભાવિત થયો હતો.

અને તત્ત્વનું ઊંડાણપૂર્વક સરલભાષામા આપનું લખાણ છે. વાંચી ઘણો જ આનંદ થયો છે. તમો શાસનની સારી સેવા બજાવો છો. પૂ. પં. મહારાજશ્રી યશોભદ્રવિજયજી મહારાજ, લાલબાગ આ સાલમાં ચોમાસું રહ્યા પછી તમારાં પુસ્તકો મને વાંચવા આપેલા.

લી. રમણલાલ મફતલાલ. મુંબઈ તા ૨૬-૧૧-૮૦

( ૧૬ )

આપ તત્ત્વજ્ઞાનનું સાહિત્ય જે સરસ રીતે સમજાવી લખો છો એટલે તમારા પુરૂષાર્થ પ્રત્યે પ્રેમ થાય તે સ્વાભાવિક છે. કલ્યાણ-માસિકમાં પણ આપના લેખો હું ખાસ વાંચું છું. તેમા તત્ત્વજ્ઞાન ભરપૂર હોય છે. ભાષા પણ બહુ સરળ હોય છે. એટલે સામાન્ય માણસ પણ સમજી શકે છે તમારાં પુસ્તકો તથા લેખો ખાસ વાચું છું. વાચવાની હંમેશાં જિજ્ઞાસા રાખું છુ.

લી. ગોવિન્દલાલ દોશીના જયજીનેન્દ્ર વડોદરા તા. ૧૨-૧૧-૮૦

( ૧૭ )

(૧૭) દ્રવ્ય-ગુણ-પર્યાયનું ચિંતન-મનન અને મંથન, તે આત્મ-શુદ્ધિમાં તથા મનની એકાગ્રતામા અને વિષય-કષાયથી નિર્લેપ-નિર્મળ-નિર્વિકાર-નિઃસંગ બનાવનારો ભવ્ય સ્વાધ્યાય યોગ છે. જેનો લાભ તમે લઈ રહ્યા છો.

લી. મુનિ રાજેન્દ્રવિજયજી ગણિ તરફથી ધર્મલાભ. જલગામ.

તા ૧૨-૧૨-૮૦

( ૧૮ )

આજે આવા દ્રવ્યાનુયોગના જ્ઞાતા બહુ જ અલ્પ સંખ્યામાં છે. અને તમો આવુ ઉત્તમ લેખન કરી મહત્ત્વપૂર્ણ તાત્ત્વિક બાબતોને પ્રગટ કરો છો, એ ખરેખર અત્યંત અનુમોદનીય છે.

લી પં. શ્રી નરદેવસાગરજીના ધર્મલાભ. કપડવંજ. તા. ૧૫-૧૧-૮૦

મોકલાવેલ જે બદલ આભાર. ઉપરોક્ત પુસ્તકોની સહાયથી જૈન-ધર્મનું તત્ત્વજ્ઞાન સમજવામા સરલતા થઈ. પુસ્તકો ઘણાં સુંદર છે. જૈનધર્મના તત્ત્વજ્ઞાનના આ પુસ્તકોમાં જે સાદી ભાષા છે, તેનાથી આ ગહન વિષય, ઘણો જ સરલ સમજવામા થઈ પડયો.

લી. બીપીનચંદ્ર. એ. શાહ. સુરત તા. ૧૬-૮-૮૦

(૫)

અમદાવાદના સતશ્રુત સેવાસાધના કેન્દ્રના પ્રેરક અને શ્રીમદ્દ રાજચંદ્રના પ્રખર અભ્યાસી તથા આત્મજ્ઞાની પૂજ્ય હો. મુકુન્દભાઈ સોનેજી સાહેબના સાન્નિધ્યમાં સમેતશિખર આદિ યાત્રાનું સદ્દભાગ્ય પ્રાપ્ત થયેલ, ત્યારે મારા એક મિત્ર શ્રી મગનભાઈ પાસેથી આપનું પુસ્તક "જૈન દર્શનમાં ઉપયોગ" વાંચવાનું સદ્દભાગ્ય પ્રાપ્ત થયેલ. જે એક વિદ્વતાયુક્ત પુસ્તક છે, પરંતુ સરલભાષાથી મારા જેવા સામાન્ય મુમુક્ષુને સમજવામાં સરળ પડેલ, એટલે ખૂબ ગમી ગયેલ. અને એમણે જ (મગનભાઈએ) તમારાં બીજાં પુસ્તકોનું લિષ્ટ અને ઠેકાણું આપ્યું. "હાથ કંકણ વળી આરસીની શી શરૂર ?" આપનાં પુસ્તકો મને વાંચવામાં અને સમજવામાં (જૈનધર્મ), ખૂબ ઉપયોગી થશે, એ ચોક્કસ છે.

લી. આપનો વિશ્વાસુ ખીમજી ગંગરના જયજીનેન્દ્ર. મુંબઈ.
તા. ૨૬-૧૨ ૭૯

(૬)

આત્મવિજ્ઞાન પ્રથમ ભાગ મલ્યું. પુસ્તક ઉપયોગી છે, અને યુગની માંગ પ્રમાણે લખાયું છે. લેખક અને સહાયકને ધન્યવાદ.

લી. પં. વિશાલવિજય. બેંગલોર તા. ૨૪-૧૦-૭૮

(૭)

તમારા તરફથી આત્મવિજ્ઞાનની બે પુસ્તિકાઓ પુનમે સાંજે મળી હતી. તમારી પ્રસ્તાવના તરત જોઈ ગયો છું. પ્રસ્તાવના મને બહુ જ ગમી છે. પાંચ ઇન્દ્રિયોની પંચાગ્નિ સાથે તથા પંચરત્ન

સાથે કરેલી સરખામણી જ ખૂબ જ પ્રબોધક અને પ્રેરક છે તમારી કલમ ભાવથી સુંદર છે. ભાવોને પરિણત સ્વરૂપે તમે આલેખો છો, માટે તમારું લખાણુ ભાવથી સુંદર બન્યું છે.

દા. જબૂવિજયના ધર્મલાભ— આદરિયા તા. ૨૦–૧૦–૭૮

( ૮ )

આપે મોકલાવેલ પુસ્તકો મલ્યા છે. આવુ સાહિત્ય હજી સુધી પ્રગટ થયું હોય તેમ લાગતુ નથી. ભગવાન વિતરાગ પરમાત્માના અનુપમ તથા અનન્ય અને અપૂર્વ તત્ત્વજ્ઞાનને આપે જે સરલતાથી, સાધારણ જ્ઞાનવાળો પણ સમજી શકે તેવી તથા રસભરપુર શૈલીથી અને બરાબર ક્રમપૂર્વક જે લખ્યું છે, તેના માટે કયા શબ્દોમાં તમારી પ્રશસા કરવી ?

લી. મગનલાલ ચાંપસીના સપ્રેમ નમ્રતાપૂર્વક નમસ્કાર
મુબઈ તા. ૯–૧૧–૭૯

( ૯ )

આત્મવિજ્ઞાન પુસ્તક મલ્યુ છે સરલ ભાષામાં યુક્તિ–પ્રયુક્તિ અને દ્રષ્ટાંતો આદિથી આત્મા–પરલોક–કર્મબંધ–નિર્જરા આદિ વિષયોને બહુ જ સુંદર રીતે સમજાવેલા છે.

લી. પં. પદ્મવિજય આદિ તરફથી ધર્મલાભ. ઈડર
તા. ૨૩–૧૦–૭૮

( ૧૦ )

આપનુ લખેલ પુસ્તક " જૈન દર્શનમાં અણુવિજ્ઞાન," ભાઈશ્રી મુળચંદભાઈ મહેતા તરફથી મને મલ્યું. સાયન્સની દ્દષ્ટિએ જૈન-ધર્મમાં ઘણું વિશેષ તત્ત્વ રહેલું છે એ આપશ્રીએ સચોટ રીતે સમજાવેલ છે. આવું સુંદર પુસ્તક લખી છપાવી પ્રગટ કરવા માટે અભિનન્દન.

લી. નંદલાલ તારાચંદ વોરા મુબઈ–વાલકેશ્વર તા. ૧૧–૧૦–૭૯

(૧૧)

તમારા તરફથી તમારા હાથે લખાયેલ સાહિત્ય મળેલ છે. ખૂબ જ સરલ સુબોધ ભાષામા તત્ત્વજ્ઞાનને સમજાવવાનો પ્રયાસ એ તમારા લેખનની વિશેષતા છે.

લી. કલાપ્રભસાગર આદિના સાદર ધર્મલાભ મુંબઈ તા. ૧૦-૧૦-૭૯

(૧૨)

આપનાં લેખિત પુસ્તકો વાંચી અસીમ હર્ષ થયો છે. હવે આત્મવિજ્ઞાન પુસ્તક વાંચીને આત્માને વિકસિત બનાવીએ એ જ મહેચ્છા. આપ જે જે પુસ્તકોનું પ્રકાશન કરો તે તે પુસ્તકો અમને મળવાં જોઈએ, એવી આશા રાખીયે છીએ.

લી. પદ્મલતાશ્રી તથા હર્ષપદ્માશ્રી તરફથી ધર્મલાભ મદ્રાસ.
તા ૧૯-૧૦-૭૮

(૧૩)

આત્મવિજ્ઞાન ભાગ પહેલાની દ્વિતિયાવૃત્તિની નકલો અમને મળી ગઈ છે, અમારા સંબંધીઓમાં જ્યા જ્યા આ પુસ્તક આપ્યું ત્યાં તેની ભાષાની સરલતા, ગુઢતત્ત્વજ્ઞાનને સહેલાઈથી સમજી શકાય તેવી શૈલીનાં ઘણાં વખાણ થયા.

લી. પ્રવીણ શાહ. મુંબઈ તા ૩૧-૭-૮૦

(૧૪)

ધર્મલાભ સાથે લખવાનું કે તમે પાઠવેલ આત્મવિજ્ઞાન ભાગ પહેલો મળી ગયો છે. તમારા દીર્ઘચિંતન – મનનમાથી સરજાયેલું આ સાહિત્ય સુંદર અને વાંચકોને બોધ કરાવે એવું અને વાંચતાં ગમે એવું છે.

લી. પૂર્ણચન્દ્ર વિજયના ધર્મલાભ. પાટણ તા. ૧૫-૧૦-૭૮

(૧૫)

આપનાં પુસ્તકો મે વાચ્યા પછી ઘણો જ પ્રભાવિત થયો હતો.

અને તત્ત્વનુ ઊંડાણપૂર્વક સરલભાષામાં આપનું લખાણ છે. વાચી ઘણો જ આનંદ થયો છે. તમો શાસનની સારી સેવા બજાવો છો. પૂ. પં. મહારાજશ્રી યશોભદ્રવિજયજી મહારાજ, લાલબાગ આ સાલમાં ચોમાસુ રહ્યા પછી તમારા પુસ્તકો મને વાંચવા આપેલા.

લી. રમણલાલ મફતલાલ મુંબઈ તા. ૨૬-૧૧-૮૦

( ૧૬ )

આપ તત્ત્વજ્ઞાનનું સાહિત્ય જે સરસ રીતે સમજાવી લખો છો એટલે તમારા પુરૂષાર્થ પ્રત્યે પ્રેમ થાય તે સ્વાભાવિક છે. કલ્યાણ-માસિકમાં પણ આપના લેખો હું ખાસ વાંચું છું. તેમાં તત્ત્વજ્ઞાન ભરપૂર હોય છે. ભાષા પણ બહુ સરળ હોય છે. એટલે સામાન્ય માણસ પણ સમજી શકે છે. તમારાં પુસ્તકો તથા લેખો ખાસ વાંચું છું. વાચવાની હંમેશા જિજ્ઞાસા રાખું છુ.

લી. ગોવિન્દલાલ દોશીના જયજીનેન્દ્ર. વડોદરા તા. ૧૨-૧૧-૮૦

( ૧૭ )

(૧૭) દ્રવ્ય-ગુણ-પર્યાયનું ચિંતન-મનન અને મંથન, તે આત્મ-શુદ્ધિમાં તથા મનની એકાગ્રતામાં અને વિષય-કષાયથી નિર્લેપ-નિર્મળ-નિર્વિકાર-નિઃસંગ બનાવનારો ભવ્ય સ્વાધ્યાય યોગ છે. જેનો લાભ તમે લઈ રહ્યા છો.

લી. મુનિ રાજેન્દ્રવિજયજી ગણિ તરફથી ધર્મલાભ. જલગામ.
તા. ૧૨-૧૨-૮૦

( ૧૮ )

આજે આવા દ્રવ્યાનુયોગના જ્ઞાતા બહુ જ અલ્પ સંખ્યામાં છે. અને તમો આવું ઉત્તમ લેખન કરી મહત્ત્વપૂર્ણ તાત્વિક બાબતોને પ્રગટ કરો છો, એ ખરેખર અત્યંત અનુમોદનીય" છે.

લી પં. શ્રી નરદેવસાગરજીના ધર્મલાભ. કપડવંજ. તા. ૧૫-૧૧-૮૦

(૧૯)

તમોએ મોકલાવેલાં ભેટપુસ્તકો વાંચ્યાં. સારાં છે. આજના પશ્ચિમી યુગ માટે એક સોનેરી વસ્તુ સમાન છે એટલે યુવાનોને સારા માર્ગે જોડવા માટે આવા પુસ્તકોની ખાસ જરૂર છે

લી. મુનિ હરિભદ્રસાગરના ધર્મલાભ. મુલુન્ડ (મુંબઈ) તા. ૧૬-૧૧-૮૦

(૨૦)

ધર્મલાભ ! તમે ધર્મપ્રેમથી મોકલેલ "જૈનદર્શનનો કર્મવાદ" પુસ્તક વાંચતા ખૂબ જ આત્મિક આનંદ અનુભવી રહ્યો છું. તેમાં પણ જે સ્પષ્ટતા દરેક પારિભાષિક શબ્દની કરી છે, તે ખૂબ જ મઝેની છે. તેમા પણ પેજ ૧૫૦ થી ૧૬૬મા સમ્યગ્દર્શનની મોક્ષ-મૂલક પદ્ધતિથી વર્ણવી છે, તે શાસ્ત્રીય વિપુલ શ્રદ્ધાગુણને નાભિગત બનાવવા નિષ્પક્ષપાત રીતે જોરદાર જહેમત ઉઠાવી છે, તે ખરેખર ! તમારા હૈયાના ઊંડાણમાં રહેલ શ્રદ્ધાની ખુલ્લી સાક્ષી પૂરે છે પેજ ૧૬૩ની છેલ્લી ત્રણ લીટીમા તો કમાલ રીતે સમ્યગ્દર્શનની ઝીણવટ બતાવી છે.

સમર્થ સૂક્ષ્મચિંતક સાક્ષરવર્ય પ્રભુદાસભાઈનું શાસનચિંતન, આત્મામાં પ્રગટેલ ઊંડા ક્ષયોપશમમાથી ઊઠયું હતું અને આર્ય-સંસ્કૃતિની સાચી માપણી લોક સમક્ષ મૂકી શકયા હતા

તેમ તમે પણ કર્મસાહિત્યના પારમાર્થિક પદાર્થોને લોકભોગ્ય-ભાષામાં, વૈજ્ઞાનિક પદ્ધતિએ મૂકવામાં સફળ થયા છો, એમ મારુ મન્તવ્ય છે.

[illegible] તમને અલ્પભવોમાં શીઘ્ર મુક્તિગામી બનો એ જ અભિલાષા.

[illegible] મુનિ [illegible]જી ([illegible] મ. શ્રી પ્રેમસૂરિશ્વરજીના શિષ્ય).